શ્રીયુત રાજરત્ન

# હરિલાલ ગોવિંદજી પરીખ

એમનું

# જીવનચરિત્ર

પ્રકાશક :

પુરૂષોત્તમ બાપુજી પરીખ



શ્રી. રાજ્યરત્ન હરિલાલ ગોવિંદજી પરીખ

સને ૧૯૨૮ સંવત ૧૯૮૪ મા લેવાએલ ફોટો

ૐ

સત્ સત્ પરમાત્મને નમઃ

શ્રીયુત રાજરત્ન

# હરિલાલ ગોવિંદજી પરીખ

બી. એ. એલ.એલ. બી.

એમનું

# જીવનચરિત્ર

પ્રકાશક :
પુરૂષોત્તમ ભાણજી પરીખ
અમરેલી ( કાઠીયાવાડ )
સંવત ૧૯૮૪

કિંમત રૂા. ૦-૧૦-૦

# આદિવચન

રાજરત્ન ભાઈહરિલાલ ગોવિંદજી પારેખનું જીવન વૃત્તાંત છપાય અને તેમની જાતી મહેનત, સ્વાશ્રય તથા પોતાની બીનસ્વાર્થ મહેનતથી પોતાનું, પોતાના કુટુંબનું, તથા પોતાની જ્ઞાતિ તેમજ કાઠીયાવાડનુ શ્રેય કેમ સાધ્યું, તેની વિગત જ્ઞાતિભાઈઓને જાણુવાને મળે-તે ઘણું ઉપયોગી થઈ પડે તેવી મારી માન્યતા છે. છેલ્લાં ૧૫ વર્ષ થયા હું ભાઈહરિલાલભાઇના અંગત પ્રસંગમાં આવ્યો ત્યારથી તેમની ઉચ્ચ ભાવના તથા સેવાવૃત્તિએ મારા મન ઉપર ઘણી સારી છાપ બેસાડી છે. કાઠીઆવાડના મોઢભાઈઓને આવું રત્ન તેમના સાર્વજનીક કામો માટે તત્પર છે તે ભાગ્યની વાત માનું છું. મોઢજ્ઞાતિને આવા શુદ્ધ લાગણી અને ભક્તિવાળા ઘણા વિરલાની જરૂર છે. તે નિઃસંદેહ છે.

મુંબઈ
તા. ૧૮-૬-૨૮

લી.
પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ મહેતા

શ્રી હરિલાલભાઈનો

# જીવનમંત્ર

હું પોતે આશાવાદી છું અને હમેશાં આશાવાદી માણસ ઈશ્વર પર શ્રદ્ધા રાખી પોતાનો આંતરનાદ સુણાવે છે. અને તે પ્રમાણે વર્તે તેમજ માને છે.

શ્રી. હરિલાલભાઈ.

# ઉપોદ્ઘાત્

જગતભરમાં મહાપુરુષોનાં જીવનચરિત્ર લખવાની પ્રથા પ્રચલિત છે જ. પણ એવાં જીવનચરિત્રો ઘણા ભાગે પાછળથી લખાય છે. અને તે લખનારાઓ પોતાની માહીતી અને તર્ક શક્તિનું અવલંબન કરે છે; અગર તેઓ પોતાની ધારણા બાર લાવવાનાં તત્વોને અનુસરે છે. પરિણામે કેટલીક બાબતો વાદગ્રસ્ત થઈ પડે છે. ખરેખર તેજ વ્યાજબી છે કે ચરિત્ર નાયકની હયાતીમાં લખાયેલું જીવનચરિત્ર વધારે આદર્શરૂપ ગણી શકાય. કેમકે તે ખરી બીનાથી ભરપૂર હોઈ શકે. એ નિઃસંદેહ વાત છે.

એક કવિએ જીવનકથાનો મહિમા વર્ણવતાં કહેલ છે કે "મહાન પુરુષોનાં જીવન ચરિત્રો અનેક રીતે બોધક છે. તેઓ ઉત્તમ પદને કેવી રીતે પામ્યા, તેમના કર્તવ્યથી દેશની સ્થિતિ ઉપર કેવી કેવી અસરો થઇ, અને દેશની સ્થિતિના કયા કયા અંશ તેમના સ્વરૂપને કયા કયા પ્રકારે ઉપકારક થયા. એ સર્વ જાણવાથી આપણને અનુકરણ કરવા યોગ્ય દષ્ટાંત્ત મળે છે" શ્રી હરિલાલભાઇનું જીવન જોતાં એક કર્તવ્ય પરાયણ મનુષ્ય પુરૂષાર્થથી કેટલો આગળ વધી શકે છે તેનું તે જીવન દષ્ટાંત છે. ઉત્તમ થવાને ઉત્તમ સંકલ્પો જોઈએ અને તદનુકુળ વર્તન ચલાવતાં નિઃસ્વાર્થ પ્રવૃત્તિથી ભવિષ્યમાં એક બીજાને મદદ કરી શકાય; સન્માર્ગગામી આત્મસુધારક મનુષ્ય વિમાર્ગને તજી સેવાનો માર્ગ ગ્રહણ કરી અન્યનું તેમજ પોતાના આત્માનું શ્રેય સાધી શકે છે, સરળ, સત્યનિષ્ટ અને દંભરહિત વર્તનથી અન્યમાં શુભ પ્રેરણા ઉદ્‌ભવાવી શકાય છે. એવું શ્રી હરિલાલભાઇના જીવનમાંથી તાદસ્ય મળી આવે છે.

શ્રી હરિલાલભાઈ ખરે—એક સાદા, સરળ, નિખાલશ—સાધુ પુરુષ છે. જગતના એ મિત્ર છે. એમણે કર્મયોગ પચાવ્યો છે. દેશની દરિદ્રતા અને અધોગતિના માટે એમનો આત્મા સતત બળ્યા કરે છે. નિરાશીને પોત્સાહિત કરનાર, જનસ્વભાવને જાણનાર, સાદાઇ તેમજ સ્વાર્પણ શીલતાનો નાદ ગુંજનાર—એ સાધુ જનસમાજના અંતરના ચિત્રપટ પર સદાને માટે ઉજ્જવળ રંગોથી આલેખાયેલો રહેશે.

ભલો દેશ મારો ભલી ભોમ મારી
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી

× × × × × ×

સ્વદેશી વડે દેશીનાં દુઃખ ટાળે
હજારો જનોને સદા જેહ પાળે.
વળી લોક કલ્યાણમાં લાભ લેખે
પુરા પ્રેમથી કોણ તેને ન પેખે ?

પોતાની જન્મભૂમિને કીર્તિશાળી બનાવવા અને તેનું ગૌરવ વૃદ્ધિગંત કરવાના સબળ પ્રયત્નો શ્રી હરિલાલભાઇના જીવનમાંથી તાદૃશ્ય તરી આવે છે. ધન્ય છે ! ! સહસ્ત્ર વાર ધન્ય છે ! ! તે દેશને કે જ્યાં આવા નર પુંગવો પોતાની સર્વ શક્તિનો પોતાની જન્મભૂમિને ઉન્નત કરવાના ભગીરથ પ્રયત્નોમાં વ્યય કરી, પોતાની અને જન્મભૂમિ ઉભયની માન પ્રતિષ્ટામાં અભિવૃદ્ધિ કરી અક્ષરશઃ સિદ્ધ કરી બતાવે છે કેઃ—

" जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी "

કહેવાય છે કે રાજ્ય અને પ્રજા વચ્ચેના સંબંધનો વિચાર કાળજી ભરી ચિંતાનો વિષય છે. તેમજ જીવંત ચરિત્ર નાયકની કથાના આલેખનનો વિષય પણ તેવોજ બેધારી અસિમાંથી પસાર થવા જેવો છે. જીવન નાયકના સદ્‌ગુણો અને દુર્ગુણો એ ઉભયની, સત્યનો નાશ ન થાય, અને કોઈ મહત્વની હકીકત ન રહી જાય એમ સંભાળપૂર્વક ચાલી સત્ય તુલના કરવી એ સર્વમાન્ય સિદ્ધાંત નાજુક છે. પ્લુટાર્કે કહ્યું છે કે–" મનુષ્યોના સદ્‌ગુણો કે દુર્ગુણો તેમનાં સર્વથી વધારે પ્રખ્યાત્ પરાક્રમોમાં શ્રેષ્ટ રીતે જણાતા નથી " તેમ શ્રી હરિલાલભાઇના મહાન્ સત્કાર્યો જોતાં બનવું શકય છે. એમનાં આંતર જીવનનું ખાત્રી વાળું પુરેપુરૂં જ્ઞાન જાણી તેમના આંતર હૃદયને યથાર્થ સમજી તેનું મૂર્તિમંત સ્વરૂપ આલેખવું એ અમારા માટે મહાકવિ કાળીદાસની ઉક્તિમાં ત્રાપાની મદદથી દુસ્તર સાગર તરી જવાની હામ ભીડવા જેવું છે કેમકે ભવભૂતિએ સત્ય જ કહ્યું છે કે "શ્રેષ્ટ પુરૂષના ચિત્તને કોણ જાણી શકે તેમ છે ? "

શ્રી હરિલાલભાઈએ પોતાના આદર્શ જીવનમાં કેવાં સત્કાર્યો કર્યાં તેનું આપણા સાધારણ સૌરાષ્ટ્રવાસી–ગુર્જર વાચક–ભાઇઓને જ્ઞાન થાય અને ઉમદા કાર્યો કર્યા છતાં એમનું જીવન કેવું પવિત્ર અને સ્વાર્પણ શીલ બની શકયું એ વાત ખાસ કરીને જાણવામાં આવે તેમજ એમનાં જીવન તથા જીવન કૃતિનો વિચારપૂર્વક અભ્યાસ બની શકે એ જ આ જીવન ચરિત્ર ગુર્જર જનતાને ચર્ણે ધરવાનો ઉદ્દેશ છે. આશા છે કે આ જીવન ચરિત્રમાંથી સર્વ સૌરાષ્ટ્ર વાસીઓને–ગુર્જર વાચકોને નવો પ્રકાશ મળવા

સાથે જીવન વ્યવહારને ઉપયોગી થાય તેવો અમૂલ્ય ઉપદેશ મળશે અને વિશેષે કરીને વિદ્યાભ્યાસી અને જીવન વ્યવહારમાં પ્રવેશેલા તેમજ પ્રવેશ થવા યોગ્ય થયેલા યુવકોને અનુકરણ રૂપ થયા વિના નહિ જ રહે.

"ઉપદેષ્ટા કરતાં આદર્શ રૂપ બનવું એમાં જગતનું વધારે કલ્યાણ રહેલું છે. ઉપદેશ કરતાં દષ્ટાંત બળવત્તર છે. અને વિશેષે હૃદયગામી છે. દષ્ટાંત કદી ન ભૂંસાય એવા ઉંડા સંસ્કાર હૃદય પટ ઉપર અંકિત કરે છે. નીતિના શુષ્ક પ્રવચનમાં આવું સામર્થ્ય હોતું નથી" એ એક વિદ્વાનના વચનો પ્રમાણે દષ્ટાંત રૂપ થવા–આદર્શ જીવન ગાળવા સૌ કોઇ પ્રેરાય એવી અંતિમ પ્રાર્થના છે.

મેં અને ભાઇશ્રી મણીલાલ રણછોડદાસે આ જીવનચરિત્ર લખવા માટે સામગ્રી એકઠી કર્યા પછી તેમણે આ જીવનચરિત્ર લખવાનું કામ કર્યું. અને તે પછી મને સોંપી આપ્યું તે બદલ તેમનો, તેમજ જે જે વર્તમાન પત્રો, માસિકો, રિપોર્ટો, નિવેદનો, પુસ્તકો, વગેરેમાંથી આ ચરિત્રની સામગ્રી લેવામાં આવી છે તે દરેકના ઉત્પાદક મહાનુભાવોનો અમે આભાર માનીયે છીયે.

તેમજ આ જીવનચરિત્રના કાર્યમાં અમરેલીના રા. રા. દેવચંદ રામજી, રા. રા. હીરાચંદ રાયચંદ, રા, ભટ્ટ જયાનંદ કરશનજી તથા અમારા ભાઇ પોપટલાલ છગનલાલ અને ભાઇપ્રાણજીવન કરશનજી દેસાઈ. તથા વીશનગરના રા. રા. શેઠ મહાસુખભાઇ ચુનીલાલ, તથા રા. પ્રાણલાલ પી. ગાંધી એઓએ જે અવાર નવાર મદદ કરી છે તે માટે તેમનો તથા ચીવટ રાખી સફાઇદાર, આકર્ષક આ પુસ્તકનું મુદ્રકનું કામ સહૃદયથી કરી આપ્યા બદલ રા. રા. ગજાનન વિશ્વનાથ પાઠક (અમદાવાદ)નો આભાર માનીયે છીયે.

આ જીવનચરિત્ર જનસમાજ સમક્ષ રજુ કરવા આર્થિક મદદ આપનારા સદ્‌ગૃહસ્થોની જે અમે ઇલાહીદા "સહાય–દાતા" તરીકેની આભાર પ્રદર્શિકા યોજેલ છે તે સહાયકોની ચરિત્ર નાયક પ્રત્યેની અપૂર્વ સ્નેહ વૃત્તિ, સમાજ પ્રત્યેની નિઃસ્વાર્થ સ્નેહ–મમતા, અને વિદ્યાપ્રીતિ પ્રતીત થાય છે.

છેવટમાં, જેની કૃપાથી આ જીવનચરિત્ર જનતાને ચર્ણે મુકવા ભાગ્યશાળી થયાં છીએ તે સર્વેશ્વર પરમકૃપાળુ પરમાત્માને અમારા સાષ્ટાંગ શુદ્ધ અંતઃકરણના નમસ્કાર હો! અસ્તુ.

તારીખ ૨૫–૬–૨૮
અમરેલી ( કાઠીયાવાડ )

લી. સેવક
પુરુષોત્તમ ભાણજી પરીખ
પ્રકાશક.

# આભાર-પ્રદર્શિકા

## સહાયક-દાતા.

| | |
|---|---|
| શ્રીમાન્ શેઠશ્રી સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ | મુંબઇ |
| શ્રીમાન્ શેઠશ્રી હરજીવનદાસ મોહનજી કાપડીયા | ધોરવાડ |
| શ્રીમાન્ શેઠશ્રી વાઘજીભાઇ લક્ષ્મીદાસ | મુંબઇ |
| શ્રીમાન્ શેઠશ્રી ગોવિંદલાલ કલ્યાણજી | બોટાદ |
| શ્રીમાન્ શેઠશ્રી દુલેરાય છગનલાલ | અમરેલી |
| શ્રીમાન્ શેઠશ્રી રામજીભાઇ હંશરાજ | અમરેલી |
| શ્રીમાન્ શેઠશ્રી લલ્લુભાઈ જમનાદાસ | અમરેલી |
| શ્રી અમરેલી શહેર મહાજન | અમરેલી |
| શ્રી હરિલાલભાઈ ગોવિંદજી "સુવર્ણ મહોત્સવ" સ્મારક ફંડ. હા. ભાઇશ્રી મોહનલાલ ઓધવજી | અમરેલી |

આ સખી સદ્‌ગૃહસ્થોએ આ જીવન ચરિત્રનું પુસ્તક જનસમાજ સમક્ષ રજુ કરવા ઉદાર અંતઃકરણથી અમોને જે સહૃદયપૂર્વક આર્થિક સહાયતાની મદદ કરેલ છે. તે બદલ તેઓનો અંતઃકરણ પૂર્વક આભાર માનીયે છીયે.

લી.-પ્રકાશક.
પુરૂષોત્તમ લાલજી પરીખ.

---

# વંશાવળી



મોરારજી
જગજીવન
ગોકળદાસ
ગોવિંદજી
જમનાદાસ
ગોરધનદાસ
વલભદાસ
શ્રી હરિલાલભાઈ
જન્મ સ. ૧૯૩૩
વીઠ્ઠલદાસ
લક્ષ્મીદાસ
પ્રભુદાસ
મનુભાઈ
મનસુખલાલ
જન્મ
સન
૧૮૯૭
સન
૧૯૦૫
સન
૧૯૦૭
સન
૧૯૦૯
સન
૧૯૧૪

# શ્રી હરિલાલભાઈની સેવાની ટુંક નોંધ.

સાંકળાયુ

| જ્ઞાતિ ઉત્કર્ષ પ્રવૃતિઓ | જ્ઞાતિસેવા | | |
|---|---|---|---|
| અમરેલી મોઢ શુભેચ્છક મંડળ | સ્થાપક | સન ૧૯૧૪ | ૮૩ |
| અમરેલી મોઢ કેળવણી ફંડ | સ્થાપક | સન ૧૯૧૪ | ૮૨ |
| અમરેલી મોઢ ભોજન ગૃહ | સહાયક | સન ૧૯૧૮ | ૮૪ |
| અમરેલી મોઢ યુવક મંડળ | પ્રમુખ | સન ૧૯૧૯ | ૮૪ |
| ચોત્રીસ તાલુકા મોઢ સંમેલન. | | | |
| ,, રાણપુર | પ્રમુખો પૈકી એક પ્રમુખ | સન ૧૯૦૯ | ૮૮ |
| ,, અમરેલી | સત્કાર કમીટી પ્રમુખ | સન ૧૯૨૪ | ૮૪ |
| ,, ભાવનગર | પ્રમુખ | સન ૧૯૨૬ | ૯૨ |
| શ્રી કાઠીયાવાડ મોઢ વણીક વિદ્યાર્થી ભૂવન. | | | |
| (ભાવનગર) | એક સ્થાપક તથા ટ્રસ્ટી | સન ૧૯૧૭ | ૯૦ |
| સમસ્ત મોઢ વણિક યુવક મંડળ પરિષદ (બોટાદ) | પ્રમુખ | સન ૧૯૧૯ | ૯૧ |
| અખીલ ભારતવર્ષીય મોઢ સંમેલન (રાજકોટ) | સબજેક્ટસ કમીટીના સભ્ય | સન ૧૯૨૨ | ૯૩ |
| અખીલ ભારતવર્ષીય મોઢ સંમેલન (જામનગર) | સબજેક્ટસ કમીટીના સભ્ય | સન ૧૯૨૩ | ૯૩ |
| મોઢ વિદ્યાર્થી ભૂવન (રાજકોટ) | ટ્રસ્ટી ને ફંડના ડેપ્યુટેશનના સભ્ય | સન ૧૯૨૬ | ૯૫ |
| મોઢ મહોદય માસીક વ. નીભાવ ફંડ | કાર્યવાહક કમીટીના સભ્ય | સન ૧૯૨૪ | ૯૭ |

## કેળવણી વિષય પ્રવૃત્તિઓ:- સમાજ સેવા-દેશ સેવા



## સંસાર સુધારા વિષયક પ્રવૃત્તિઓ:--

## ધાર્મિક પ્રવૃત્તિઓઃ—

| | | | |
|---|---|---|---|
| વૈષ્ણવ હવેલીનો મુકદમો | સહાયક | સન ૧૯૦૯ | ૧૩૫ |
| ગણપતિ ઉત્સવ | સેક્રેટરી | સન ૧૯૦૮ | ૧૩૭ |
| ગીતાની લ્હાણી | | સન ૧૯૧૧ | ૧૩૭ |
| શીવ મંદીર (કામનાથ મહાદેવનું) જીર્ણોદ્ધાર | સહાયક | સન ૧૯૨૭ | ૧૩૭ |
| ધર્મશાળાઓ (ખાંભા) | સહાયક | સન ૧૯૨૭ | ૧૩૮ |
| „ (ધારી) | સહાયક | સન ૧૯૨૮ | „ |
| „ (દામનગર) | સહાયક | સન ૧૯૨૮ | „ |
| અંત્યજ મંદીર | સહાયક | સન ૧૯૨૫ | „ |

## રાજકીય પ્રવૃત્તિઓઃ— રાજ સેવા.

| | | | |
|---|---|---|---|
| સત્યશોધક સભા | સ્થાપક | સન ૧૯૦૩ | ૧૪૦ |
| સાર્વજનીક સભા | સ્થાપક | સન ૧૯૦૫ | ૧૪૦ |
| સુધરાઈ | સભ્ય | સન ૧૯૦૫-૬ | ૧૪૨ |
| સુધરાઈ | ઉપપ્રમુખ | સન ૧૯૦૯ | ૧૪૩ |
| સુધરાઇ | પ્રમુખ | સન ૧૯૨૩ | ૧૪૪ |
| „ તર્ફે મહાત્માજીને માનપત્ર | | સન ૧૯૨૫ | ૧૪૪ |
| મહાલ પંચાયત | સભ્ય | સન ૧૯૦૫-૬ | ૧૪૬ |
| મહાલ પંચાયત | ઉપપ્રમુખ | સન ૧૯૦૯ | ૧૪૬ |
| પ્રાંત પંચાયત | સભ્ય | સન ૧૯૦૫-૬ | ૧૪૬ |
| પ્રાંત પંચાયત | ઉપપ્રમુખ | સન ૧૯૧૮ | ૧૪૭ |
| વડોદરા રાજ્ય-ધારાસભા | સભ્ય | સન ૧૯૦૮ | ૧૫૧ |

| | | | |
|---|---|---|---|
| વડોદરા રાજ્ય— | | | |
| કેળવણી કમીશન | સભ્ય | સન ૧૯૦૯ | ૧૫૪ |
| પ્રાથમિક શાળાઓનું અભ્યાસક્રમ યોજનારૂં કમીશન | સભ્ય | સન ૧૯૧૮ | ૧૫૪ |
| વડોદરા રાજ્ય આર્થિક અભિવૃદ્ધિનું કમીશન | સભ્ય | સન ૧૯૧૮ | ૧૫૫ |
| વડોદરા રાજ્ય ખર્ચની કાપકુપ કમીટી | સભ્ય | સન ૧૯૨૪ | ૧૫૫ |
| વડોદરા રાજ્ય પ્રજા મંડળની બેઠક. | | | |
| " નવસારી | સબજેકટસ કમીટીના સભ્ય | સન ૧૯૧૭ | ૧૫૫ |
| " વડોદરા | સબજેકટસ કમીટીના સભ્ય | સન ૧૯૧૮ | ૧૫૭ |
| " વડોદરા | પ્રમુખ | સન ૧૯૨૨ | ૧૫૮ |
| " પાટણ | સબજેકટસ કમીટીના સભ્ય | સન ૧૯૨૪ | ૧૫૯ |
| " બીલીમોરા | સબજેકટસ કમીટીના સભ્ય | સન ૧૯૨૫ | ૧૫૯ |
| " અમરેલી | આમંત્રી યોજનાર | સન ૧૯૨૬ | ૧૫૯ |
| " પેટલાદ | સબજેકટસ કમીટીના સભ્ય | સન ૧૯૨૭ | ૧૫૯ |
| હીંદી મહાસભાની બેઠકો. ( નેશનલ કોંગ્રેસ ) | | | |
| અમદાવાદ | પ્રેક્ષક | સન ૧૯૦૨ | ૫૭/૧૬૧ |
| " મુંબઈ | " | સન ૧૯૦૪-૫ | ૬૧/૧૬૧ |
| " અમદાવાદ | " | સન ૧૯૨૧ | ૧૬૧ |
| અમરેલી પ્રાંત સહકારી મંડળીઓની પરિષદ | સહાયક | સન ૧૯૨૭ | ૧૬૧ |
| શીવાજી મહોત્સવ | ઉત્પાદક | સન ૧૯૨૮ | ૧૬૨ |
| કાઠીયાવાડ રાજકીય પરિષદની બેઠક. | | | |
| " રાજકોટ | સબજેકટસ કમીટીના સભ્ય | સન ૧૯૧૮-૧૯ | ૧૬૨ |
| " પોરબંદર | સબજેકટસ કમીટીના સભ્ય | સન ૧૯૨૮ | ૧૬૨ |

શ્રી હરિલાલભાઇના—

# આંતૂરિક વિચાર.

"ગરીબ વર્ગમાં ફરી જ્યાં અન્નવસ્ત્રનાં ફાંફાં હોય, ત્યાં ગૃહ ઉદ્યોગો દાખલ કરી ભૂખમરો ટાળી તેમને સ્વાશ્રયી બનાવવા, જ્યાં જ્યાં ગલીચ ગંદકી હોય, રોગગ્રસ્ત સ્ત્રી, બાળકો હોય, પતિત દશા હોય, ત્યાં ત્યાં તેમને સંયમના, સ્વચ્છતાના, આરોગ્યતાના, અને વિશુદ્ધ જીવન ગાળવાના સાધનો આપવા, લોકોને તેમની સ્થિતિનું તથા રહેણી કરણીનું ભાન કરાવવા, અને જે જે હકકો મળ્યા છે તેનો પુરેપુરો લાભ લેવાની તાલીમ આપવા, રાજતંત્રનો અભ્યાસ કરવા, સાચી અને ઉપયોગી માહીતી મેળવી પ્રજાકીય ખાતાના પરિણામ તપાસવા, પ્રાથમિક કેળવણી લોકોપયોગી અને પ્રિય કરવા, રૈયતના ઉંડા દુઃખોનો અભ્યાસ કરવા, આપણી ત્રુટીઓ જાણુવા, તથા તેના ઉપાયો શોધવા વગેરે બાબતોની તાલીમ આપવા માટે રાજ્યમાં અનુકૂળ સ્થળોએ આશ્રમો અગર સમિતિઓ સ્થાપી પ્રજાના કલ્યાણ માટે આત્મભોગ આપનાર દેશભકતો, ઉત્સાહી સ્વયંસેવકો, અને સેવીકાઓ તૈયાર કરવા તથા દેશસેવામાં તેમનો ઉપભોગ લેવા આંપણી પ્રજાએ આ મોટું કાર્ય હાથ ઉપર લેવાનો ખરો વખત અત્યારે આવ્યો છે."

શ્રી હરિલાલભાઇ.

શ્રી રાજરત્ન શ્રી હરિલાલ ગોવિંદજી પારેખ. એમનું

“ જીવનચરિત્ર ”

# વિષયાનુક્રમણીકા.

---





# શુદ્ધિપત્ર

| પાન | લીટી | શું છે. | શું જોઇએ. |
|---|---|---|---|
| ૩ | ૧૯ | પારેખની દેખાય છે | પારેખની છે |
| ૪ | ૧૨ | વૈશ્નવ | વૈષ્ણવ |
| ૪ | ૨૬ | ઉમદું | ઉમદા |
| ૬ | ૭–૮ | સમાધિધાનીયુક્ત | સમાધિયુક્ત |
| ૭ | ૧ | જાહ્નવી | જાન્હવી |
| ૭ | ૭ | કૌવતદારપણું | કૌવત |
| ૭ | ૯ | ઘુટતો | ઘટતો |
| ૭ | ૨૪ | ગ્રહક્ષેત્ર | ગૃહક્ષેત્ર |
| ૭ | ૨૭ | પિતા થાય છે. | પિતા છે. |
| ૮ | ૩ | સ્વરમાં | હસ્તમા. |
| ૮ | ૧૨ | ગ્રહશિક્ષણ | ગૃહશિક્ષણ |
| ૯ | ૧ | લાચારીથી શાળા તરફ તે. | લાચારીથી તે શાળા તરફ. |
| ૯ | ૧–૨ | અને શાળાના | અને તે શાળાના |
| ૯ | ૩ | ધ્યાન | ભ્યાન |
| ૯ | ૧૮ | આંકણીની | આંકણીથી |
| ૯ | ૨૮ | શાકવાનો | શકાવાનો |
| ૯ | ૩૧ | ગુલામવૃત્તિથી | ગુલામવૃતિને |
| ૧૦ | ૧૪ | લાગતી | હતી |
| ૧૦ | ૧૪ | તેટલામાં | તેવામાં |
| ૧૦ | ૨૩ | કરડભૂસ થઇને એકદમ ધસી | કરડભૂસ થઇને ધસી |
| ૧૦ | ૨૪ | દરમ્યાનમાં | દરમ્યાન |
| ૧૧ | ૫ | એવો થયો કે | એવો થયો હતો કે |
| ૧૨ | ૧૩ | શિક્ષકની અનેરી | શિક્ષકની આ અનેરી |
| ૧૨ | ૨૦ | શાહેરમા | શાહેરના |
| ૧૨ | ૨૧ | નયનરંનક | મનોરંજક |
| ૧૩ | ૧૨ | હૃદય તથા | હૃદયમાં તથા |

| પાન | લીટી | શું છે. | શું જોઇએ. |
|---|---|---|---|
| ૧૩ | ૧૩ | પધરામણીના | પધરામણીનો |
| ૧૩ | ૧૬ | સને ૧૮૯૭ માં | સને ૧૮૮૭ માં |
| ૧૩ | ૨૫ | માબાપોની તથા સમાજોની | માબાપોની |
| ૧૪ | ૧૦ | લગ્ન ઘણી | લગ્ન |
| ૧૪ | ૧૩ | ભાવિક | ભાવિ |
| ૧૪ | ૧૭ | એક | એક |
| ૧૪ | ૨૧ | રીવાજ તો | લગ્નના રિવાજ તો |
| ૧૫ | ૧૦ | અમુક | એવું. |
| ૧૫ | ૨૭ | પદ્ધતિ | લગ્ન પદ્ધતિ |
| ૧૬ | ૭ | બાળલગ્નનો | બાળલગ્નના |
| ૨૩ | ૫ | ધર્યું | ધરયું |
| ૨૪ | ૧૪ | રોજ | સહેજ |
| ૨૯ | ૪ | શ્રી હરિલાલભાઇ | થી પારીગ્રાફ સમજવો. |
| ૨૯ | ૧૫ | પેતાના | પોતાના |
| ૩૫ | ૧૧ | અમરલીમા | અમરેલીમાં |
| ૩૬ | ૨૫ | કરસનજી | કસનજી |
| ૩૭ | ૫ | સત્ત્વિક | સાત્ત્વિક. |
| ૩૯ | ૨૩ | શાખવે | શાખવે |
| ૪૦ | ૭ | ૪ માસ. | ૭ માસ |
| ૪૬ | ૨૯ | ખજાનામાથી | ખજાનામાં |
| ૫૬ | ૩૧ | નથી | નહિ |
| ૫૭ | ૧ | સને ૧૯૨૦ ની | સને ૧૯૦૨ ની |
| ૬૫ | ૧ | પડે છે | પાડે છે |
| ૬૯ | ૫ | પીન બૉર્ણુ | ગ્રીજ બૉર્ણુ |
| ૬૯ | ૧૪ | આપના | આપણા |
| ૬૯ | ૨૩ | તેમાંએ | તેમાં ગૃહ એ |
| ૭૦ | ૪ | તેણે | જેણે |
| ૭૦ | ૧૧ | પગના | પગમાં |
| ૭૦ | ૧૩ | નીતિ | પ્રીતિ |
| ૭૧ | ૨ | પાસે | પાખે |

| પાન | લીટી | શું છે. | શું જોઇએ. |
| --- | --- | --- | --- |
| ૭૧ | ૨૯ | હિતગ્નની | હિતની |
| ૭૨ | ૧૪ | ભલા દિકરાના | ભલા દિલના |
| ૭૨ | ૨૫ | પડતું | ચડતું |
| ૭૩ | ૧૭ | ચાહતાં | ચાહ હતો. |
| ૭૮ | ૨૩ | દામુંભાઇ | દામુભાઇ |
| ૭૮ | ૨૫ | અન્યય | અધ્યક્ષ |
| ૭૮ | ૨૫ | નવાઇ | જણાઇ |
| ૮૨ | ૨ | સાથે | મિત્રો વચ્ચે |
| ૮૩ | ૧૦ | કે પ્રશ્ન | કે એ પ્રશ્ન |
| ૮૩ | ૧૧ | ધ્યાન | ધ્યાન |
| ૮૪ | ૩૦ | ૨૪ | ૩૪ |
| ૮૯ | ૧૧ | રજુ કરી તેથી | રજુ કરી કે તેથી |
| ૯૧ | ૨૯ | ભાષણુમાં પણ | ભાષણુમાંનો એક. |
| ૯૧ | ૩૧ | લાવ્યા | રાખ્યા |
| ૯૩ | ૫ | નીશાળોમા | ની સાલોમા |
| ૯૪ | ૨૪ | અસરકારક અને | અસરકારક |
| ૯૫ | ૧૧ | મોટ | મોઢ |
| ૯૫ | ૧૩ | મુદ્દત | મદદ |
| ૯૫ | ૧૪ | મોકલવા | મેળવવા |
| ૯૯ | ૭. | પ્રસગે | પ્રસંગે |
| ૯૯ | ૨૭ | નાખી એવું | નાખી હોય એવું |
| ૯૯ | ૩૧ | સંસર્ગિક | નૈસર્ગિક |
| ૧૦૧ | ૮ | પ્રમાણે આ લોકોની | પ્રમાણે લોકોની |
| ૧૦૧ | ૧૮-૧૯ | બોધદાઇ | બોધદાયી |
| ૧૦૧ | ૨૦ | સૌઇવાળું | સોઈવાળું |
| ૧૦૧ | ૨૨ | શ્રી હરિલાલભાઇ એ એક | શ્રીહરિલાલભાઇ એક |
| ૧૦૧ | ૨૫ | લાય | લાભ |
| ૧૦૨ | ૧ | રજાું | રજુ |
| ૧૦૨ | ૨૨ | કાઠિઆવાડમા આવેલી | કાઠિઆવાડમા |
| ૧૦૪ | ૨૫ | આવી અર્થસૂચક | આવી. આ અર્થસૂચક |

| પાન | લીટી | શું છે. | શું જોઇએ. |
|---|---|---|---|
| ૧૦૫ | ૨ | Hiralal | Harilal |
| ૧૦૫ | ૭ | ,, | ,, |
| ૧૦૫ | ૧૬ | ,, | ,, |
| ૧૦૬ | ૩ | વર્ણુના | વર્ગના |
| ૧૦૬ | ૨૪ | આપણો | આપણે |
| ૧૦૭ | ૧૭ | લાભદાઇ | લાભદાયી |
| ૧૦૭ | ૧૮ | વર્ગન | વર્ણન |
| ૧૦૭ | ૨૩ | મુસદ્દા અને | મુત્સદ્દીભર્યું અને |
| ૧૦૮ | ૮ | રાજ્યનું | એ રાજ્યનું |
| ૧૦૮ | ૨૯ | ઘણી નાસીપાસ થઇ | નિરાશા ઉપજી |
| ૧૦૯ | ૧૦ | Cowotor | Collector |
| ૧૦૯ | ૨૨ | સુફલદાઇ | સુફલદાયી |
| ૧૧૦ | ૨૮ | વડોદરા રાજ્યના | અને જે વડોદરા રાજ્યના |
| ૧૧૦ | ૩૦ | તેમ | જેમાં |
| ૧૧૦ | ૩૨ | સંસ્થાથી | સંસ્થાની |
| ૧૧૩ | ૨૫ | નાયકને તે શોભે | નાયકને શોભે |
| ૧૧૫ | ૧૩ | આપવા | આવવા |
| ૧૧૬ | ૧૫ | વકત્વને ઉત્તેજન મળે | વક્તૃત્વ શક્તિની જમાવટ થાય. |
| ૧૧૬ | ૨૫ | તેમના માટે | તેમના ઉતારા માટે |
| ૧૧૭ | ૨ | પુરૂષ Greatest man | પુરૂષોમાંના એક One of the greatest men |
| ૧૧૭ | ૧૫ | Hinady | Hindu |
| ૧૧૮ | ૭ | પહેચાડવાના | પહોંચાડવાના |
| ૧૧૮ | ૧૪ | નકિળ્યો છે | નિકળ્યો છે. |
| ૧૧૯ | ૩ | રસ્તા | સસ્તા |
| ૧૧૯ | ૨૪ | અદોબસ્ત | બંદોબસ્ત |
| ૧૧૯ | ૩૨ | પ્રશંશા | પ્રસંશા |
| ૧૨૦ | ૧૧ | ઉમરાઈ | ઉભરાઇ |
| ૧૨૨ | ૪ | વહેચાવી | વહેંચાવી |

| પાન | લીટી | શું છે. | શું જોઇએ. |
|---|---|---|---|
| ૧૨૨ | ૧૧ | કરી તે | કરીને |
| ૧૨૨ | ૧૬ | વહેચવાની | વહેંચવાની |
| ૧૨૨ | ૧૮ | વહેચાવ્યા | વહેંચાવ્યા |
| ૧૨૩ | ૫ | ભિન્ન | ભિન્ન |
| ૧૨૩ | ૧૭ | ચમત્કારી | ચમત્કાર |
| ૧૨૩ | ૧૮ | Grony of fate | Irony of fate |
| ૧૨૩ | ૨૧ | ગાયકવાડના | ગાયકવાડ |
| ૧૨૩ | ૩૦ | ઉદ્દગારોને | ઉદ્દગારો |
| ૧૨૪ | ૨ | પ્રશંસનીય | પ્રસંશનીય |
| ૧૨૪ | ૨૬ | ધર્મોપદેક | ધર્મોપદેશક |
| ૧૨૫ | ૧૪ | તે એક સંસ્થાના | તે સંસ્થાના |
| ૧૨૫ | ૧૮ | સત માર્ગે | સદ્દમાર્ગે |
| ૧૨૫ | ૨૦ | પર્યંત | પર્યંત |
| ૧૨૫ | ૨૧ | માતૃભાવથી | ભ્રાતૃભાવથી |
| ૧૩૫ | ૩૧ | આવે છે | જાય છે. |
| ૧૩૭ | ૨૫ | વોસ | વોરા |
| ૧૩૯ | ૨૭ | ચોંકી | ચોંટી |
| ૧૪૬ | ૧૦ | પહેલાં સ્થાપી | સ્થાપી |
| ૧૪૬ | ૧૪ | આપવા | આપણા |
| ૧૪૬ | ૨૭ | નામ | નીમ |
| ૧૪૭ | ૧૨ | કરશું | કરીશું |
| ૧૪૭ | ૧૪ | બેઠકમાં પંચાયત રાજ્યની | બેઠકમાં રાજ્યની |
| ૧૪૭ | ૨૭ | તે એ ઉપરના | તે ઉપરના |
| ૧૪૮ | ૧ | Indusrrial | Industrial |
| ૧૪૮ | ૧ | એક | એવું |
| ૧૪૮ | ૨ | છોકરાઓને ફરજીયાત | છોકરાંઓને માટે ફરજીયાત |
| ૧૪૮ | ૫ | સહકાર્ય તત્ત્વથી | સહકારના તત્ત્વથી |
| ૧૪૮ | ૯ | જવાબદારી લેવા તેમની તત્પરતા ઈ. આ | કેવી જવાબદારી લેવી જોઇએ એ |

| પાન | લીટી | શું છે. | શું જોઇએ. |
|---|---|---|---|
| ૧૪૮ | ૨૧ | આ | એ |
| ૧૪૮ | ૨૬ | સોપવામાં | સોંપવામાં |
| ૧૪૯ | ૧૦ | વતનથી | વર્તનથી |
| ૧૫૧ | ૨૫ | સ્વભાવિક | સ્વાભાવિક |
| ૧૫૨ | ૧૨ | ઝુંઝા છે. | ઝુઝયા છે. |
| ૧૫૨ | ૧૭ | રાજ્યની પ્રજાને | રાજ્ય અને પ્રજાને |
| ૧૫૩ | ૧૫ | બોધદાઇ | બોધદાયી |
| ૧૫૩ | ૨૪ | ભારે શાણપણ | શાણપણ |
| ૧૫૫ | ૧ | રાજા | રાજ્ય |
| ૧૫૫ | ૩ | ફલદાઇ | ફલદાયી |
| ૧૫૫ | ૪ | બુદ્ધિ, ચાતુર્ય | બુદ્ધિચાતુર્ય |
| ૧૫૬ | ૪ | જે દેશી | દેશી |
| ૧૫૬ | ૮ | તેવું | તેમ |
| ૧૫૬ | ૫ | તેથા | ત્યારે |
| ૧૫૬ | ૧૭ | વિઘાતક | વિઘાતક |
| ૧૫૭ | ૨૯ | સંપૂર્ણ એકમને | સર્વાનુમતે |
| ૧૫૮ | ૩૧ | પ્રોત્સાહ | પ્રોત્સાહજનક |
| ૧૫૯ | ૩ | સમય સુધીના એ બનાના આખા ઇતિહાસનું | સમય સુધીના ઇતિહાસનું |
| ૧૬૦ | ૬ | તેણે | જેણે |
| ૧૬૦ | ૮ | વધુ | વધુ |
| ૧૬૨ | ૪ | બતાવવાની | બનાવવાની |
| ૧૬૨ | ૬ | ત્રીંશત | ત્રીશત |
| ૧૬૨ | ૧૫ | ગોરવથા | ગૌરવથા |
| ૧૬૩ | ૨૦ | છે | હતો |
| ૧૬૪ | ૪ | બોધદાઈ | બોધદાયી |
| ૧૬૫ | ૨૩ | વિચાર | વિચારો |
| ૧૬૬ | ૮ | ઉચ | ઉચ્ચ |
| ૧૬૮ | ૭ | બોધદાઈ | બોધદાયી |
| ૧૬૯ | ૮ | તેમજ તેઓને | તેમજ કોઇ નવી સંસ્થાઓને |

| પાન | લીટી | શું છે. | શું જોઇએ. |
|---|---|---|---|
| ૧૭૦ | ૩૦ | વિધવા છે | વીંધવા છે. |
| ૧૭૧ | ૩૧ | પ્રસ્તુત: | પ્રસ્તુત |
| ૧૭૨ | ૧૫ | અને | ને |
| ૧૭૨ | ૧૭ | નિઃસ્વાર્થે | નિઃસ્વાર્થપણે |
| ૧૭૨ | ૧૯ | અંક્તિ | અંકિત |
| ૧૭૨ | ૨૨ | સામ્રાજ્ય | સામ્રાજ્યના |
| ૧૭૫ | ૨૯ | પ્રોઢ | પ્રૌઢ |
| ૧૭૬ | ૩૦ | કરીશ | કહીશ |
| ૧૮૦ | ૪ | નમુનાદાર | નમુનેદાર |
| ૧૮૧ | ૮ | બોધદાઈ | બોધદાયી |
| ૧૮૧ | ૨૧ | એકે | એ કે |
| ૧૮૩ | ૧૯ | તેમનું | તેનુ |
| ૧૮૪ | ૭ | આકર્ષિક | આકર્ષી |
| ૧૮૪ | ૧૬ | એવી બોધદાઇ એવી | અતિ બોધદાયી અને |
| ૧૮૫ | ૪ | **હલાહલ** | **હલાહલં** |
| ૧૮૫ | ૭ | શુદ્ધા | શુદ્ધ |
| ૧૮૫ | ૯ | પ્રાચિમાત્ય | પાશ્ચિમાત્ય |
| ૧૮૫ | ૨૫ | આસક્તિને | આ શક્તિને |
| ૧૮૬ | ૧૧ | બોધદાઈ | બોધદાયી |
| ૧૮૬ | ૨૭ | આસ્વાસન | આશ્વાસન |
| ૧૮૭ | ૨૪ | **નામતું** | **નામતુ** |
| ૧૯૦ | ૨૮ | અને આ | આ |
| ૧૯૨ | ૧૯ | સ્વાભાવ | સ્વભાવનું |
| ૧૯૨ | ૩૨ | સુફલદાઇ | સુફલદાયી |
| ૧૯૭ | ૨૧ | નિપુર્ણતા | નિપુણતા |
| ૧૯૮ | ૭ | પધારે છે | આવે છે. |
| ૧૯૯ | ૨૬ | સારૂ | સારૂં |
| ૨૦૦ | ૨ | વૈષ્ણવજનોને | વૈષ્ણવજન કોને |
| ૨૦૦ | ૮ | અરજ કરીને | દલીલોથી સમજાવીને |
| ૨૦૦ | ૨૩ | બોધદાઇ | બોધદાયી |



શ્રીયુત્ રાજરત્ન

# હરિલાલ ગોવિંદજી પારેખ

બી. એ., એલ. એલ. બી.

એમનું

# જીવનચરિત્ર




(૧) શ્રી. હરિલાલભાઇ....(૨) શ્રી. હરિલાલભાઇનાં પિતાશ્રી...(૩) શ્રી. હરિલાલભાઇના જ્યેષ્ઠ બંધુ.

પ્રકરણ
૧ લું:

# કુટુંબની પુર્વપીઠિકા અને જન્મ

મનુષ્યજાતીને ઝુલાવનારી પુરાતન આર્યભુમિ તારો જય હો! પૂજનીય અને કાર્યદક્ષ પરિપોષક માતા તારો જય હો! સેંકડો વર્ષ સુધી તારા પર જંગલી હુમલા થયા છતાં હજી તારૂં સ્મરણ ભૂંસાઈ જવા પામ્યું નથી એવી તારી ઉજ્જવલ કીર્તિ છે. ધર્મ, પ્રેમ, કાવ્ય અને વિજ્ઞાનના પિતૃદેશ તારો જયજયકાર હો!

ભારતવર્ષની પશ્ચિમ દિશામાં આવેલો એક ન્હાનકડો દ્વિપકલ્પ કે જ્યાં શ્રીકૃષ્ણચંદ્રની રાજધાની હતી, જેમાં નરસિંહ મહેતા જેવા વિરલ ભક્તો અને દયાનંદ સરસ્વતી જેવા ધર્મધુરંધરો જન્મી ગયેલા હતા અને જેમાં આધુનીક સમયમાં જેની ચો તરફ હાક લાગી રહી છે એવા મહાપુરૂષ શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીની પુણ્ય ભૂમી આવી રહી છે તેવા દ્વિપકલ્પ...સૌરાષ્ટ્રમાં બરાબર મધ્યસ્થાને વડોદરા નરેશના તાબાનું અમરેલી નામનું એક શહેર આવેલું છે. આ શહેર ગાયકવાડી રાજ્યના ચાર મુખ્ય પ્રાંતોમાંનું એક ગણાય છે. અમરેલીમાં વણીક વર્ગની વસ્તી પ્રમાણમાં ઘણી છે પરંતુ નવાઇ જેવી વાત એ છે કે આ વણીક વર્ગમાં મોઢવણીક કોમ પ્રમાણમાં ઘણી જ ઓછી છે. આ અમરેલીની મોઢજ્ઞાતીમાં જગા મોરારનું કુટુંબ ઘણું જ જાણીતું છે. આ કુટુંબની આર્થિક સ્થિતિ પ્રથમથી જ સારી હતી. કુટુંબનો ધંધો પહેલાં ધીરધાર અને વ્યાજવટાવનો હતો. સાથે સોના રૂપાની પારખનું કામ પણ ચાલતું હતું. કેટલાક મોઢવણીકોની અટક જે પારેખની દેખાય છે તે આ સોનારૂપાની પારખના કામ ઉપરથી જ પડી હોય એવું જણાય છે. આપણા ચરિત્ર નાયકના કુટુંબની અટક પારેખ છે. તેમના પીતામહનું નામ જગજીવન મોરાર હતું. કુટુંબની બીજી જાણીતી વ્યક્તિ એ આપણા ચરીત્ર નાયકના પીત્રાઇ ભાઇ જમનાદાસ ગોકલદાસ એ હતી. એમના પીતામહનું નામ પણ જગજીવન મોરાર હતું. આ ઉપરથી જણાશે કે આપણા ચરિત્ર નાયક અને શ્રીયુત જમનાદાસ એ બંને વચ્ચે ઉપર

જણાવ્યા પ્રમાણે પીત્રાઇ ભાઇનો સંબંધ છે. શ્રીયુત જમનાદાસભાઈની આકૃતી ભવ્ય, દઢ, તથા જોમવાળી દેખાઈ આવતી. આ પરોપકારી નરના વિશાળ હૃદયમાં ધૈર્ય, સંતોષ, સત્યનિષ્ઠા વિરાગ, અને નિઃસ્વાર્થતા આદિ અનેક ઉચ્ચ ગુણો સમાયા હતા. તેમની વિરલ મહત્તા એ હતી કે તેમનામાં આત્મબળ અને જાતમહેનતની ભાવનાઓ પ્રાધાન્યપદે હતી. આ કુટુંબમાં ગોવીંદ બાપા અગર ગોવીંદ પારેખનું નામ ઘણું જ જાણીતું હતું. આ ગોવીંદ પારેખ એ આપણા ચરિત્ર નાયકના પુજ્ય પિતાશ્રી જ હતા. તેઓનો શરીરનો બાધો નાનપણથી જ ઘણો નબળો હતો. તેઓ એક સાદી રહેણીકરણીના અને ધાર્મીક પુરૂષ હતા. આપણા કેટલાક જુના સમયના માણસોમાં પશ્ચિમના નવા વિચારોની કાંઈ પણ છાયા વિનાના જે જુના સદ્‌ગુણો જોવામાં આવે છે તે સર્વ તેમનામાં હતા. શ્રી કૃષ્ણચંદ્રના ઘણા ધોળ તેમને કંઠસ્થ હતા, અને વૈશ્નવ સંપ્રદાયના તેઓ ચુસ્ત અનુયાયી હતા. એમનામાં મોટો ગુણ ભક્તિનો, ધાર્મિકતાનો હતો. એમના હૃદયની ઉંડામાં ઉંડી ઇચ્છાઓમાંની એક એવી પણ હતી કે ઠાકોરજીની સેવા કરવી, ભજન ગાવાં, અને ભક્તીમાં જ બધું જીવન ગાળવું. સંસારની ખટપટમાં એમનું ચિત્ત બહુ પેસી શક્યું નહોતું. સ્વભાવે બહુ જ નરમ, દિલના બહુ ભોળા અને આપણી એક જાણીતી કહેવત પ્રમાણે 'મરતાને પણ મેર કહે નહિ' એવા ભલા હતા. સર્વ કોઇને માટે એમના વિશાળ દિલમાં દયા અને માયા જ હતી. તેઓ એટલા બધા ભોળા હતા કે જો તેમને છેતરવામાં આવે તો તેઓ સહેલાઇથી છેતરાઈ જતા. કુદરતી પ્રતિકૂલતા અગર તો અણધાર્યા સંકટની સામે થવામાં તેમનો સ્વભાવ અને શક્તિ ટક્કર ઝીલી શકતી નહોતી. સ્વભાવથી જ ભોળા અને પ્રમાણીક હોઇને એક દુનીયાદારીના વ્યવહારીક મનુષ્ય તરીકે અગર તો એક કાબેલ મનુષ્ય તરીકે તેઓ કોઈ પણ કામ સાધી લેવામાં, પ્રમાણમાં ઘણા અશક્ત હતા. સમયના પ્રમાણમાં તેમની ઉદારતા વધારે હતી, અને કાંઇક ધોરણવાળી પણ હતી. તેમનું દિલ હેતાળ અને ઉમદું હતું.

હવે આપણે ચરીત્ર નાયકના માતુશ્રી તરફ લક્ષ આપીએ. આ દુનીયામાં મનુષ્યને વહાલામાં વહાલી વસ્તુ તેની માતા–જનેતા છે. બાળકના જન્મકાળથી આરંભીને તે જ્યાં લગી હરતું ફરતું થાય ત્યાં સુધી પુરેપુરા હેતથી અને સ્વાર્થપરિત્યાગ વહોરી લઇને તેમની સંભાળ લેનાર માતા જ છે. બાળકની મનોહર આકૃતીથી માતા તેને ચાહે છે એમ નથી; પરંતુ એનું

બાળક એ તેના શરીરનો જીવંત અંશ જ છે. અને એ કારણથી જ માતાનો પ્રેમ અનુપમ છે. ( Bone of her bone, flesh of her flesh ) પોતાના બાળક ઉપર માતાના ઉપકાર ઘણા છે. તેનું બાળક તેને અનેક રીતે સંતાપે છે છતાં માતાના હૃદયમાં રહેતો અમીરસ તો નિરંતર તેવો ને તેવો જ વર્ષ્યાંજ કરે છે. માતાની સેવા ઇશ્વરની સેવા કર્યા સમાન છે. ધાર્મિક, વ્યાવહારિક, અને નૈતિક પ્રવૃત્તિઓનું દર્શન માતૃસ્નેહ જ બાળકને પ્રથમ કરાવે છે; માતાનો હર્ષ અને માતાનો ધર્મ ગંભીર છે. નેપોલીયને કહેલું છે કે 'બાળકના ભાવિ જીવનનો ઘણોખરો આધાર તેની માતા પર છે' રોમનો અને ગ્રીસનો પ્રાચીન ઇતિહાસ અવલોકી જોશું તો એવાં અનેક દૃષ્ટાંત આપણને સમજાશે કે માતાની કેળવણી ઉપર બાળકના ભવિષ્યની ઉત્તમ વા અધમ સ્થિતિનો કેટલે બધે અંશે આધાર રહે છે; રોમના શહેનશાહ નીરોને રાજ્યનીતિની ઉત્તમ કેળવણી આપવાને વાસ્તે સેનેકા જેવા વિદ્વાન પુરુષનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. તેમ છતાં તે શહેનશાહની રાજ્ય-નીતિ અતિ ક્રૂર અને અવિચારી નીવડી હતી. તેને માટે તેની માતા જ જવાબદાર હતી, એવું મનાય છે. નેપોલીયન કહે છે કે:-" Give me the good mothers of the country and I will conquer the whole world. " 'મને દેશની યોગ્ય માતાઓ આપો અને હું આખી દુનીયાને જીતી લઇશ' કાંઇક આવા જ જુસ્સાથી સપાર્ટાની પ્રજાએ દર્શાવેલું અસાધારણ બળ એ માતાની કેળવણીનું જ પરિણામ હતું. વળી અર્વાચીન કાળનાં દૃષ્ટાંત જોઈએ તો ક્રોમવેલ અને પીટ, વોશીંગ્ટન અને નેપોલીયન, વૉલ્ટરસ્કોટ અને બર્ન્સ વગેરે પુરૂષોએ પોતાની ઉત્તમ સ્થિતિ પોતાની માતાના ઉત્સાહ અને શિક્ષણ વડે જ પ્રાપ્ત કરેલ હતી. જ્યૉર્જ હરબર્ટે એવું કહેલ છે કે:—" One good mother is equal to hundred school—masters " " એક યોગ્ય માતા એ સો સ્કુલમાસ્તરો બરાબર છે." માતૃસ્નેહના ઉપકાર એવા અસંખ્ય અને અવર્ણનીય છે કે તે પર જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું જ છે. માટે દૃષ્ટાંત પરંપરા કરીને આ સર્વોત્તમ વિષ-યના રહસ્યને નીરસ કર્યા કરતાં એટલું જ કહીશું કે માતાએ આપણી પર અનેકધા બતાવેલા ઉપકાર સ્નેહાદિકનો આપણે યોગ્ય બદલો વાળી શકીયે તેવી સુબુદ્ધિ પ્રભુ આપણ સર્વને આપે.

સુજ્ઞ વાચક, આપણા ચરિત્ર નાયકનાં માતુશ્રી ડાહીબાઇ એક જબર-જસ્ત સ્રી હતાં. તેમનું શરીર બેઠાઘાટનું પણ બાંધેલા દડીની પેઠે એવું

મજબુત અને નીરોગી હતું કે સેન્ડોની કસરત કરનારા જુવાનીયાઓને પણ સહન શક્તિમાં તથા કામ કરવાની શક્તિમાં નીચું જોવરાવે. આમ હોવાથી ઘણી મોટી ઉંમરે પણ તેમનામાં ચંચળતા, અને ખુશમીજાજ એવાં ને એવાંજ રહેતાં. તેમનામાં વહેવારની પ્રવીણતા કરતાં સ્વભાવની અમીરી વધારે હતી. તેમનામાં આસપાસના બનાવો તથા મનુષ્યોને અનુકૂળ થવાની શક્તિ જેટલી સાવચેતી ભરેલી હતી તેટલીજ તે વિવેક બુદ્ધિવાળી તથા ઉદારતાવાળી પણ હતી. એમનું હૃદય સરળ, કોમળ તથા શ્રદ્ધાળુ હતું. કેટલાક લોકો તો એમનામાં રહેલી સમાધિ-ધાનીયુક્ત શાંતતા ( Philosophic calmness. ) જોઇને નવાઈમાં ગર્ક થઈ જતા.એક પાસથી એમની બુદ્ધિ આવી ઠરેલ તથા વ્યાવહારીક હતી ત્યારે બીજી પાસથી તેઓ કેટલીક ઉપયોગી કળાઓ પણ સારી રીતે જાણતાં હતાં. રસોઈની કળામાં તો એ પુરેપુરાં પ્રવીણ તથા ખાસ પંકાયેલાં હતાં. ગાવામાં પણ તેઓ કુશળ હતાં. જો કે શાસ્ત્રીય તાલીમ એમના જમાનાની સ્ત્રીઓને મળી હોય એ તો અશકય જ હતું છતાં પોતાની સ્વાભાવિક શક્તિને મહા-વરાથી તેમ જ મહેનતથી એમણે ઘણી ખીલવી હતી. વળી કીમતી ઉપદેશ-યુક્ત ગીતો, ભજનો, ઘોળ, ઈત્યાદિ જે એમને મોઢે હતાં તેમની સંખ્યા એટલી બધી મોટી થાય કે આખા વર્ષનું ગોખેલું પરીક્ષાને બીજે જ દીવસે ભુલી જનાર પણ આપણા ઘણા વિદ્યાર્થીઓને એમના આગળ શરમાવું પડે વ્યવસ્થા રચનાર, શાંતિસ્થાપક અને સુવાસ પ્રસરાવનાર સ્ત્રીના જીવનનો આદર્શ એમણે ઘણે અંશે સિદ્ધ કર્યો હતો. સ્થિર તારા સમું એમનું જીવન ઘણાને દિશાસૂચક બની શકે એવું હતું. માતુશ્રી ડાહીબા એટલે સરળ સૌમ્યતાની મૂર્તિ. ગૃહસંસારનાં ન્હાનાં મોટાં કાર્યો કરતાં એમણે શ્રમને ગણકાર્યો નહોતો. એમની સાદાઇ માટે તો કહેવાનુંજ શું હોય ? ખરેખર એ માતાને જો કેળવણી મળી હોત તો તે શું ન થયા હોત ? વાચક, આવી પવિત્ર આર્ય સ્ત્રીને ઉદરે આપણા ચરિત્રનાયક શ્રીયુત હરિલાલભાઈનો જન્મ, સંવત ૧૯૩૭ ના માઘ શુદી ૧૫ ના રોજ અમરેલી શહેરમાં થયો.

પુત્રનું દર્શન હમેશાં માતા પિતાને ઉલ્લાસપ્રદ અને પ્રિય હોય છે. તેમાં વળી વિશેષે કરીને માતાના નેત્રને પૂર્ણાનંદ ઉપજાવે છે. એના સંબંધમાં એક વિદ્વાન કહે છે કે અમૃત, મધ, ચંદ્રનું તેજ, દ્રાક્ષ અને સાકર એ વગેરેમાંથી સારસાર તત્ત્વો લઇને વિધિએ એક માતાનું મન નીપજાવ્યું છે. મા એ શબ્દ સઘળી ભાષામાં લગભગ પહેલો શીખાય છે, અને છેલ્લો વિસરાય છે. વળી પિતાના સંબંધમાં પણ એમ જ છે કે જનેતા જન્મભૂમિ

જાહ્નવી, જનાર્દન અને જનક એ પાંચે જકાર એટલે જજ્જા દુર્લભ છે. તેમાં પિતાને પણ દુર્લભ ગણાવેલ છે. પવિત્ર ગુણ કર્મોવાળા માતા પિતાને પોતાની સંતતિ ઉપર પ્રેમ અગાધ હોય છે. તદનુસાર શ્રી હરિલાલભાઇના જન્મ પછી હમ્મેશાં તેમના માતપિતાના હૃદય દિનપ્રતિદિન પ્રફુલ્લીત થવા લાગ્યાં. બચપણથી માતાના ઉચ્ચ સંસ્કારોનું સેવન થવાથી બાલ્યાવસ્થામાં લઘુ વયનું ચાંચલ્ય, પૌઢાવસ્થાની આગાહી, ઉન્નતિનું દ્રઢ ચિહ્ન, બુદ્ધિરૂપી વૃક્ષના બીજનું કૌવતદારપણું વિગેરે બચપણમાંથી કુદરતે એમને એનાયત કર્યું. વળી સદ્ગુણની ઉમદા છાપ અને નિતિના સર્વમાન્ય સિદ્ધાન્તો તરફ છુટતો પુજ્યભાવ વિગેરેથી ભવિષ્યની ઉંચી આશાઓ બંધાવા લાગી. મીલ્ટન કવિ કહે છે કે દિવસની ઉજ્જવળતા કે મલિનતાનું ભવિષ્ય જેમ અરુણોદય ભાખે છે તેમ મનુષ્યની ઉત્તમતા કે કનિષ્ટતાનો વર્તારો બાલ્યાવસ્થા ભાખે છે. જો કે બહુ નાની વયમાં વિશુદ્ધ ભક્તિનું વિરલ ઝરણું ફુટવું એ અપવાદ છે, પરંતુ પુર્વ સંસ્કાર અને માતૃપક્ષની સદ્ભાવના વડે બાળકનું મન કુદરતી રીતે અમુક પદાર્થ તરફ વળે છે. એક વસ્તુસ્થિતિ તરફ સ્વભાવે રૂચી ઉત્પન્ન થાય છે ત્યારે બીજી તરફ તે જ વખતે અરુચી થાય છે. એ મુજબ આપણા બાળ નાયકનું સદ્વર્તન થવા લાગ્યું એ ખરેખર પૂર્વ વારસાની નિશાની તથા માતાના ઉચ્ચ સંસ્કારોની મહત્તા સૂચવે છે. બાળકને ઘણા ઉચ્ચ સંસ્કારો માતાના ઉદરમાં મળે છે. માતા પોતાની તાલીમ દ્વારા ઉચ્ચ અને પ્રૌઢ વિચારની પ્રજા બનાવી શકે છે તેવી સ્કુલમાંના અભ્યાસ દ્વારા થઇ શકતી નથી. એ ઉચ્ચ ભૂમિની પરાકાષ્ટાએ પહોંચી વળવા માટે શરૂઆતથી જ માતાએ ભવિષ્યની પ્રજાને ઉચ્ચ પ્રકારની બનાવવા માટે નિરંતર ઉદ્યોગશીલ રહેવું જોઇએ. દેશપ્રેમ અને દેશાભિમાનનાં બીજ બાલ્યાવસ્થામાં ઘેર સાંભળેલા વિચારો ઉપર બંધાય છે. પરોપકાર બુદ્ધિ અને દયાભાવના અંકુર ગ્રહક્ષેત્રમાંથી જ ઉદ્ભવે તો જ આગળ વધે છે. બાળકના મનમાં બીજ રૂપે રહેલા ગુણો અને શક્તિઓ ઘેર પારણામાંથી જ પ્રગટે છે, અને પછી તે ખીલે છે. સત્ય કહ્યું છે કેઃ—The child is the father of man."—એટલે કે બાળક પુરુષનો પિતા થાય છે. વાસ્તે જ બચપણમાં કાળજીપૂર્વક માતાપિતાએ પોતાના સદ્વર્તનથી પોતાના ઉત્તમ ગુણો બાળકમાં સીંચવા જોઇએ. આ પ્રકરણ આટલેથી હવે સમાપ્ત કરીને આપણે ચરિત્ર નાયકના બાલ્યકાળના અભ્યાસક્રમ તરફ દૃષ્ટિ ફેરવીએ.

## પ્રકરણ ૨ જું: બાલ્યકાળનો અભ્યાસક્રમ

"આપણા કુમારો અને કન્યાઓને સરળતા, સ્વતંત્રતા અને પરસ્પર વિશ્વાસવાળા વાતાવરણમાં ઉછેરવા જોઇએ. હિંદના શિક્ષકો અને ગુરુઓએ આજ સુધી પોતાના સ્વરમાં રાખેલી સત્તા ફના કરવી પડશે. તેમના હાથ નીચે અભ્યાસ કરતા બાળકો અને બાલીકાઓ કંઇ કુંભારની માટી નથી કે જેમાંથી તેઓ પોતાની મરજી પ્રમાણેનાં પુતળાંઓ ઘડે; તેઓ તો જીવંત પ્રાણીઓ છે પ્રભુની અનેરી બક્ષીસ છે...... "

**લાલા લજપતરાય.**

આપણા ચરિત્ર નાયક, માતાની પ્રેમમય ગોદમાં, પિતાના પ્યારપૂર્ણ હસ્તોમાં અને બંધુજનોના સ્નેહ સહિત લાલનપાલનમાં સુરક્ષીત અશોકલતા જેમ અને શુક્લપક્ષના ચંદ્રમાની કલા પેઠે ખીલવા લાગ્યા. વડીલોના આવા મીઠા સ્નેહભર્યા વાત્સલ્યમાં ઉછરતા શ્રી હરિલાલભાઇની ઉમ્મર પાંચેક વર્ષની થવા આવી. પાશ્ચાત્ય દેશોમાં બાળકો જ્યારે આટલી ઉમ્મરે પહોંચે છે ત્યારે તેમના માબાપો તેમના ગ્રહશિક્ષણ અને વિદ્યાભ્યાસ માટે જે કાળજી ધરાવે છે તે કાળજી જો આપણે આપણા ભારતવર્ષના માબાપોની કાળજી સાથે સરખાવીશું તો ખરેખર ભારતવાસીઓને નીચું જોઇએ જ છુટકો છે. જો કે આપણે આ બાબતમાં પ્રગતિ કરવા મંડયા છીયે તો પણ આપણી આ પ્રગતિની ઝડપ ઘણી જ ધીમી છે. દુનીયાની આઝાદ...સ્વતંત્ર પ્રજાઓમાં જો આપણે છાતી કાઢીને ચાલવું હોય તો આપણા બાળકોની માણસાઇ-ભરી અને કર્તવ્ય પરાયણતાવાળી કેળવણી માટે આપણે ભેખ લીધે જ છૂટકો છે.

લગભગ પાંચ વરસની ઉમ્મરે શ્રી હરિલાલભાઇને એક સ્થાનીક ગામઠી શાળામાં બેસાડવામાં આવ્યા. તે ઝમાનામાં શાળાના શિક્ષકો હાથમાં નેતર-ની સોટી નચાવતા બાળકોને ઘેરથી ઘસડી જતા. બાળકોના હૃદયસાગરોમાં તેમના નિર્દોષ આનંદના જહાજોને શિક્ષકના કર્કશ શબ્દો રુપી બંબગોળાઓ તોડી પાડતા. આપણા ચરિત્ર નાયકની આ જ દશા હતી. ઘણી

લાચારીથી શાળા તરફ તે બધા ઉગતા વિદ્યાર્થીઓને ઘસડાવું પડતું અને શાળાના દીદાર તો કાંઈ ઓરજ હતા. તે જમાનાની શાળાની જાહોજલાલીનું યથોચિત્ત ધ્યાન અત્રે આપવું અસ્થાને નહિ જ ગણાય. આ ગામઠી શાળાઓ અમરેલી શહેરમાં તે વખતે સંખ્યામાં ઘણી જ જુજ હતી. આવી શાળાઓ શહેરના અધ્યારૂ કુટુંબના બ્રાહ્મણો ઘણુંખરૂં ચલાવતા હતા તેથી શાળાનું નામ અધ્યારૂશાળા પડ્યું હતું. ગામઠી શાળાના મહેતાજીઓ તે સમયમાં કેળવણી માટે બહુ જ પૂજ્ય મનાતા હતા. લોકોનો તેમના ઉપર ઘણો જ ચાહ હતો. આનું કારણ એટલું જ કે લોકો નવીન શિક્ષણપદ્ધતિ વિષે તદ્દન અજ્ઞાન હતા. શાળાના મહેતાજીઓ નિશાળીઆઓને લગભગ ત્રણ વિષયો ભણાવતા; આંક, દેશીહિસાબ અને નામુંઠામું. શાળામાં દાખલ થતી વખતે મહેતાજીને એક રૂપિયો રોકડો અને અખીયાણું (ઘઉં, ગોળ અને શ્રીફળ) આપવું પડતું. પછી સો એકડા પૂરા થયેથી બીજો એક રૂપીઓ અને ત્યાર પછી આંક શીખવવાના હપ્તા પુરા કરી મુદત પ્રમાણે પંદરથી સોળ રૂપીઆની રકમ થવા જાય ત્યાં સુધી ફી ભરી આપવી પડતી. શાળામાં ગોખણુ-નું કામ રાબેતામુજબ ધમધોકાર ચાલતું. સવારથી સાંજ સુધીમાં આશરે નવ કલાક સુધી ભણતર ચાલ્યા કરતું. મહેતાજીઓ હાથમાં નેતરની સોટી લઈ ભીંતની પાસે બનાવેલી માટીના ઓટલાવાળી બેઠક ઉપર બેસતા. બાળકોના લગભગ દરેક અપરાધ બદલ સોટી તથા આંકણીની સજા વસુલ કરાવાતી. વધુ મસ્તીખોર છોકરા ઉપર ભારે સાટમારી થતી. તે જમાનાના શિક્ષકોએ પોતાના વિદ્યાર્થીઓ ઉપર જે સખ્તાઇ વાપરી છે અને તેને અંગે આપણી ભાવી પ્રજા ઉપર જે માઠી અસર થવા પામી છે તે વાતનો તાદૃશ્ય ચિતાર નીચે આપેલા એક મહાપુરૂષના શબ્દો ઉપરથી આબેહુબ રીતે મળી શકે તેમ છે. આ મહાપુરૂષ બીજો કોઇ નહિં પણ પંજાબનો નર કેસરી લાલા લજપતરાય છે. તેઓ લખે છે કે "આપણામાં જેવી વાસનાઓ છે, વિચારો અને લાગણીઓ છે, તેવી જ આપણા બાળકોમાં પણ છે. આ વાસનાઓ અને લાગણીઓને યોગ્ય રસ્તે દોરવાની જરૂર છે. તેમના પુરૂષત્વ અને સ્ત્રીત્વ પર ભયંકર ઘા કર્યા વિના એકલી સત્તા કે સખ્તાઇ વાપરવાથી વાસનાનો નિગ્રહ કરી શકવાનો નથી. આપણે તેમને (કુમારોને અને કન્યાઓને) અમુક કામો કરવાનો હુકમ કરીએ છીએ કે જે કામની સત્યતા વિષે તેમની ખાતરી થઇ નથી. આને પરિણામે સત્તાની અને ગુલામવૃત્તિથી તાબે થવાની આપણા બાળકોને ટેવ પડી ગઈ છે. અને

આ જ કારણથી ધાર્મિક, સામાજિક અથવા સરકારની ગમે તેવી સત્તાને આપણે ગુલામગિરીથી શીર ઝુકાવતા નમાલા ગુલામો બન્યા છીએ. કન્યાઓ અને કુમારોને કેળવતા તથા ઉછેરતા આપણે સત્તાનો તથા સખ્તાઇનો તદ્દન નાશ કદાચ ન કરી શકીએ એનું મને ભાન છે. કેટલીકવાર તેમનું તેમનાથી જ રક્ષણ કરવાને જરૂર પડે છે. પણ સત્તા એ છેલ્લું પગથીયું હોવું જોઇએ અને ન છુટકે જ તેનો ઉપયોગ થવો જોઇએ." આ મહાપુરૂષનાં બોધદાયક વચનો તરફ આપણા હાલના શિક્ષકો અને માબાપો લક્ષ આપશે એવી આશા છે.

તે વખતની શાળાઓના આવા વિચિત્ર અને દુઃખદાયક વાતાવરણમાં શ્રી હરિલાલભાઇ અભ્યાસ કરતા. શાળાના મકાન સંબંધી હજુ આપણે ઇસારો કરેલો નથી તેનું વર્ણન ટુંકામાં એટલું જ કે શાળાનું મકાન માટીનું હોઇને વરસાદની ટક્કર ઝીલે તેવું નહોતું. શાળા માત્ર એક ન્હાના ઓરડાની બનેલી હતી, ઓરડામાં હવા અજવાળાના (Ventilation) વાખાં હતાં, મકાનની દીવાલો પડું પડું થવા જેવી લાગતી. ટુંકામાં જો કહીએ તો જુનાગઢના પ્રખ્યાત કવિશ્રી નરસિંહ મહેતાની કહેવાતી ઝુંપડી કરતા તે શાળા ચઢી જાય તેવી નહોતી. શાળામાં લગભગ સોએક છોકરાઓને બેસાડવામાં આવતા. શાળાની આવી કંગાલ દશામાં આપણા ચરિત્ર નાયકને કલાકોના કલાકો સુધી બેસી રહેવું પડતું. તેમની શરૂઆતની શાળાવિષયક કારકીર્દીમાં એક..." પ્રથમ ગ્રાસે મક્ષિકા "...જેવી બીના બની. આ બીના આપણા ચરિત્ર નાયકના શબ્દોમાં જ આપણે વર્ણવીશું "એક આહ્લાદક સવારે તે અંધારાવાળા ભોંયરામાં...શાળામાં...અમે બધા જ્યારે આંક ગોખતા બેઠા હતા તેટલામાં તે નિશાળ કે જે ઘણી જુની અને ટુટી પડે તેવી લાગતી હતી તે એકાએક કરડભુસ થઇને એકદમ ધસી પડી. દરમ્યાનમાં અમો બધા સુભાગ્યે વખતસર ચેતી શાળાની બહાર નીકળી ગયા. અને એ રીતે અમો બધા બચવા પામ્યા" આપણામાં એક બહુ ડહાપણ ભરી કહેવત પ્રચલિત છે કે " અણીનો ચુક્યો સો વરસ જીવે." સંસારની એ એક વિલક્ષણતા છે કે કેટલીક વાર ન્હાનામાં ન્હાના બનાવોથી એવા સવાલોના ત્વરીત નિર્ણય થઇ ગયા છે કે જો તે બનાવો ન બન્યા હોત તો આખા જન્મારા સુધી તે સવાલ વિષે સંશય જ રહ્યા કરત અથવા તો તે સવાલનો તદ્દન ઉલટો નિર્ણય થયો હોત. પુષ્કળ ભારથી દબાયેલા પણ સમધારણ થઇ ગયેલા ત્રાજવામાં એક નજીવા વાળના પડ-

વાથી પણ બધો ઘાટ ફરી જાય છે. આપણી દૃષ્ટિએ આપણે જેને અકસ્માત કહીએ છીએ, તેવા અકસ્માતોએ દુનીયાના ઇતિહાસોમાં અતિ અગત્યના, ગંભીર તથા ન સમજી શકાય એવા વેશ ભજવ્યા છે. આવો એક અકસ્માતિક અને ઐતિહાસિક બનાવ અમે અત્રે રજુ કરીશું. આ બનાવ એવો થયો કે પાશ્ચિમાત્ય દેશના માર્ટિન લ્યુથર, એ નામના એક ધુરંધર સુધારક મહાપુરૂષનો મિત્ર વિજળીના પડવાથી બળીને લગભગ ખાખ થઇ ગયો પણ એની જ પાસે...લગભગ અડોઅડ...ઉભેલા પોતાના દેહનો વાળ પણ વાંકો ન થયો એ ચમત્કાર જોઇને આ તેજસ્વી નરના હૃદયમાં ઇશ્વરભક્તિ તથા ધર્મબળનો એવો તો અલૌકિક પ્રવાહ ઉત્પન્ન થયો કે તેણે (માર્ટિન લ્યુથરે) આખા જગતની તવારીખમાં એક નવીન યુગનો પ્રારંભ શરૂ કરી આપ્યો. કુદરતના આવા અકલિત નિયમાનુસાર આપણા ચરિત્ર નાયકની બાબતમાં પણ કાંઇક અંશે આવી જ આકસ્મિક બીના બની ગઇ.

શ્રી હરિલાલભાઇની તે વખતની શાળામાં આવા આકસ્મિક અને ચિંતાજનક બનાવો સંબંધી તેમના વડિલ બહુ જ ઓછું ધ્યાન રાખતા. શાળાના આવા દુઃખદાયક સંજોગોમાં અને વડીલની કાંઇક બેકાળજીને લઈને તેઓ અભ્યાસની બાબતમાં તે વખતે ઘણી નજીવી પ્રગતિ કરી શક્યા. જેમતેમ કરીને એક વરસ પૂરૂં કરીને આંકનો અભ્યાસ તેમણે સાત વર્ષની ઉમ્મરે પૂરો કર્યો. આંકનો અભ્યાસ થઇ રહ્યા બાદ ગામઠી શાળામાં તેમને અસહ્ય હાડમારીને અંગે બહુ જ કંટાળો આવ્યો. છેવટે સારા નસીબે તેમના અભ્યાસની આવી કફોડી સ્થિતિમાં કવિ ટેનીસનના (Tennyson) શબ્દોમાં કહીએ તો–'Then came a change as all things human change'–મતલબ કે શ્રી હરિલાલભાઇના બાલ્યકાળના આ અભ્યાસક્રમ માટે એક નવું અને ચળકતું વાતાવરણ ખુલ્લું થયું. શ્રી હરિલાલભાઇના પિતા અને શ્રી જમનાદાસભાઇના પિતા એ બંને સગા ભાઇ હોઇને...મઝીયારા રહેતા હતા અને બંને ભાઇઓમાં તેમ જ કુટુંબમાં સારો સંપ હતો. શ્રી જમનાદાસભાઇ આ વખતે વેપારવણજમાં સારી રીતે પ્રગતિ કર્યે જતા હતા અને તેમની વધતી જતી વ્યવહારકુશળતા માટે કુટુંબમાં તેમની યોગ્ય સ્તુતિ થતી હતી. વળી તેમને વિદ્યા ઉપર ઘણી જ પ્રિતિ હતી. આ બધા કારણોને લઇને તેમણે શ્રી હરિલાલભાઇ ઉપર શાળાને લગતી બધી દેખરેખ રાખવાનું કાર્ય હાથમાં લીધું અને

તુર્ત જ તેઓએ શ્રી હરિલાલભાઈને ગામઠી શાળા છોડાવી દઇને એક સારી સગવડવાળી સરકારી શાળાના પહેલા ધોરણના વર્ગમાં સને ૧૮૮૫ માં બેસાડ્યા.

વખતના વહેવા સાથે શ્રી હરિલાલભાઇ આ નવી શાળામાં પોતાના અભ્યાસક્રમમાં સારી રીતે પ્રગતી કરવા લાગ્યા. પહેલા ધોરણના અભ્યાસમાં તેઓ પહેલા આવ્યા. તે વખતના શિક્ષકોના ખ્યાલો માટે વાંચકો આગળ શ્રી હરીલાલભાઇના શબ્દો અત્રે અમે રજુ કરીએ છીએ. "તે દીવસોમાં ઘણા ખરા શિક્ષકોની એવી પ્રથા હતી કે છોકરાને મારવા જ જોઇએ. આ પ્રથા મુજબ અમારા માસ્તર કે જેનું નામ છગનલાલભાઈ હતું તેઓ અમારી પણ તેવી જ રીતે ખબર લેતા (શિક્ષા કરતા). સારા નસીબે હું મારા શિક્ષકનો માનીતો વિદ્યાર્થી થતો જતો હતો. કારણ કે જ્યારથી હું પહેલા ધોરણના અભ્યાસમાં સૌથી પહેલો આવ્યો ત્યારથી શિક્ષકની અનેરી (!) પ્રસાદીમાથી સદંતર મુક્ત થઇ ઉલટો તેમનો ચાહ મેળવવા લાગ્યો હતો." શ્રી હરિલાલભાઇના બાલ્યકાળનો આ પ્રસંગ આ પ્રમાણે ખાસ ધ્યાન ખેંચે તેવો જ છે. કારણ કે તેમની તેજસ્વી બુદ્ધિના અંકુરનું તે પ્રથમ દર્શન કરાવે છે. શ્રી હરિલાલભાઇએ ગુજરાતી પહેલા ધોરણમાં પ્રથમ નંબરે આવી તુર્ત જ બીજા ધોરણના વર્ગમાં પોતાની નવ વર્ષની ઉમ્મરે એટલે કે સને ૧૮૮૬માં પોતાનો અભ્યાસ શરૂ કર્યો. આ જ વર્ષમાં વડોદરાનરેશ શ્રીમંત મહારાજા સાહેબ અમરેલી પ્રાંતની તપાસણી માટે અમરેલી શહેરમાં પધાર્યા. તે શુભ પ્રસંગે અમરેલી શહેરમાં પ્રજાજનો આનંદમાં લગભગ ગરકાવ થઇ ગયા. શહેરની શોભા ઘણીજ નયનરંજક હતી. શહેરને તોરણ વાવટાથી અને રંગબેરંગી ધ્વજા પતાકાથી ભારે દબદબાથી શણગારવામાં આવ્યું હતું. શ્રીમંતની સ્વારી જોવા માટે શહેરના લોકો ટોળાબંધ જમા થયા હતા. મનુષ્યોની આ મેદનીમાં આપણા ચરિત્ર-નાયક પણ ભળી ગયા હતા. આ શુભ પ્રસંગે શહેરમાં દેશી હુન્નર ઉદ્યોગની ચીજોનું એક ભવ્ય પ્રદર્શન પણ ગોઠવવામાં આવ્યું હતું. આપણા ચરિત્ર નાયકના મન ઉપર વડોદરાનરેશની પધરામણીના આ પ્રસંગથી જે ઉમદા અસર થઈ હતી તેનું રસીલું બ્યાન તેમના શબ્દોમાં વાંચકો સમક્ષ આ સ્થળે અમે રજુ કરીએ છીએ. "નવ વર્ષની ઉમ્મરે મને એક રાજા અને તેના દબદબાભર્યા ઠાઠનો આનંદ અનુભવવાની તક મળી. એક બાળકને છાજે એવી મારી ભાવનાઓને ઘણોજ રસભર્યો ખોરાક મળ્યો. મારા

વડીલો આગલા રાજાઓની પધરામણીના દીવસોના દિલરંજક દેખાવોનો તાદ્દશ્ય ચીતાર જ્યારે મારી સામે ખડો કરતા ત્યારે મારી સમક્ષ એક રાજવંશી વૈભવનું ભવ્ય ચીત્ર ખડું થતું."

બાલ્યકાળના આવા રંગબેરંગી પ્રસંગો બાળકોના મનનો વિકાસ કરે છે અને દૃષ્ટિ વિશાળ બનાવે છે મનુષ્યમાં જન્મ થતાની સાથેજ એક પ્રકારનું ગુપ્ત તેજ—પ્રભુમય તેજ—ઓતપ્રોત થયેલું હોય છે. અને તે તેજ કુટુંબના અને શાળા તેમજ વાંચનના વાતાવરણ અને મૈત્રીદ્વારા ખીલે છે. આ તેજને ઓજસ કહેવાય છે. શ્રી હરિલાલભાઇમાં પણ આ અનેરુ નૈસર્ગિક તેજ પ્રથમથી જ દેખાઇ આવેલ હતું. અને એ તેજ, ઉપર જણાવેલા બનાવોથી થયેલા સંસ્કારોને અંગે એમનામાં દહાડે દહાડે ખીલવા લાગ્યું. ખરેખર મનુષ્યનું ઓજસ્ એ એક ગુપ્ત તેજનો ઝરો છે, સુવાસ આપતું અનુપમ પુષ્પ છે. તે ખીલવવું અને તેનો સમસ્ત વિશ્વમાં ફેલાવો કરવો તે મનુષ્યના હાથમાં, હૃદય તથા બુદ્ધિમાં છે. શ્રીમંત મહારાજા સા. ની પધરામણીના આ પ્રસંગ બન્યા પછી શ્રી હરિલાલભાઇની ઉમ્મર નવ વરસની પુરી થવા આવી હતી. આ નવમું વર્ષ પુરૂં થયું તે અરસામાં કાઠીયાવાડના ઝાલાવાડ જીલ્લામાં આવેલા રાણપુર ગામના શ્રીમતી વાલીબાઇ સાથે સને ૧૮૯૭ માં આપણા ચરિત્ર નાયકનું લગ્ન થયું.

શ્રી હરિલાલભાઇનો વિવાહ ખરેખર અમને જણાવતાં ઘણું જ આશ્ચર્ય થાય છે કે બહુ જ નવાઇભરેલા સંજોગોમાં થયો હતો—નવાઇ ભરેલા એટલા માટે કે એક રીતે જોતાં વિવાહ થયો તે વખતે વર કરતા વહુ દોઢ વરસે મોટાં હતાં; આ વાંચીને ખરેખર કોઇને પણ નવાઇ લાગ્યા વગર રહેશે નહી. પરંતુ આપણે તે વખતના જમાનાની પરીસ્થિતિ જો જોઈશું તો આપણને લાગેલી આ નવાઇ ઘણે અંશે ઓછી થસે. પહેલાં તો તે વખતના લોકો સગવડ ભરેલા લગ્નસબંધ માટે મુળથીજ બેદરકારી રાખતા. તે દીવસો-માં વરકન્યાનો સંબંધ જોડવો તે માબાપોની તથા સમાજોની ખાસ મુખત્યારી ઉપર હતો. તે વખતે બાળલગ્નો કરવાની લગભગ પ્રથાજ થઇ પડેલી હતી. આનું કારણ એટલું જ કે બાળલગ્નથી બચ્ચાંઓની કેળવણી અને તંદુરસ્તી ઉપર આફત આવી પડશે એ સિદ્ધાંત તે વખતના લોકોને સમજાયો નહોતો. સાધારણ રીતે તે વખતનો જનસમુદાય લગભગ અજ્ઞાન અને વહેમી હતો. તે જમાનામાં પિતાની ગણત્રી એવીજ રહેતી કે પિતાની પહેલી ફરજ પોતાનાં બચ્ચાંઓને પરણાવવામાંજ સમાઇ જાય છે. વળી

તેને એવો પણ ખ્યાલ રહેતો કે આ ફરજ બજાવવી એજ સાચા આનંદનું સાધન છે. આવી ભાવનાવાળા તે જમાનાના લોકોના સ્વપ્નામાં પણ એ ખ્યાલ નહોતો કે નવ દસ વર્ષની ઉમ્મરે બચ્ચાંઓને પરણાવવામાં તેઓની મગજ શક્તિ લગભગ રૂંધાઈ જશે તેમ જ તેઓની શારીરિક તંદુરસ્તી અને બળ લગભગ બરબાદ થઈ જશે. વળી મોટી ઉમ્મરની કન્યાઓને ન્હાની ઉમ્મરના છોકરાઓ સાથે બાળપણમાં પરણાવી દેવામાં લોકોનો એવો પણ આશય હતો કે કન્યા ઘરના કામકાજમાં ઉપયોગી થઈ પડશે અને છૈયાં-છોકરા પુષ્કળ સંખ્યામાં વખતસર થયેથી ઘરનું ગૌરવ અને ઘરની આબાદી વહેલી થશે. આવા મનસુબાવાળા લોકોના જમાનામાં જ આપણા ચરિત્ર નાયકનું લગ્ન ઘણી બાળ અવસ્થામાં થયું હતું.

બાળલગ્નનો વિષય ઘણો ચર્ચાયો છે અને એના ઉપર ઘણું લખાયું છે, ઘણું બોલાયું છે. સમય કરતાં શાસ્ત્રને માન આપનારાઓ ભલે એમાં તાત્કાલિક અથવા ભાવિક આ જન્મ અથવા આવતા જન્મમાં પ્રત્યક્ષ અથવા પરોક્ષ લાભ બતાવે પણ અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રની દ્રષ્ટિથી જો આપણે વિચાર કરીએ તો આપણને જણાશે કે આ રિવાજ આપણા સમાજના શારિરીક વિનાશના તેમજ તેની માનસિક નબળાઇના પંથે પહોંચાડવામાં જેટલો કારણભુત બન્યો છે તેટલો બીજો એક રિવાજ બની શકયો નથી. હિંદુસ્થાન સિવાય દુનિયાના કોઈ પણ ભાગમાં આ દુષ્ટ રિવાજ જોવામાં આવતો નથી. પૃથ્વીની દરેક સુધરેલી અને આગળ પડતી જાતોમાં લગ્ન મ્હોટી વયે કરવાની રૂઢી હોય છે. પણ આપણા સમાજના રિવાજ તો કુદરતી નિયમથીજ વિરૂદ્ધ હોય એમ લાગે છે. દરેક હિંદુ પોતાના છોકરાના લગ્ન કરવા એ એક ધાર્મિક કૃત્ય સમજે છે. પણ લગ્ન કર્યા પછી તેઓ ગૃહસંસાર કેવી રીતે ચલાવશે અને ભાવિપ્રજાનું કેવી રીતે પાલનપોષણ કરશે તેનો માબાપે વિચાર કર્યો હશે કે કેમ તેની શંકા છે. છોકરીની બાબતમાં તો કોઈને વિચાર કરવાનીયે શેની ફુરસદ હોય? ઋતુકાળ પ્રાપ્ત થાય તે અગાઉ દરેક કન્યાનાં લગ્ન થવાં જ જોઇએ એવો સમાજનો રિવાજ અને કેટલાક રૂઢીપૂજક સ્મૃતિકારોનો મત હોવાથી દરેક કન્યાનું ૧૨ વરસની વયની આસપાસ લગ્ન કરવામાં આવે છે. છોકરાના લગ્ન પણ ઘણુંજ નાની વયે થાય છે. ઋતુકાળ પ્રાપ્ત થયા પછી ત્રણ વરસ વિત્યા બાદ સ્ત્રી સંસારમાં પડે તો તેની સંતતી સારી થાય અને શરીર સશક્ત રહે એવો વૈદ્યકશાસ્ત્રનો નિયમ છે. આ નિયમ આપણા

સમાજમાં પાળવામાં આવતો નથી. બાળપણમાં લગ્ન કરવાથી પુરુષ તથા સ્ત્રીનો શારીરિક વિકાસ થતો અટકે છે. આસ્ટ્રેલીયામાં એક એવો કાયદો છે કે લગ્નક્રિયા થાય તે અગાઉ વધુ તેમજ વરને, અમુક રકમની પોતાની ખાનગી મીલ્કત સરકારને બતાવવી પડે છે. કાંઇ પણ મીલ્કત વગર પરણવાની ઇચ્છા રાખનાર જોડાને આસ્ટ્રેલીયાની સરકાર તરફથી લગ્ન કરવાની મનાઈ કરવામાં આવે છે. આવા પ્રકારનો એકાદ કાયદો આપણી વડી ધારાસભાના પંડીત મોતીલાલ નેહરૂ, શ્રીયુત્ કેળકર, શ્રીયુત્ જયકર અને સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ જેવા સભ્યો તથા પ્રાંતિક ધારાસભાના શ્રીયુત્ અમૃતલાલ શેઠ, પ્રૉ. સ્વામી નારાયણ અને શ્રીયુત્ વામન મુકાદમ જેવા સભ્યો અમુક બીલ ધારાસભામાં લાવીને આપણા ભારતવાસીઓ—માટે કરાવી આપે તો કેવું સારૂં ?

કેટલાકનું માનવું એવું છે કે બાળલગ્નથી ઘણી જ સંતતી થાય છે. આ વાત બરાબર નથી. જે સમાજમાં બાળલગ્ન પ્રચલિત છે તે સમાજમાં બાળકોની મૃત્યુ—સંખ્યાનું પ્રમાણ ઘણું મ્હોટું હોય છે. દાખલા તરીકે, સને ૧૯૧૧ માં બે વરસની અંદરની વયના બાળકોના મૃત્યુનું પ્રમાણ ઓસ્ટ્રેલીયામાં સેંકડે સાત, ઇંગ્લાંડ અને વેલ્સમાં આઠ, અને હિંદુસ્તાનમાં અડતાલીસ હતું. આપણા દેશમાં દરેક બે બાળકે, એક બાળક, બે વરસની વયની અંદર મરણ પામે છે. આવાં અલ્પઆયુષી બાળકોને સૃષ્ટિમાં લાવવાને માતાને વેઠવા પડતા અસહ્ય કષ્ટ, માનસિક ચિંતા તથા દ્રવ્ય અને શારિરીક શક્તિનો વ્યય વ્યર્થ થાય છે. બીજા દેશો કરતાં હિંદુસ્તાનનું બાળ—મરણની સંખ્યાનું પ્રમાણ અધિક હોવાના કેટલાક કારણો પૈકી બાળવિવાહ એક પ્રધાન કારણ ગણવામાં આવે છે. સને ૧૯૧૧ ની હિંદની વસ્તી ગણત્રી ઉપરથી માલુમ પડે છે કે સને ૧૯૦૧ થી સને ૧૯૧૧ ની સાલના દસ વરસના અરસામાં હિંદુઓની વસ્તી સેંકડે પાંચ, મુસલમાનોની સાત, શિખની સાડત્રીસ અને બૌદ્ધમાર્ગીની સેંકડે તેર ટકા વધી છે. હિંદુઓનો નંબર સર્વથી છેલ્લો આવવાના બે ત્રણ કારણો પૈકી આપણી પદ્ધતિ પણ એક મુખ્ય કારણ માનવામાં આવે છે. એ સંબંધે મી. જેટ કરીને એક વિદ્વાન્ પુરૂષ લખે છે કે બીજી કોમો કરતાં હિંદુઓમાં પ્રજોત્પત્તિની શક્તિ કમી છે. તેનાં કારણ, તેના સંસારિક રીવાજ, બાળવિવાહ, અસંખ્ય વૈધવ્ય એ મુખ્ય છે. છોકરી વયમાં આવે તે અગાઉ તેના કરતાં વયમાં ઘણા મોટા પુરૂષ સાથે તેનાં લગ્ન કેટલીક વાર કરવામાં આવે છે. તે છોકરીઓ

પૈકી ઘણી, પ્રજોત્પત્તિ કરવાને લાયક હોય તે વયમાં અથવા તે વય પ્રાપ્ત કરવા અગાઉ, વિધવા થાય છે.

બાળલગ્નનું મૂળ આપણે તપાસીશું તો આપણને બાળલગ્નનો રિવાજ ઇતિહાસ ઉપરથી મુસલમાની રાજ્યો હિંદુસ્થાનમાં થયા અગર તો સ્થપાયા ત્યારથી ઉત્પન્ન થયાનું જણાવાયું છે. તે પહેલાના હિંદુ રાજ્યોમાં આ હાનિકારક રિવાજ નહોતો. શાસ્ત્રોથી પણ આ રીવાજને ટેકો મળ્યો લાગતો નથી. અસલના વખતમાં સ્વયંવર કે ઇચ્છીત વરથી લગ્ન થતાં હતાં એ બાળલગ્નનો અભાવનો પુરાવો છે. મુસલમાની રાજ્યોમાં કાળને અનુસરીને આપણા વડવાઓએ નાની વયમાં કન્યાને અને કુમારોને પરણાવી દેવાની પદ્ધતિ શરૂ કરી હોય એમ જણાય છે. પણ હવે સદ્ભાગ્યે એ કાળ અને એ જમાનો વહી ગયો છે. માટે બાળલગ્નો સમાજે અટકાવવાં જ જોઇએ.

આ રીતે નવમા વરસમાં આપણા ચરિત્ર નાયકે બીજું ધોરણ પસાર કરી અને ત્યારપછી ત્રીજા અને ચોથા ધોરણનો અભ્યાસ તેજ શાળામાં એમની ૧૧ વરસની ઉમ્મરે એટલે કે સને ૧૯૮૮ માં પૂરો કર્યો.



## પ્રકરણ ૩ જું : અંગ્રેજી સ્કુલનો વિદ્યાભ્યાસ

"જ્યાંલગી દેશમાં વિદ્યાદાન ચારિત્રવાન શિક્ષકોની મારફતે નહિ અપાય, જ્યાં સુધી ગરીબમાં ગરીબ હિંદને સારામાં સારી વિદ્યા પહોંચી શકે એવી સ્થિતિ નહિં હોય, જ્યાં સુધી વિદ્યા અને ધર્મનો સંપૂર્ણ સંગમ નહિ થયો હોય, જ્યાં સુધી વિદ્યાને હીંદની પરીસ્થિતિ સાથે સંબંધ નહી જોડાયો હોય, જ્યાં સુધી પર ભાષાની મારફતે શિક્ષણ આપી બાળકો અને જવાનોના મન ઉપર અસહ્ય બોજો પડે છે તે દૂર કરવામાં નહિ આવ્યો હોય ત્યાં સુધી પ્રજાજીવન કદી ઉછળવાનું નથી, એ નિઃશંક છેઃ—

(ગાંધીજી)

શ્રી હરિલાલભાઇની અંગ્રેજી શાળાની કારકીર્દિનું આલેખન શરૂ કર્યાં પહેલાં પ્રાચીન જાહોજલાલીના સમયમાં જ્યારે આર્યપ્રજા સંસ્કૃતિના કેન્દ્ર-સ્થાને પહોંચી હતી ત્યારે આર્યાવર્તમાં શિક્ષણની શી વ્યવસ્થા હતી અને શિક્ષણ કયા અર્થમાં સમજવામાં આવતું હતું, તે તરફ હાલ તો આપણે થોડા સમય માટે લક્ષ ખેંચીશું.

પ્રાચીન સમયમાં અમુક અમુક પરિક્ષાઓમાં પાસ થવામાં કે અમુક ધંધો શીખી ધન એકત્ર કરવા યોગ્ય થવામાં જ શિક્ષણ શબ્દનો સમાવેશ થઇ જતો નહિ, પરંતુ સત્ય શિક્ષણ એજ ગણાતું કે જે મનુષ્યને પશુ-સ્થીતિમાંથી કાઢી દેવકોટીનો બનાવી શકે. પ્રાચીનકાળની આર્યપ્રજાની જેટલી ઉત્તમ અને પૂર્ણ રચના હજુ અન્ય પ્રજા કરી શકી નથી. તે ઉત્તમતા અને પૂર્ણતાનું સત્ય રહસ્ય તેના વર્ણ અને આશ્રમમાં છે. મનુષ્ય-જાતિના કર્માનુસાર જેમ ચાર વર્ણો છે તેજ પ્રમાણે મનુષ્ય પશુ ન રહે પણ ઉચ્ચ કોટીનો–દેવકોટીનો મનુષ્ય–બને તે માટે તેના જીવનના ચાર વિભાગ પાડયા છે, જેને ચાર આશ્રમ કહે છે. પ્રથમ બ્રહ્મચર્ય આશ્રમ તે પછી ગ્રહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યસ્ત એમ બીજા ત્રણ આશ્રમો છે.

એટલે કોઇપણ આર્યને ગ્રહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પહેલાં બ્રહ્મચર્યાશ્રમ રૂપ યંત્રમાંથી પસાર થવું જ પડતું હતું. દરેક બ્રહ્મચારી પોતાના જીવનનો પ્રથમ ભાગ, એટલે કમમાં કમ ૨૫ વર્ષ સુધી, વિદ્વાન, ધર્માત્મા, સત્ય-પરાયણ અને ઇશ્વિરાસક્ત ગુરૂ પાસે રહી ગાળતો. એટલે એ આર્ય વિદ્યાલયો ગુરૂગૃહમાંજ હતાં. અને એ ગુરુગૃહો તપોવનમાં મહાલતાં હતાં. અત્યારે તો એ ગુરૂગૃહનું જીવિત દષ્ટાંત આપણી આગળ મોજુદ નથી, છતાં તે પ્રાચીન સંસ્થાઓ કેવા પ્રકારની હતી, તે આપણે સાધારણ રીતે તો જાણી શકીએ તેમ છીએ. એવા જ ગુરૂગૃહમાં મહર્ષિ સાંદીપનીનાં ઝુંપડામાં ચાલતા વિદ્યાલયમાં નિયમિત અધ્યયન કરનારા બ્રહ્મચારીઓમાં રહીને, અને ગુરૂશુશ્રુષાન્તર્ગત યજ્ઞ કાર્ય માટે અને ગ્રહ કાર્ય માટે કાષ્ટ લાવી જ્ઞાન પ્રાપ્ત કરનાર એક રાજકુળ તિલક શ્રીકૃષ્ણચંદ્ર જેવા પણ વિરાજતા હતા. એવીજ રીતે તપોવનમાં રહીને મહર્ષિ વિશ્વામિત્રના આશ્રમમાં શ્રી રામચંદ્ર મહારાજે પણ યુદ્ધવિદ્યા પ્રાપ્ત કરીને તે મહર્ષિના યજ્ઞાનુષ્ટાનનું રક્ષણ કર્યું હતું. એજ પ્રમાણે ક્ષાત્રકુલ ભુષણ બાળબ્રહ્મચારી ભીષ્મપિતામહ પણ મહર્ષિ પરશુરામ પાસેથી યુદ્ધકળા શીખ્યા હતા. એવાં ઘણાં દ્રષ્ટાંતો મળી આવશે કે જે જે મહાન પુરૂષો થઇ ગયા છે, તેઓએ યથા નિયમ બ્રહ્મચર્ય પાળી ગુરૂગ્રહે રહી તેમની સુશ્રુશા કરી સદ્વિદ્યા પ્રાપ્ત કરી હતી કે જેથી તેઓ આદર્શ પુરૂષો કહેવાયા. આ પ્રાચીન ભારતીય વિદ્યાલયો જો કે જંગલમાં એકાંત ઝુંપડામાં જ હતા પરંતુ તે ઝુંપડામાંથી જ અદ્વિતીય વિદ્વાનો, યુદ્ધવિશારદો, ખગોળવેત્તાઓ, ગણીતશાસ્ત્રીઓ, સંશોધકો, અને શુદ્ધ વિવેક વિનય સંપન્ન ધર્માત્માઓ, નિકળતા હતા. એ પ્રતાપ માત્ર સત્ચારિત્રવાન ગુરૂઓ સાથેનો રાત્રીદિવસનો સહવાસ અને તે ગુરૂઓના સત્ચારિત્રનું બ્રહ્મચારિઓના શુદ્ધ હૃદય ઉપર પડેલું પ્રતિબિંબ જ કહેવાય. આ વાંચીને કોઈ પણ એવું કહી શકશે કે ઉપર જણાવ્યા મુજબની શિક્ષણ પ્રણાલિકા અને વ્યવસ્થા આધુનીક સમયમાં ટકી રહી છે? અમને ખાત્રી છે કે પ્રત્યુત્તર નકારમાં જ મળશે. જ્યારે આ પ્રાચીન શિક્ષણ પ્રણાલીઓ અત્યારે પણ દેશમાં મોજુદ નથી ત્યારે આપણા ચરિત્રનાયકના સમયમાં તો કયાંથી જ હશે! અહીં સુધી તો આપણે હજુ એક જ બાજુ જોઈ. પરંતુ બીજી બાજુ જો આપણે જોઇશું તો આપણને ખુલી રીતે જણાશે કે આ પ્રાચીન શિક્ષણપ્રણાલિઓના અભાવે આપણી દશા અત્યારે ઘણી દયાજનક થઇ પડી છે. આ બધાનું મુખ્ય કારણ બ્રહ્મચર્યનો અભાવજ

છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરુષાર્થ ચતુષ્ટયનું મુખ્ય સાધન શરીર છે, અને તે શરીરની રક્ષા માત્ર બ્રહ્મચર્યથી જ થાય છે. નિરોગી શરીરવાળાનું મન નિરોગી હોય છે એ ઉક્તિની સત્યતા વિષે બે મત હોઇ શકે જ નહિ. માનસિક અને આત્મિક ઉન્નતિ મેળવવા માટે ખાસ શારીરિક બળની અનિવાર્ય આવશ્યકતા જોઇને જ ભારતિય ઋષિઓએ ખાસ આજ્ઞા કરી છે કે બ્રહ્મચર્યના ઉગ્ર તપનું અનુષ્ઠાન પ્રથમ કરવાથી યથોચિત યોગ્યતા આવી શકે છે, અન્યથા મનુષ્યની ઉન્નતિનો સંભવ જ નથી.

આજકાલ આર્યાવર્તને અવનતિના અંધકારમાં ગરકાવ થઈ ગયેલું આપણે જોઇ શકીએ છીએ. દેશમાં જ્યાં જોઇએ ત્યાં દરેક ૠતુમાં કાંઇને કાંઈ રોગ તો હોય જ. કોઇ વખતે ઈન્ફ્લ્યુએન્ઝા, તો તેની પછી તરત જ કોલેરા, વળી પ્લેગ વિગેરે રોગો આપણા દેશમાં ઘર ઘાલીને બેઠા છે. વળી આયુષ્યમાં પણ તેટલી જ ક્ષીણતા, એકવીશ વર્ષની ઉમરમાં તો ઘરમાં બેચાર બાલકો રમતાં હોય, અને પોતે ૪૫ વર્ષનો થતાં તો પ્રપિતા થઇ વૃદ્ધ પણ થઇ જાય. ક્યાં વેદની સો વરસ જીવવાની આજ્ઞા અને ક્યાં આજકાલનું ચાલીસ કે પચાસ વર્ષનું આયુષ્ય ! આપણા સામાજિક રીતરીવાજો અને જ્ઞાતિબંધનો, આપણી આધુનિક શિક્ષણપ્રણાલી અને જીવનવિગ્રહ, ઐહિક સુખોપભોગને માટે સતત પ્રયાસ અને તેમાં મળતી નિરંતર નિરાશા, આ બધાથી આપણામાં એટલી બધી નિર્બળતા જોવામાં આવે છે કે આપણી સ્થિતિ માત્ર એક કાગળની હોડી જેવી થઇ ગઈ છે, કે જેને અતિશય મંદ પવન પણ આમથી તેમ ડોલાવી નાખે છે. ભારતવર્ષની આધુનિક સમયની આવી રોગગ્રસ્ત દશામાં પ્રાચીનકાળની બ્રહ્મચર્ય સંસ્થાનો તેમજ પ્રાચિન આર્યસાહિત્ય અને તત્વજ્ઞાનનો પુનરુદ્ધાર કરવો, વૈદીક ધર્મના ઉપદેશકો તૈયાર કરવા, પૌર્વ અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો સુમધુર સંયોગ જેમાં થયો હોય એવા ચારિત્રવાન નાગરીકો પેદા કરવા, સ્વતંત્ર જીવન નિર્વાહ યોગ્ય બનાવવા, અને પરિસ્થિતિ અનુસરીને થોડો યોગ્ય ફેરફાર કરી આપણા પોતાના તથા આખા જગતના કલ્યાણ માટે પ્રાચીન ભારતવાસીઓની તેજસ્વી તેમ જ સ્ફુર્તીદાયક સંસ્કૃતિનુ સંરક્ષણ કરવું એ અતિ આવશ્યક થઇ પડ્યું છે. પરંતુ આ ઉદ્દેશોને ફળીભુત કરનારી આવી પ્રાચીન અણમુલી શીક્ષણ સંસ્થાઓને ચોતરફ અસ્તિત્વમા લાવવાને બદલે પાશ્ચિમાત્ય સંસ્કૃતિના અર્કથી છલોછલ ભરેલી શિક્ષણ સંસ્થાઓ આ હીણભાગી દેશની ચારે દીશામાં ઉભરાવી દેવામાં આવી.

મુસલમાન રાજાઓના ગમે તેવા જુલ્મ અને હુમલાઓ સામે જે ભાવનાઓ અને જે સંસ્થાઓ ઉદયાચળની માફક સ્થિર ટકી રહી હતી તેજ ભાવનાઓ અને તેજ સંસ્થાઓ હવે જાણે જડમૂળથી જ હાલવા લાગી હોય એમ દેખાયું. આ બધાનું પરિણામ એ આવ્યું કે દેશમાં અંગ્રેજી વિદ્યા અને અંગ્રેજી સાહિત્યનો વધારે ને વધારે ફેલાવો થવા લાગ્યો. દેશમાં વિશ્વ-વિદ્યાલયો સ્થપાવાં લાગ્યાં અને તેઓ દ્વારા અંગ્રેજી વિદ્યા અંગ્રેજી-સંસ્થાઓનો અસ્ખલિત પ્રવાહ ચોમેર ફેલાવા લાગ્યો. યુરોપની જાહોજલાલીથી તથા યુરોપની સંસ્થાઓની નવીનતાથી ઘણા લોકો અંજાઈ ગયા અને સુધારાના નામનો ઝુંડો ઉઠાવી, ચાલતા રીતરીવાજો ઉપર સખ્તાઇથી પરંતુ એકંદરે શુદ્ધ હૃદયથી પ્રહાર કરવા માંડયા. આ પ્રહારોથી દેશમાં પક્ષો પડવા લાગ્યા અને આ પરીણામમાં પશ્ચિમની સંસ્કૃતિ, પ્રાચીન આર્યસંસ્કૃતિ અને અર્વાચીન સામાજિક સ્થિતિ એ ત્રણ વચ્ચે ભારે યુદ્ધ ચાલ્યું હોય એવો ભાસ થવા લાગ્યો અને આ યુદ્ધ તે સમયથી હજુ કાંઇક અંશે ચાલતું જ રહ્યું છે.

પશ્ચિમની સંસ્કૃતિવાળા ચાલુ જમાનામાં વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સાહેબે પણ પોતાના રાજ્યમાં મોટે મોટે સ્થળે અંગ્રેજી શિક્ષણ સંસ્થાઓ સ્થાપી દીધી હતી. આમાંની એક નાના પાયા ઉપરની સંસ્થા, કાઠીઆવાડમાં આવેલા વડોદરા નરેશના તાબાના અમરેલી શહેરમાં પણ સ્થપાઇ ચુકી હતી. ( સને ૧૮૭૯). આ સંસ્થાનુ નામ એંગ્લો વર્નાકયુલર સ્કુલ હતું. આ શાળામાં ફકત પાચજ ધોરણ રાખવામાં આવ્યાં હતાં. આપણા ચરિત્રનાયક શ્રી હરીલાલભાઇ આ શાળામાં પોતાની બાર વર્ષની ઉંમરે એટલે કે સને ૧૮૮૯ સાલની શરૂઆતમાં અંગ્રેજી અભ્યાસને માટે દાખલ થયા. આ શાળામાં તેમણે પાંચ વર્ષ સુધી એટલે કે સને ૧૮૮૯ થી સને ૧૮૯૩ સુધીમાં સતત અભ્યાસ કર્યો અને પોતાની સોળ વર્ષની ઉંમરે અંગ્રેજી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ, સખ્ત મહેનત કરી સાધી લીધો. આટલો અભ્યાસ અમરેલીમાં આટોપી બીજા વધુ અભ્યાસ માટે તેઓને વડોદરે જવાનું નક્કી થયું.

વડોદરે આવ્યા પછી અંગ્રેજી અભ્યાસ આગળ વધારવાને માટે જ્યારે તેમની ઉમર ૧૭ વર્ષની થઇ (એટલે કે સને ૧૮૯૩ની સાલમાં) ત્યારે ત્યાંની વિખ્યાત હાઇસ્કુલમાં તેમણે પ્રવેશ કર્યો. તે વખતે શરૂઆતમાં તેમનું સાહાધ્યાયી મંડલ અમરેલીના જ બે તેજસ્વી વિદ્યાર્થીઓનું બનેલું હતું. આ વિદ્યાર્થીઓ શ્રી હરીલાલભાઇની સાથે પહેલેથી જ અભ્યાસમાં જોડાયેલા હતા. મનુષ્યના

ચારિત્ર ઉપર સમકાલીન મનુષ્યોના વર્તન થોડા ઘણા અંશમાં પ્રકાશ નાખે છે એટલું જ નહિ પણ અભ્યાસક્રમમાં બુદ્ધિના બંધારણના પ્રસંગે જે સહાધ્યાયીઓનો મનુષ્યને સંગ હોય છે, તે ઉપરથી તેના માનસીક ગુણો ઉપર કેવા રંગ અથવા પટ ચઢે છે તેની તુલના થાય છે. સંગબળથી સારા અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓનું મંડળ ઉમંગ અને ઉત્સાહથી પોતાનું કાર્ય સંગીન રીતે કરી જીંદગીમાં અનેરો યશ સંપાદન કરી શકે છે. આથી આપણા ચરિત્રનાયકના સાહાધ્યાયી મંડળ સંબંધી આપણે અત્રે થોડુંક વિવેચન કરીએ એ સમયોચિત જ લેખાશે.

આપણે ઉપર વાંચી ગયા કે શ્રી હરીલાલભાઇના શરૂઆતના સાહાધ્યાયી મંડળમાં તેમની જ જન્મભૂમીના બે તેજસ્વી વિદ્યાર્થીઓ તેમના બાલ્યકાળના અભ્યાસથાં પ્રથમથી જ તેમની સાથે જોડાએલા હતા. આ બંને વિદ્યાર્થીઓમાં એક કપોળ જ્ઞાતિના અને બીજા ચરિત્રનાયકની જ્ઞાતિના (મોઢ જ્ઞાતિના) હતા. એકનું નામ રા. જેઠાલાલ વનમાળીદાસ મહેતા, અને બીજાનું નામ રા. રણછોડદાસ કરસનદાસ પારેખ હતું. આ ત્રણે બાલ્યકાળના મિત્રો એકબીજાના જીવનના પ્રત્યક્ષ જોનાર હતા, અને સમાન સમય રસના અનુભવી હતા. આ ત્રણે મિત્રો વચ્ચે વિચાર તથા ભાવનાનું સામ્ય કાંઇ અજબ રીતે સંકળાએલું હતું. અને તેથી કરીને તેઓ વચ્ચે સ્નેહનું આકર્ષણ ગૂઢ અને બળયુકત હતું. તેઓનો સહવાસ દીવસે દીવસે વધતો ગયો અને પછીથી ભર્તૃહરીએ સજ્જન મૈત્રીનું જે લક્ષણ ઓળખાવ્યું છે તે મુજબ, દીવસના પાછલા પહોરની છાયા જેવી, આ ત્રીપુટીની મૈત્રી વખતના વહેવા સાથે વધતી ગઇ, અને છેવટે દઢ સ્નેહભાવમાં તથા અન્યોન્યની ઉપયોગી સેવામાં પરિણામ પામી. શ્રી હરીલાલભાઇના આ બંને મિત્રોમાં રા. જેઠાલાલભાઇ અમરેલી હાઇસ્કુલમાં થોડા વર્ષ સુધી શિક્ષક તરીકે કામ કરી અત્યારે પરદેશમાં વેપારી લાઇનમાં ધનપ્રાપ્તી અર્થે વસી રહ્યા છે. અને રા. રણછોડભાઇ પણ અમરેલી હાઇસ્કુલમાં થોડાં વર્ષો સુધી શિક્ષક તરીકે કામ કરી અત્યારે અમરેલીની ઍંગ્લો વર્નાકયુલર સ્કુલના હેડમાસ્તર Head-Master તરીકે કામ કરી રહ્યા છે. શ્રી હરીલાલભાઇના ઉદાર ઉમદા તથા પરોપકારી સ્વભાવ માટે આ બંને મિત્રોને ઉંચામાં ઉંચું માન હતું અને હજુ પણ છે. એમણે જે જે મોટાં કામ કર્યા છે, તેની ખરી કદર કરી એમના સ્વાર્થત્યાગના તથા ઊંચી પ્રતીભાના તેઓ બંને લગભગ દરેક પ્રસંગે વખાણ કરવા ચુકયા નથી. અને આ વાતના એક પુરાવામાં,

રા. રણછોડભાઇ કે જેના સ્નેહાળ હૃદયમાં પોતાના મિત્રની ઉચિત સેવા જાહેર રીતે કરવાનો સ્તુત્ય અભિલાષ જે ઘણો વખત થયા સ્થિર વાસ પામી રહ્યાં હતો તે પાર પાડવા માટે તેમણે ચરિત્રનાયકની જે એક ટુંકી જીવનકથા નિબંધ રૂપે મિત્રભાવે લખી છે તે અત્યારે મોજુદ છે. ખરેખર આ ત્રણે સમર્થ સ્નેહીઓ વચ્ચે આચાર તથા વિચારની કેટલીક મહત્વની બાબતોમાં મતભેદ પણ થયો હશે છતાં લગભગ હજુ સુધી પણ તેઓની સ્નેહ–સરિતા અકલુષીત રીતે વહયા કરે છે.

આ ત્રિપુટી મિત્રોની ઉંમર લગભગ સરખા વયની જ હતી. ગુજરાતના એક સુપ્રસિદ્ધ સાક્ષર કહી ગયા છે કેઃ–" સત્તરથી બાવીશ વર્ષ વચ્ચેની વયને આત્મમંથન કાળ " કહેવાય છે. તે સમયમાં નામાંકિત થવાની અને એવી બીજી મહેચ્છાઓ આત્માને ડહોળી નાંખે છે, અને જુવાનીના કાળમાં ચકડોળ ઉપર તેને ચડાવી દે છે. તે સાક્ષરના આ કથન મુજબ આ ત્રિપુટી મિત્રો પણ આ આત્મમંથનકાળની અવસ્થાએ આવી પહોંચ્યા હતા. જેમ ધરતીના ગર્ભમાં ઘણા કાળ સુધી સંતાઇ રહેલો અગ્નિ ધુંધવાઇ રહેલો હોય અને ઓચીંતો પર્વતને ફોડી નાખી જ્વાળામુખમાંથી એકાંતે ભભુકવા માંડે છે અને અંતે પ્રસિદ્ધ રીતે ધુધવવા માંડે છે તેમ આપણા ચરિત્રનાયકમાં પણ થયું હોય એમ દેખાય છે. શાંત અને ગંભીર દેખાતા આ યુવાને પ્રારંભમાં તો પોતાના ચિત્તની જ્વાળાઓ એકાંતમાં જ કાઢવા માંડી હતી. પણ પાછળના ભાગમાં તે જ્વાળાઓ પ્રસિદ્ધ રીતે ગર્જવી શરૂ થઇ હતી. આનો તાદશ્ય ચિતાર વાંચકો જેમ જેમ આગળ વાંચતા જશે તેમ તેમ તેઓને મળતો જશે.,

શ્રી હરિલાલભાઇ જ્યારે વડોદરા હાઇસ્કુલમાં તેમના આ બેઉ મિત્રો સાથે દાખલ થયા ત્યારે તેમને લાગ્યું કે શાળામાં ગુજરાતીઓ સિવાય બીજા વિદ્યાર્થીઓ લાગતા નથી. આ ત્રિપુટી મિત્રોએ કાઠીઆવાડ બહાર અભ્યાસના માટે વડોદરે આવ્યા પહેલાં કદી પણ પગ મુકયો નહતો. તે જમાનામાં અને હાલના જમાનામાં લગભગ આસમાન જમીનનો ફરક પડી ગયો છે. તે વખતે ટપાલ કે તાર ઓફીસો ઘણા ઓછા પ્રમાણમાં હતી. પરદેશ પહોંચવાના કે પરદેશથી ખબરઅંતર મેળવવાના હાલના જેવાં ત્વરા-વાળાં સાધનો પણ થોડાં હતાં. બોર્ડિંગો પણ જુજ હતી. આવે વખતે પરદેશ જવું એ ઘણાને અને ખાસ કરીને પોચા દીલના વિદ્યાર્થીઓને

લગભગ મરવા જેવું દુઃખદ લાગતું. આવા સંજોગોમાં લાંબી મુસાફરીમાં કેવાં કેવાં દુઃખો તે સમયે પડતાં તે હાલના જુવાનીયાઓના તો ખ્યાલમાં પણ કદાચિત નહિ આવે. કારણકે હવે એક ઊંઘમાંજ યાને એક આંખના મિચકારામાંજ કાઠીઆવાડથી ગુજરાતમાં અને ગુજરાતથી મુંબઈ પહોંચી જવાય છે. કેમ જાણે અલાઉદ્દીનનું જાદુઇ કોડીયું ધર્યું ન હોય ! આપણા ચરિત્રનાયકને પણ ઉપર લખ્યા મુજબ વડોદરા સુધી જવું અને ત્યાં તે વખતે અજાણ્યા શહેરમાં એક અપરિચિત પોળમાં ભાડાના મકાનમાં રહેવું એ આકરૂં બાણ જેવું લાગ્યું હતું. આ.વાતના સમર્થનમાં અમે અત્રે તેમના જ શબ્દો રજુ કરીશું. “અમારા ત્રણેમાંથી એકે એ ગુજરાત જોયેલું નહોતું. અને અમે શરમાળ, શાંત, અને સીધી લાઇનના સાથીઓ હતા. ઘીકાંટા-વાળા ચકલામાં અમે ત્રણે જણાએ એક ઘર ભાડે રાખ્યું, અને મંછા નામની બાઇની વીશીમાં અમોએ જમવાનું શરૂ કર્યું હતું. અમરેલી જેવા એક નાના ગામથી વડોદરા જેવા એક મોટા શહેરમાં અમારે રહેવાનું થયાથી અને તે શહેરમાં અમારા કોઇ સગાઓ, સ્નેહીઓ કે વાલીઓ ન હોવાથી અમારી સ્થિતિ થોડા વખત સુધી તો ઘણીજ કફોડી થઇ પડી હતી. મારૂં કોઇ સગુ ન હોવાથી હું તો થોડા દીવસો સુધી ઘણી ગમગીન સ્થિતિમાં રહેવા લાગ્યો અને એવો પણ વિચાર આવ્યો કે અમરેલી પાછું નાશી જવું. પણ સુભાગ્યે મારા મિત્રો ભાઇ રણછોડદાસ તેમજ ભાઇ જેઠાલાલ કે જેઓ કાંઇક વધારે હીંમતવાન હતા તેઓએ મને સસમજાવ્યો અને મારા દિવસો આનંદમાં પસાર થાય એવો પ્રયાસ કરવા માંડયો અને તેથી કરીને મારૂં ચિત્ત અભ્યાસમાં સારી રીતે લાગી ગયું. અને હું મારા અભ્યાસમાં ઘણા આનંદથી મશગુલ રહેવા લાગ્યો. અમારા વર્ગમાં અમે માત્ર ત્રણજ કાઠીઆવાડી વિદ્યાર્થીઓ હતા. અને તેથી અમારો પહેરવેશ તેમજ અમારી રહેણીકરણી બધાનું ધ્યાન ખેંચતી હતી.” શ્રી હરીલાલ-ભાઇની નીશાળની શરૂવાતની કારકિર્દી બહુ તેજસ્વી નહોતી. વર્ગમાં હંમેશા પહેલો નંબર રાખી એમણે શિક્ષકોના ચિત્ત હરી લીધાં હોય એમ લાગતું નથી. પરંતુ તેમણે પોતાની સુશીલતાની અને ચંચળ બુદ્ધિની કેટલાએક શિક્ષકોના મન ઉપર ઊંડી છાપ પાડી હતી, એમ જણાય છે. શ્રી હરીલાલ-ભાઇના અંગ્રેજી છઠ્ઠા ધોરણના એક શિક્ષક વાડીઆ સાહેબ જાણતા હતા કે મી. “ પરીખ ” બુદ્ધિશાળી છે. વળી તેની સાદાઇ અને રીતભાત પણ પ્રસંશનિય લાગે છે, તેથી ત્હેને પાસે બોલાવી હર્ષના ઘણા ઉમળકાથી તે શિક્ષકે એવી ઇચ્છા દર્શાવી કે . “ પરીખે ” ભાષાના ઉત્તમ જ્ઞાન માટે

ખરી પ્રવીણતા મેળવવા ભાષાના તથા ઇતિહાસના ઉત્તમ ગ્રંથો બહુ સારી રીતે વાંચી જવા જોઇએ. ખરેખર પોતાના શિષ્ય ઉપર આવી મમતા રાખનાર શિક્ષકને જેટલો ધન્યવાદ ઘટે છે તેટલોજ ધન્યવાદ આ મમતાના પાત્ર થનાર શિષ્યને પણ શું ઘટતો નથી ?

વાડીઆ સાહેબની આ કીંમતી ભલામણને માન આપવા માટે શ્રી હરીલાલભાઇએ તે વખતથી બહારનુ વાંચન ( Extra reading ) ખંત પૂર્વક શરૂ કર્યું. દિવસે દિવસે તેમનો ભાષાના પુસ્તકો અને ખાસ કરીને ઇતિહાસના પુસ્તકો વાંચવાનો શોખ વધતો ગયો. બહારના વાંચનના આ શોખને લઇને પહેલાં તો તેમનો નંબર ઘણીવાર છેક ઉતરી જતો કારણકે ચાલતા લેસન ઉપર ધ્યાન નહિ જેવુંજ અપાતું. પણ નંબર ઉતરી જવા માટે એમના મનમાં કાંઇ લાગતું નહિ. કારણકે પોતાની બુદ્ધિમાં તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. પણ કોઈ વખત જ્યારે શિક્ષક બરોબર લેસન કરી લાવવાને ખૂબ શિખામણ આપે અગર તો ઠપકો આપે ત્યારે તેમના મનમાં રોજ લાગી તો આવતું, અને તેથી બીજે દિવસથી બરાબર વાંચીને તેઓ વર્ગમાં જતા અને એક બે દીવસમાં પાછા પહેલે નંબર આવી જતા. આમ થોડા દીવસ ઊંચો નંબર ભોગવ્યા પછી, બહારના વાંચનનો શોખ પાછો એમના ઉપર સત્તા મેળવતો, નંબર ધીમે ધીમે ઉતરવા માંડતો. અને પવનના જોરથી જ ઉંચે ચઢેલા કાગળના કટકા જેમ પવન બંધ રહેતા, પોતાની મેળે ધીમે ધીમે નીચે ઉતરી છેવટે જમીન ઉપર જ રહે તેમ આપણા ચરિત્રનાયક પણ છેક છેલ્લા આંકડા ઉપર આવી રહેતા. થોડા દીવસ પછી શિક્ષક વળી પાછી તાકીદ કરે એટલે "ભાઇશ્રી" પૂછડીયા તારાની પેઠે થોડાક દીવસ સુધી પહેલા બાંકડા ઉપર ઝબુકે અને વળી પાછા બહારના વાંચનમાં પડી જવાથી ત્યાંથી અદૃશ્ય થઇ જાય ! આમ હોવા છતાં તેમનો અભ્યાસ ઘણો સરસ રહી શકયો હતો. અંગ્રેજી છઠ્ઠા ધોરણની વાર્ષિક પરિક્ષામાં તેમનો નંબર બીજો આવ્યો અને ઉપરાંત એકસ્ટ્રા (બહારના) પુસ્તકોના સારા વાંચનથી તેમના જ્ઞાનમાં સારી ખીલવણી થતાં ઇતિહાસના અને અંગ્રેજી વિષયમાં સારા માર્કો મળવાથી તેમને સ્કૉલરશીપ મળી. આવી ફતેહમંદ રીતે તેઓ સાતમી અંગ્રેજીના ધોરણમાં આવી પહોંચ્યા. તેઓ અંગ્રેજી સાતમા ધોરણ (મેટ્રીક)નો અભ્યાસ ખંત પૂર્વક તેમજ ભારે ઉત્સાહથી કરવા લાગ્યા.

શ્રી હરીલાલભાઇને બહારના વાંચનમાં જુદા જુદા ઇતિહાસો અને

સંસ્કૃત પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો. આથી કરીને અંગ્રેજી ભાષામાં તેમની પ્રવિણતા પ્રસંશનીય થઈ પડી.મેટ્રીકની પ્રીલીમિનરી (પ્રાથમીક) પરિક્ષામાં તેમણે નિબંધ એવો તો સરસ લખ્યો હતો કે અંગ્રેજીના પરીક્ષક મી. લીટલડેલે નિબંધના ૭૫ પોણાસો માર્કમાંથી ૭૦ સીત્તેર જેટલા માર્ક તેમને આપ્યા હતા વધુમાં તે પ્રોફેસર સાહેબે અંગ્રેજી ભાષા અને વ્યાકરણના સારા અભ્યાસ માટે ઘણો સરસ અભિપ્રાય આપી શ્રી હરિલાલભાઇને ધન્યવાદ આપ્યો. ઘણા હોશીયાર છોકરાનો મોટો અભિલાષ એ હોય છે કે દરેક પરીક્ષામાં પહેલે નંબર પાસ થવું. અને જેટલાં લેવાય તેટલાં ઈનામો અને સ્કૉલરશીપો ઉપાડી લેવાં. સાધારણ રીતે આ ઇચ્છામાં દોષ કાઢવા જેવું કશું નથી હોતું એટલુંજ નહીં પણ કીર્તિની આકાંક્ષાને લીધે મોટા મોટા કામો કરવાનો પણ ઉત્સાહ આવે છે. વળી પરાક્રમશીલ પ્રકૃતિનું એ એક લક્ષણ પણ છે. તેથી બુદ્ધિમાન વિદ્યાર્થીઓને આવી મોટી ઇચ્છા હોય એ તદ્દન સ્વાભાવિક છે. કાર્લાઇલ જેવો મહાન પુરૂષ પણ એ સંબંધમાં લખે છે કે:–" Heaven knows that ever since I have been able to form a wish, the wish of being known, has been the foremost."

"જ્યારથી કોઇપણ જાતની ઇચ્છા રાખવાની મહારામાં શક્તિ આવી ત્યારથી મારી મોટામાં મોટી ઇચ્છા એ હતી કે હું પ્રસિદ્ધ થાઉં." ઘણા મોટા મોટા માણસોની આવી સ્થિતિ થઈ છે એમ તેમના જીવનવૃત્તાંત ઉપરથી તેમજ ઇતિહાસ ઉપરથી આપણને ખબર પડે છે. આપણા ચરિત્ર-નાયકની બાબતમાં જો આપણે કાંઇક આવીજ જાતની સ્થિતિ કલ્પીએ તો તેમ કરવામાં આપણે "**वदतो व्याघात**" કરીએ છીએ એવું ભાગ્યેજ લેખાશે.

શ્રી હરિલાલભાઈ હવે વડોદરા હાઈસ્કુલને છેલ્લી સલામ કરવાના તબક્કા સુધી આવી પહોંચ્યા. મેટ્રીક્યુલેશનની છેલી પરીક્ષા આપવાનો વખત ભરાઈ ચુકયો. આખરે તેઓ મેટ્રીક્યુલેશનની પરીક્ષાના પ્રશ્ન પત્રકમાં પ્રવીણતા સાબીત કરવા અમદાવાદ જઈ પહોંચ્યા. સને ૧૮૯૫ ની સાલની શરૂઆતમાં પરીક્ષા આપી, પરીક્ષાનું રૂણ પણ પતાવ્યું. વડોદરા અને પાટણ હાઇસ્કુલના વિદ્યાર્થીઓમાં તેઓ ત્રીજે નંબરે પાસ થયા અને કૉલેજની સ્કોલરશીપ મેળવી. તેમજ વધારામાં, કાઠીયાવાડમાં જન્મેલા વિદ્યાર્થીઓમાં અંગ્રેજીમાં સૌથી વધુ માર્કસ મેળવી પોતાનો નંબર પહેલો મેળવ્યો. તેથી મુંબઇની "યુનીવરસીટી" ની જામશ્રી વિભાજી સ્કૉલરશીપ–શિષ્યવૃત્તિ બે વરસ સુધીની માસિક રૂપીઆ પંદરની મેળવી, સારી શક્તિવાળા વિદ્યાર્થી

રત્ન હોવાનું પૂરવાર કરી આપી વડોદરા હાઇસ્કુલનું તેમજ પોતાની જન્મ-ભૂમિનું ગૌરવ પણ વધારી આપ્યું.

શ્રી હરિલાલભાઇની વડોદરા હાઇસ્કુલની કારકીર્દિના દીવસોમાં તેઓ ઘણા બુદ્ધિશાળી અને તેજસ્વી મિત્રો મેળવી શકયા હતા. તેમાંના કેટલાક તેમના ખાસ મિત્રો તે વખતે નીચે પ્રમાણે હતા.

(૧) શ્રીયુત મણીલાલ બાલાભાઈ નાણાવટી.
(૨) શ્રીયુત જેઠાલાલભાઈ નારણભાઈ પટેલ.
(૩) શ્રીયુત ચત્રભુજભાઈ જગજીવન દોશી.
(૪) શ્રીયુત મહાસુખલાલ ચુનીલાલ શેઠ.
(૫) શ્રીયુત રણછોડદાસ કરસનદાસ પારેખ.
(૬) શ્રીયુત જેઠાલાલ વનમાળીદાસ મહેતા.
(૭) શ્રીયુત નાહનાલાલ કેશવલાલ પરીખ.
(૮) શ્રીયુત અંબાઈદાસ કાળીદાસ પટેલ. વિગેરે—

આ મિત્રોની પસંદગીમાં ખરેખર શ્રી હરિલાલભાઇ કાંઇક અજબ રીતે ફતેહમંદ નીવડી શકયા છે. ત્હેમનો સ્નેહ જેવો દૃઢ હતો તેવો જ તે ઉંડો અને વિશાળ હતો, અને આ સ્નેહના અધિકારી કેવળ એમના સગાસંબંધી જ નહીં, પરંતુ એમના સમાગમમાં આવનાર—એમના વિશાળ કર્તવ્યક્ષેત્રની મર્યાદામાં સમાનાર સર્વ કોઈ થઇ શકતા. ત્હેમની આવી વિરલ સ્નેહાળતાથી તે દીવસોમાં બનાવેલા ત્હેમના આ લગભગ સર્વ મિત્રો અરસ્પરસની સ્નેહમય શૃંખલા સાથે હજુ સુધી પણ જોડાઈ રહ્યા છે. શ્રી હરિલાલભાઇના વિદ્યાર્થીજીવનની તુલના કરનારે એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે પોતાનામાં ઉંચા પ્રકારની શક્તિ હોવા છતાં તેમણે કોઇ જાતનો એકમાર્ગી અગર તો માત્ર કીર્તિની લાલસાવાળો અભ્યાસ કરવાનું જાણીજોઇને પસંદ કર્યું નહોતું. તેઓ સારી પેઠે સમજતા કે શિક્ષણનો હેતુ હૃદયને ઉન્નત કરવાનો અને મનની શક્તિઓને ખીલવવાનો જ છે. તેથી એ હેતુ જેમ બને તેમ સફળ થાય તેવી રીતે જ તેઓ અભ્યાસ કરતા. પરીક્ષામાં પાસ થઇ જવું એ એક રૂણ છે અને આ રૂણ ગમેતેમ કરીને પણ પતાવી દેવું જોઇએ એમ તેઓ કબુલ કરતા પણ એમાં આથી વધારે અગત્યતા છે એમ માનવાની તેઓ સાફ ના પાડતા. એકનીએક ચોપડીઓ ઘુંટી ઘુંટીને પી જવી, પરીક્ષા સિવાયના બીજા સર્વ જ્ઞાનના તથા રસના વિષયો તરફ આંખ મીંચવી અને દરેક વિચારશીલ મનુષ્યના હૃદયમાં

તરૂણાવસ્થામાં જે પ્રબળ આત્મમંથન ચાલે છે—જે મોટા મોટા ગુંચવાડા ઉઠે છે—તે સર્વને એમનાએમ જ બેસાડી દેવા–એ ક્રમ આપણા ચરિત્રનાયકને મનથી તો શિક્ષણના ઉદ્દેશને ઉંધો વાળનારોજ જણાતો. અંગ્રેજી શાળાની આટલી કારકીર્દી વિતાડયા બાદ શ્રી હરિલાલભાઇની બુદ્ધિ અને વિચારશક્તિ ઘણો વિકાસ પામી. આપણે ઉપર જોઈ ગયા છીએ કે વડોદરા હાઇસ્કુલના તે વખતના વિદ્વાન શિક્ષક મી. વાડીઆસાહેબે શ્રી હરિલાલભાઇને બહારના વાંચનની ( Extra reading ) ભલામણ કરતી વેળા કહ્યું હતુ કે ભાષાનું ઉત્તમ જ્ઞાન કેવળ વ્યાકરણ ગોખ્યાથી કે પોતાના વર્ગમાં નિમેલી ચોપડીઓ ( Text books ) પઢી જવાથી થતું નથી. કોઈ પણ ભાષામાં ખરી પ્રવીણતા મેળવવી હોય તો તે ભાષાના ઉત્તમ ગ્રંથો બહુજ સારી રીતે વાંચી જવા જોઇએ. શ્રી હરિલાલભાઇએ આવી રીતે વાંચ્યું તેથી ઇંગ્રેજી ઇતિહાસ અને અમુક અંશે સંસ્કૃત એ વિષયો ઉપર તેમને કાબુ મળવા લાગ્યો. એટલુંજ નહી પણ મનને તથા હૃદયને ઉંચી કેળવણી મળી અને તે વિશાળ તથા ઉન્નત બન્યા. ખરેખર આમ કહેવું એ કોઈ જાતની અત્યુક્તિ નથી કે કૉલેજમાં ગયા પછી શ્રી હરિલાલભાઇએ જે બુદ્ધિના ચમત્કારો બતાવ્યા, જે વિશાળ જ્ઞાન પ્રાપ્ત કર્યું તથા જે રસિકતા અને ઊંડી વિચારશક્તિ કેળવી તે બધાની છાની છાની તૈયારીયો વડોદરા હાઇસ્કુલના ગૌરવયુક્ત બાંકડા ઉપર બેસીને જ તેમણે કરી રાખી હતી. ખરેખર તે જમાનાનો રંગ પણ જોયા જેવો હતો. સત્તાવનના બળવાની ઘણીખરી અસર દેશમાં ભુંસાઈ ગઈ હતી. અંગ્રેજી વિદ્યા અને અંગ્રેજી સાહિત્યનો જયઘોષ ચોતરફ ગાજી રહ્યો હતો. તે વખતે અંગ્રેજી અમલ પૂરજોશમાં જામ્યો હતો. અને નીચે આપેલી કવિ દલપતરામના કાવ્યની દિલરંજન પંક્તિઓ જેવી સલાહ શાંતિ સર્વત્ર પથરાઈ રહી હતી.

> " દેખ બિચારી બકરીનો પણ કોઇ ન જાતાં પકડે કાન,
> ઈંગ્લીશના નેજાની નીચે તારા તનુજ કરે ગુલતાન,
> એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હીંદુસ્થાન."

આ વાંચીને સુજ્ઞ વાચકગણને નર્યું આશ્ચર્યજ લાગશે. પણ કવિ દલપતરામે વર્ણવેલી આ શાંતિ એ તોફાન પહેલાંની શાંતી જેવીજ હતી એ જો વાંચકો વિચારી જોશે તો જરૂર તેઓનું ક્ષણીક આશ્ચર્ય, સર્વભક્ષી યમરાજની અનન્ત મુખગુફામાં લીન થઇ જશે. અને અત્યારે પા કે અરધી સદીના જમાના પછી જ્યારે આપણે આપણા દેશનું વાતાવરણ જોઇએ છીએ

ત્યારે આપણને શું જણાય છે? એજ જણાય છે કે આપણે કલ્પેલું પેલું તોફાન પહેલાંની શાન્તિ વાળું કલ્પનાચિત્ર અત્યારે આપણી સમક્ષ જીવતું જાગતું ખડું થાય છે. આ વાંચીને કેટલાક અમને સવાલ કરશે કે આ તોફાન એ વળી કઈ વસ્તુ હશે ! તો આના જવાબમાં અમો પ્રશ્ન એ કરીએ છીએ કે બાર માસમાં એકવાર એકઠા થઈ પોતાના જ્ઞાન, દલીલ અને કર્તૃત્વના મહાન પ્રદર્શનો કરી પોતાનું પાત્ર નોકરશાહી સનમુખ ધરી "ભીક્ષાન્નદેહી" નો પોકાર કરનાર એ પાંચ હજાર બુદ્ધિશાળીઓના યુગને જબરજસ્ત પલટો આપી સ્વરાજ્ય પ્રીતિની આગ બારેમાસ સચેત રાખનાર, "ભીક્ષાન્નદેહી" ના નિંદ્યપાત્રને તોડીફોડી ફેંકી દઈ પોતાના હક્ક અને અધિકાર માટે સર્વસ્વ સમર્પવા સમસ્ત દેશને તૈયાર કરનાર, ભારતવર્ષની કરોડોની જનતાને તેની કુંભકર્ણ નિદ્રામાંથી જાગ્રત કરી શહેરો અને ગામડામાં, મહાલયોમાં અને ઝુપડામાં, શ્રીમંતોમાં અને ગરીબોમાં ઠેર ઠેર સ્વદેશપ્રીતિની આગ સળગાવનાર એ કઇ વસ્તુ છે? સરકાર એટલે રામરાજ્ય, સરકારી અમલદાર એટલે સ્વર્ગથી ઉતરી આવેલો દેવ, સરકારી અદાલતો એ તો કોઇ ધર્મરાજ્યની કચેરી, શાળાઓ અને વિદ્યાલયો એ તો કોઈ વશિષ્ટ કે વિશ્વામિત્ર જેવા ઋષિઓની પ્રાચિન આર્યસંસ્કૃતીના અણમુલા શિક્ષણની પર્ણકુટીઓ ઈત્યાદિ માયાજાળો તોડનાર, અનિષ્ટ શાન્તિપ્રિયતાના ગુલામી મનોદશાના પડળો ફોડનાર એ કઈ વસ્તુ છે? આપણો લગભગ સમસ્ત શ્રીમંત વર્ગ સરકારી ખીતાબોની મોહજાળમાં લટ્ટુ બની ગયેલો, આપણી આખી જનતા એ ખીતાબધારીઓને દેશના સ્વભાવિક નાયકો તરીકે સ્વીકારવાનું શીખી ગયેલી, એ આખું વાતાવરણ બદલાવનાર, એ શિયાળીઆઓએ પહેરેલા સિંહના બુર્ખાને તોડી ફેંકી દેનાર એ કઇ વસ્તુ છે? આપણો લગભગ સમસ્ત યુવાન વર્ગ વિલાયતી અભ્યાસ, વિલાયતી વ્યવહાર, વિલાયતી ભાષા, અને વિલાયતી વિચારોનો ગુલામ બનેલો કાળીદાસ અને બાણઋષિ દયાનંદ અને તુકારામ, પ્રતાપ અને શિવાજીને ભુલી, શેકસપિયર અને મિલ્ટન, નેલ્સન અને ક્રોમવેલ, બર્ક અને બાયરનના મંદીરે અર્ધ્ય ધરતાં શીખી ગયેલો, ત્યાં દેશના હૃદયમાં પેસી ગયેલ એ મહાન દર્દનું નિવારણ કરનાર એ કઇ વસ્તુ? ભારતની ભાવી પ્રજામાં દેશપ્રીતિની, કર્તવ્યનિષ્ટાની, આત્મભોગની અદ્દભુત આગ સળગાવનાર એ કઇ વસ્તુ? વાચક, આ વસ્તુ તે કઈ? એ તને હજુ પણ કહેવું પડશે? જો તેનો જવાબ નકારમાં ન હોય તો અમે હવે ખુલ્લા રીતે વિદીત કરીએ છીએ કે તે વસ્તુ બીજી કોઇ નહિ પણ પાશ્ચાત્ય પશુબળના મૃત્યુઘંટનો દુંદુભિનાદ ગગડાવનાર 'અસહકાર'જ છે. વિચારવંત

વાંચનાર હવે તો જરૂર કબુલ કરશે કે કવિશ્રી દલપતરામે વર્ણવેલી પેલી અનેરી શાન્તિ એ અસહકારની ચળવળરૂપી તોફાન પહેલાનીજ શાંન્તિ હતી. એ વખતના અને હાલના જમાનાનું રંગબેરંગીપણું આ પ્રમાણે વર્ણવી હવે આપણે પાછા મૂળ વિષય તરફ આવીએ. શ્રી હરિલાલભાઈ મેટ્રીકયુલેશનની પરીક્ષા આપવા અમદાવાદ ગયેલા એ વાત આપણે ઉપર વાંચી ગયા છીએ. એ પરીક્ષા પુરી થઈ કે તરતજ ત્હેમને પ્રવાસ કરવાની પ્રેરણા થઇ. અજાણ્યા અને અપરિચીત સ્થળની અરણ્યસમી શુષ્કતા અને વાંચનનો અતિશય થાક એ બંને આ પ્રેરણાના કારણભૂત બન્યા. વળી પ્રવાસના યોગે નાના પ્રકારના નયનરંજક દૃષ્યો જોવાના પ્રસંગો પ્રાપ્ત થાય, જુદાજુદા મનુષ્યોના સમાગમમાં આવી શકાય, તેમ જ તે પ્રવાસના યોગે મનુષ્યના ચાતુર્યની વૃદ્ધિ પણ થઇ શકે—આ જાતની એમની વિચારસરણીએ પૂર્વકથીત પ્રેરણાને વધુ દૃઢ બનાવી. વળી વધારામાં એમને પ્રવાસનો શોખ છેક નાનપણથી જ હતો. એટલે "ભાવતું હતું ને વૈદે કીધું" એ ન્યાયાનુસાર આપણા ચરિત્રનાયક પણ મેટ્રીકયુલેશનની પરીક્ષા આપ્યાને થોડોક સમય વીત્યાબાદ પોતાના સહાધ્યાયી મંડળ સાથે મુસાફરીની સહેલ કરવા ગુજરાતના વિસનગર શહેર તરફ ઉપડી ગયા. એ શહેરમાં નિર્દોષ આનંદના કેટલાક દીવસો ગાળી છેવટે પ્રફુલ્લિત હૃદયે તેઓ પોતાના વતન તરફ પાછા ફર્યા.



## પ્રકરણ ૪ થું :   કૉલેજજીવન

" અમારાથી હલકા પ્રકારની સંસ્કૃતી, અમારાપર જોરજબરાઇથી ઠોકી બેસાડવાના પરદેશીઓના દાવાની અમે ના પાડીએ છીએ. અમે ના પાડીએ છીએ કે પોતાની સંસ્કૃતીને ઊંચા પ્રકારની કહી અમારા વારસાથી અમને વંચીત રાખવાનો કોઇ પણ પરદેશીને હક્ક છે. અમે કબૂલ કરીએ છીએ કે લાંબા વખત સુધી પરદેશની ધુંસરી નીચે રહેવાથી અમારી જન્મસિદ્ધ શક્તિઓ પર કાટ ચઢયો છે. છતાં અમારૂં હૃદય શાક્ષી પુરે છે કે અમારી એ શક્તિઓ ફરીથી ઉજ્જવળ થવાની છે. અમારી વાતના પુરાવા તરીકે અમે એ બાબત પર લક્ષ દોરીએ છીએ કે જે દેશ આફત અને પરાજયના સૈકાઓ વેઠી હજીએ વિદ્યમાન છે તે દેશની જતન કરવાની શક્તિ કેટલી હોવી જોઇએ ? જે દેશમાં અદ્યાપીપર્યંત વીર નરો ઉત્પન્ન થતા આવ્યા છે, પરાધીન દશામાં ય જે દેશ અસંખ્ય પ્રતિભાશાળી અને ચારિત્રવાન મહાપુરૂષોને જન્મ આપ્યાં કરે છે, જેવું કોઇ પરાધીન દેશથી બન્યું નથી, અને જે દેશે કાને નથી સાંભળી અને આંખે નથી દેખી એવી અદ્ભુત શક્તિ બતાવી છે એ દેશની પ્રજા અબુદ્ધ બાળકોની અને અશક્તિમાનોની બનેલી છે, એમ ન જ કહેવાય."

( અરવિંદ ઘોષ. )

મેટ્રીકયુલેશનની પરીક્ષા આપ્યા પછી શ્રી હરિલાલભાઇ વિસનગરની મુસાફરી કર્યા બાદ અમરેલી પાછા ફર્યા એ વાત વાંચકોને સાંભરતી જ હશે. અમરેલી પહોંચ્યા પછી શ્રી હરિલાલભાઇ મેટ્રીકમાં પાસ થયા એવી ખબર આવી પહોંચ્યાથી કુટુંબમાં ચોતરફ આનંદ આનંદ છવાઇ રહયો. પોતાના પ્રથમ બાળ પુત્રના મૃત્યુનો એક કરુણ પ્રસંગ બાદ કરીએ તો બીજી સર્વ રીતે શ્રી હરિલાલભાઇના પહેલાં ૧૯ વરસ બાલ્યકાળના વિરલ સુખમાં પસાર થયાં હતાં. એક પાસથી મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કર્યાથી પેદા થયેલી પોતાની મહેચ્છાઓ ઉછાળા મારી રહી હતી, ત્યારે બીજી પાસથી ઉંડા પ્રેમવાળી પત્નીએ તથા સ્નેહાળ મિત્રોએ ગાઢ સ્નેહનો સ્વાદ ચખાડયો હતો અને એમના જીવનપ્રવાહમાં કાંઇક દિવ્ય સુખનું અનેરૂં ઝરણું મેળવી દીધું હતું.

એવામાં એકાએક આ પ્રચંડ સુર્યરૂપી સુખના પ્રખર પ્રકાશમાં એક ક્ષણિક વાદળું ચઢી આવ્યું અને એ અનન્ય સુખના પ્રકાશને અલ્પ સમય માટે તિરોભૂત બનાવી દીધો. સાતમી ઇંગ્રેજી સુધીનો અભ્યાસ પાર પાડયો એટલે હવે વધુ આગળ ભણુવાનો વિચાર માંડી વાળવો એવી આગ્રહપૂર્વક માગણી શ્રી હરિલાલભાઇને તેમના વડીલો તરફથી કરવામાં આવી. આ માગણી કરવામાં ચરિત્રનાયકના પિતા કરતા વડીલ ભાઇનો આગ્રહ વિશેષ હતો. મોટાભાઇ તે વખતે દુકાન ચલાવવામાં એકલા હોવાથી તેમને લાગ્યું કે ન્હાનો ભાઇ જો પોતાની સાથે ધંધામાં જોડાઇ જાય તો પોતાને ઘણી મદદ મળશે. આ ઉપરથી મોટાભાઇએ સચોટ દલીલથી સમજાવવા એક બજેટ તૈયાર કર્યું. મોટાભાઇ બજેટ સમજાવતાં કહેવા લાગ્યા કે ભાઈ હરિલાલ, જો તમે હવે આગળ અભ્યાસ કરશો તો ૩૦૦) રૂપીઆ જેટલું વાર્ષિક ખર્ચ થશે અને જો ધંધામાં મારી સાથે જોડાશો તો દરવર્ષે ૨૦૦ રૂપીયાનો નફો થશે. એટલે કે એકંદરે રૂપીયા ૫૦૦નો વાર્ષિક લાભ મળશે. આ બજેટ સાંભળીને શ્રી હરિલાલભાઇ તો ઠંડાગાર થઇ ગયા અને જવાબમાં કઈ દલીલ મુકવી તેના વિચારવમલમાં વીંટળાઈ ગયા. ખરેખર શ્રી હરિલાલભાઇનો આ સમય કસોટીનો જ હતો. કસોટી એ ઇશ્વરની ગુહ્ય ચીજ છે અને તે દુનીયાના ભલા માટે જ સરજાએલી હોય છે. કસોટી વિના સત્યની કીંમત કયાંથી અંકાય? કસોટીથી મનુષ્યના આંતર-ધૈર્યની અને હૃદયના કુમાશની જાણુ થાય છે. કસોટી જ આત્માના ઓજસ્ અને પ્રભુપ્રેમની જયોત જળહળાવે છે. કસોટીથીજં જગતની પ્રગતિ થાય છે અને ત્યાંના દુંદુંભી ગડગડે છે. તેનાથી ભક્તિની વિજયપતાકા ફરકે છે, અજ્ઞાનનાં પડ ઉતરી જાય છે, અને પ્રભુના સત્યસ્વરૂપનું ભાન થાય છે. આ કસોટી સાગરની પેલી પાર પહોંચી જવા આપણા ચરિત્રનાયકની વિચારનૌકા ઉછળવા લાગી.વિદ્યા અને જ્ઞાનની ઉપયોગીતા વિષે શ્રી હરિલાલભાઈ સારી રીતે જાણુતા કે જ્ઞાન એ સમુદ્રથી નહીં ઉત્પન્ન થયેલું એવું અપૂર્વ અમૃત છે, ઔષધથી નહીં ઉપજેલું એવું રસાયણુ છે અને અન્ય વસ્તુઓની અપેક્ષાથી ન્હાનું સરખું એક અપૂર્વ ઐશ્વર્યજ છે. વળી તેમને ખબર હતી કે Know-ledge is power અર્થાત્ જ્ઞાન એજ શક્તિ છે અને Pen is mightier than sword એટલે કે કલમ એ તરવાર કરતાં પણુ બળવાન છે. આવી પ્રસંશનીય વિચારશ્રેણીવાળા શ્રી હરિલાલભાઇએ પોતાના મોટા ભાઇની દલીલો બહુ માનથી સાંભળી અને તે ઉપર નિષ્પક્ષપાતપણે બરાબર વિચાર કરી છેવટે પોનાનો અભ્યાસ આગળ ચાલુ રાખવાનો દૃઢ નિશ્ચય

ઘણા નમ્ર દલીલબળથી મોટાભાઈ પાસે રજુ કરી આપ્યો. ખરેખર શ્રી હરિલાલભાઇનો આ વિનયશીલ સ્વભાવ અને વિરલ નમ્રતા એ એમના જીવનની આનંદી મીઠાશ જ થઇ રહી છે. હાલના ભણેલા જુવાનીયાઓ શ્રી હરિલાલભાઈના જીવનની આ આનંદી મીઠાશ તરફ લક્ષ આપશે કે ? ગુજરાતના એક સાક્ષર* એક સ્થળે લખી ગયેલ છે કેઃ–" આપણા જુવાનીયાઓ અને ખાસ કરીને ભણેલા જુવાનીયાઓ સાધારણ રીતે એમ માને છે કે 'સાઠી બુદ્ધિ નાઠી' પણ એ માન્યતા તદ્દન ખોટી છે કારણ કે સાધારણ રીતે તો મરતા સુધી જેમ ઉમ્મર વધે છે તેમ ડહાપણ પણ વધે છે પછી ખાસ આકસ્મીક ઉપાધીથી આ વિકાસ અટકે એ જુદી વાત થઈ ત્યારે હવે આપણે આપણા વૃદ્ધ વડીલો ઉપર હસીએ તો એ લોકોનું દિલ દુખાયા વગર રહેશે ? ભણેલાઓ જ્યારે એમનો તિરસ્કાર કરે ત્યારે એ લોકો આપણને ભણવા યે દેશે ખરા કે ? દુધ પાઇને સાપ ઉછેરવાનું એ કદી પણ પસંદ કરશે ? અને જો આપણે ભણીશું નહીં તો આપણે સારા થઈશું તથા સુધરીશું એવી જરાએ આશા રહે ખરી ? બેશક નહીં જ " તે સાક્ષરે આગળ ચાલતાં ઉમેર્યું છે કે " ઘરડાઓથી તમારા વિચારો ભલે જુદા હોય પણ તે વિચારો એમને જણાવો ત્યારે દાખલા દલીલ આપીને બહુ ડહાપણ ભરી રીતે સમજાવજો. એ લોકો જે કહે તે બહુ માનથી સાંભળજો. ગંભીરતાથી એનો વિચાર કરજો અને સત્યતાથી તથા નમ્રતાથી એમને ગળે તમારી વાત ઉતારજો. આવું કરશો તો તમે માન પામશો અને આપણા જનસમુદાયને પણ નક્કી લાભ થશે. " સુજ્ઞ વાચક, જેટલી શિખામણ આ સાક્ષરના વચનોમાં ભરેલી છે તેટલી જ આપણા ચરિત્રનાયકના વડીલો તરફના તેમના પૂર્વસુચિત વર્તનમાં પણ ભરેલી છે.

શ્રી હરિલાલભાઇએ પોતાનો વધુ આગળ અભ્યાસ ચાલુ રાખવાનો નિશ્ચય પોતાના વડીલો સમક્ષ દર્શાવ્યાની વાત આપણે હજુ હમણાજ વાંચી ગયા છીએ. તેમનો આ નિશ્ચય, આત્મશ્રદ્ધા અને તેમની નમ્ર પણ સચોટ દલીલોએ તેમના વડીલો પર સારી અસર કરી અને વધારામાં શ્રી હરિલાલભાઇના વડોદરા હાઇસ્કુલના અભ્યાસ વખતના એક મિત્ર રા. રણછોડલાલભાઇ કે જેણે આપણા ચરિત્રનાયક સાથે મેટ્રીક સુધી સાથેજ અભ્યાસ કરેલો હતો તેમણે અને ખાસ કરીને તેમના પિતા

* સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇ.

કરસનદાસે શ્રી હરિલાલભાઇના પિતાશ્રીને અને વડીલ ભાઇને, આપણા ચરિત્રનાયકને આગળ અભ્યાસ કરવા દેવા ઘણું સમજાવ્યાથી તે વડીલોએ છેવટે વધુ અભ્યાસ કરવા દેવા ઘણા હર્ષથી રજા આપી. આવી રીતે પિતાને તથા વડીલ ભાઇને વિનયથી, ચતુરાઇથી અને મીઠાશથી પોતાના મત સાથે સંમત કરાવી ઘણા આનંદ અને ઉલ્લાસથી શ્રી હરિલાલભાઇએ કૉલેજમાં જવાનું નક્કી કર્યું. ખરેખર શ્રી હરિલાલભાઈના ચરિત્રનો આ અંશ—ખંતીલાપણું અને તેની સાથે મીઠાશ ભરી નમ્રતા—જેમ આવેશમય ભાવનાથી ધુંધવાઇ ગયેલા હૃદયોને બોધ રૂપ છે, તેમ બીજા પક્ષે, તેઓને પણ અનુસરણીય છે કે જેઓના સ્વભાવમાં તામસીપણું અને કાયરતા કાયમના માટે ઘર કરી રહેલ હોય. ચેસ્ટરફીલ્ડ નામનો એક સુપ્રસિદ્ધ વિદ્વાન સત્ય કહે છે કે " પુરુષાર્થી મનુષ્ય પોતાનું પુરૂષાતન નમ્ર વચનો અને ખંતીલા કાર્યોથી દાખવે છે. તે તામસી કે કાયર હોતો નથી. " આ વિદ્વાન નરના બોધયુક્ત વચનો આપણા ચરિત્ર નાયકના સબંધમા આબેહુબ રીતે લાગુ પડે છે અને એક વિદ્યાર્થી તરીકે આથી વિશેષ ગૌરવ અને માનભર્યું બીજું શું હોઈ શકે ? આટલી વિદ્યાર્થી અવસ્થામાં આવું ખંતીલાપણું અને આવી મીઠાશભરી નમ્રતાનું આથી વધારે સુંદર ઉદાહરણ બીજુ શું હોઈ શકે ?

આવા ચારિત્રબળવાળા વિદ્યાર્થીરત્ને સને ૧૮૯૬ની સાલમાં પોતાના નિશ્ચય પ્રમાણે વડોદરાની વિખ્યાત કોલેજમાં પ્રવેશ કર્યો. સુજ્ઞવાચક કોલેજના ૪. વર્ષ તે વિદ્યાર્થીની જીંદગીમાંના અત્યંત રમણીય, અત્યંત સ્મરણીય, અને અત્યંત ક્રાંતિકારક હોય છે. આ વર્ષોનું આધિભૌતિક અને આધ્યાત્મિક આયુષ્યક્રમણ રોજ નવું ને રોજ જુદું થાય છે. રોજનાં સ્વપ્નાં નવાં, દ્રષ્ય નવાં, અનુભવ નવો મનોરથ નવા, આશાઓ નવી, નીરાશા નવી, અડચણો નવી, આનંદ નવો દુઃખ પણ નવાં, એકંદરે બધું રોજ નવું હોય છે. દરરોજ નવી દ્રષ્ટિ અને નવા દેખાવ. આજ અમુક જોયું તે કરવા જેવું લાગે તો કાલે અમુક વાંચવામાં આવ્યું તેનો અમલ કરવાની ઇચ્છા થાય, આજ નેપોલિયનના વિચારે મન દંગ થઇ રહે તો કાલે સ્ટીફનથી દંગ થાય, આજ એક કવિના ગાન—બુલબુલનું અનુપમ કારૂણ્ય ઝરતું સંગીત સાંભળવામાં મશગુલ થઇ જવાય તો કાલે એક તત્વવેત્તાના તર્ક હિંચોળે હિંચકવામાં ગર્ક થવાય. આજ સાંભળેલા એક ભાષણથી માથું ફરી જાય તો કાલે નજીકની આંખા-

વાડીઓમાં કોયલના મીઠા ટહુકા ઝીલવાનું મન થાય. આજ અભ્યાસનું ને રમતગમતનું વખતપત્ર ઠરાવવું તો કાલે આખી રાત વાંચન માટે જાગરણમાં કાઢવી. આવી કંઇક મજાઓ આ વર્ષોમાં હોય છે. અને તે કહેતાં સમજાય તેવી નથી. આ રમ્ય દિવસોમાં કરેલા વિચાર ને બાંધેલા ગગન ચુંબી મીનારા દેખવામાં જેટલા સુંદર હોય છે, તેટલા જ ઘણુંખરૂં તકલાદી– એકદમ ઢસલી પડનારા ઠરે છે. ઘણીક વખતે આ દિવસોમાંના એકાદ પ્રસંગના લીધે જીંદગીનું સ્વરૂપ જ બદલાઇ જાય છે. રાષ્ટ્રના વીર નાયકો, મુત્સદ્દીઓ, શાસ્ત્ર વેત્તાઓ, ધારા શાસ્ત્રીઓ, તત્વ વેત્તાઓ, લેખકો કલમબાજો એ સર્વે અહીંજ ( કોલેજમા ) તયાર થાય છે. આ અવસ્થામાં વિદ્યાર્થી ઉપર જે છાપ પડે છે તે એકદમ જતી નથી. આવી ચમત્કારીક પ્રયોગશાળામાં શ્રી હરિલાલભાઇ અને તેમના અમરેલીના મિત્ર શ્રી ચતુરભુજભાઈ જગજીવનભાઇ દોશી એ બંનેએ એક સાથે પ્રીવીયસનો અભ્યાસ શરૂ કર્યો. આ બંને મિત્રો વચ્ચે કોલેજ જીવનના ગાઢ પરિચયથી અરસ પરસનો નીર્મળ સ્નેહ દીવસે દીવસે ગાઢ થવા લાગ્યો.

કોલેજ બોર્ડીંગમાં રહી થોડાજ સમયમાં શ્રી હરિલાલભાઇ એક નમુનેદાર અને ઉમદા વિદ્યાર્થી જીવન ગાળનાર છાત્ર રત્ન થઇ પડયા. તેમનો સ્વતંત્ર જુસ્સો, તેમની **મીઠાશ ભરી** નમ્રતા, તેમનું ખંતીલાપણું, ઉચ્ચ વિચારો, તત્વગ્રાહી જ્ઞાન, પોતાના વિચારો બીજાને સમજાવવાનું ચાતુર્ય એ બધા ગુણોથી કોલેજમાંના જીવનમાંના તેમની સાથે રહેલાં વિદ્યાર્થીઓના મોટા ભાગમાં તેઓ એક આદર્શ વિદ્યાર્થી તરીકે સુવિખ્યાત થઇ શકયા.

સને ૧૮૯૬ નું લગભગ આખું વર્ષ પ્રીવીયસના સતત્ અભ્યાસમાં ગાળીને છેવટે તેઓ તે સાલની આખરે પ્રીવીયસની પરીક્ષા આપવા માટે મુંબઇમાં સખત પ્લેગ હોવાને લીધે ત્યાં નહી જતાં અમદાવાદ આવ્યા. આ વખતે મુંબઇમા એક કાતીલ પ્લેગ પહેલીજવાર જોસબંધ ફાટી નીકળેલો હતો. આખા મુંબઇ ઇલાકાનું રાજકીય વાતાવરણ પણ આ વખતે ખળ-ભળી ઉઠયું હતું. આવા બારીક સમયમાં કોલેજીયનોએ યુનીવર્સીટીના સત્તા વાળાઓને પરીક્ષાનું મુંબઈનું સ્થળ બદલાવી બીજે રાખવા મોટી જુંબેશ ઉઠાવીને સમજાવી જોયા પરંતુ સત્તાવાળાઓ એકના બે થયા નહી. પરીક્ષા મુલતવી રાખવા માટે પણ સત્તાવાળાઓને વીનવી જોયા. પરંતુ કોલજીયનોની મર્મભેદક અપીલો બહેરા કાન ઉપર પડવાથી નિષ્ફળ ગઇ. તેમ ઓછામાં પુરું પરીક્ષાના સ્થળ પર ગોઠવેલા મંડપને અગ્નિએ ભસ્મીભૂત કર્યા છતાં

સત્તાવાળાઓએ પરીક્ષાની મુદત માત્ર એક જ અઠવાડીયા આગળ કેરી, પોતાના નિશ્ચયમાં પાછીપાની કરી નહી. આથી બીચારા વિદ્યાર્થીઓને પરીક્ષા આપવા માટે મુંબઇ છેવટે ન છૂટકે જવું પડયું. આ કમનશીબ વિદ્યાર્થીઓમાં આપણા ચરિત્રનાયક પણ એક હતા. મુંબઇમાં પ્રીવીયસની પરીક્ષા આપતાં પહેલાં શ્રી હરિલાલભાઇને આ અરસામાં મુંબઇ વાળા ભાઇ મુળજીભાઈ રણછોડભાઇ વેદ સાથે ગાઢ સ્નેહ બંધાયો. મુળજીભાઇ પણ આ વખતે પ્રીવીયસમાં જ હતા અને તેથી પરીક્ષા આપતી વખતે મુંબઈમાં શ્રી હરિલાલભાઇ તેમના વાલ્કેશ્વર ઉપર આવેલા બંગલામાં જ રહેતા. પરીક્ષા પુરી થયા પછી મુળજીભાઈ મુંબઇમાં પ્લેગ હોવાથી શ્રી હરિલાલભાઇ સાથે તે વખતે અમરેલી આવ્યા હતા. વળી ચત્રભુજભાઇ પણ સાથે હોઇને આ ત્રણે સ્નેહીઓ અમરલીમાં રહેવા લાગ્યા. પ્રીવીયસની પરીક્ષામાં શ્રી હરિલાલભાઇ પાસ થયા–( સને ૧૮૯૬ની આખરે. )–એવી ખબર જ્યારે તેમને મળી ત્યારે તેમના હૃદયમાં વિરલ આનંદના મીઠા વારી ઉભરાવા લાગ્યા. કોમલ મનના વીદ્યાર્થીઓને પરીક્ષામાં પાસ કે નપાસ થવાની વસ્તુતઃ ક્ષુલ્લક લાગતી બાબતનું કેટલું મહત્વ લાગે છે અને તેમનો જીવ તે ઉપર કેવો ટળવળે છે તે આપણા ચરિત્રનાયકને થયેલા આ આનંદ ઉપરથી સારી પેઠે જણાય છે.

હવે આપણે હિંદુસ્થાનના અને ખાસ કરીને મુંબઈ ઇલાકાના તે વખતના ચીરસ્મરણીય વાતાવરણનું થોડુંક સમયોચિત્ત વિવેચન કરીશું. જે સમયે શ્રીહરિલાલભાઇ પ્રીવીયસની પરીક્ષા આપવા મુંબઇ ગયા હતા તે સમયે મુંબઈ ઇલાકાનું રાજકીય વાતાવરણ ઘણી ડામાડોળ સ્થિતિમાં લટકાઈ રહ્યું હતું. તે સાલમા–સને ૧૮૯૬ માં–મુંબઇ તેમજ પુનામાં સખ્ત પ્લેગ પહેલીજવાર ફાટી નીકળ્યો હતો. તે વિષે સરકારની નીતિ સબંધી કેટલાંક દેશી પત્રોએ સખ્ત ટીકા કરી જે સ્વાભાવિકરીતે સરકારી અમલદારોને ઠીક લાગી નહી. આજ અરસામાં લોકમાન્ય બાળ ગંગાધર તીલકે લોકોના હૃદયમાં સ્વદેશપ્રેમ જાગૃત કરવાને માટે હિંદના એક મોટામાં મોટા રાજનીતિજ્ઞ વીરપુરુષ શ્રી શિવાજી મહારાજનો મહોત્સવ ઉજવવાની શરૂઆત કરી હતી. આવા સંજોગોમાં દેશનું વાતાવરણ અશાંત હોય એ સ્વાભાવિક છે. આ બનાવ બન્યો ત્યાર પછી થોડા વખતમાં પુનાના કલેકટર રેન્ડ અને લેફ્ટેનન્ટ આયર્સ્ટના અચાનક ખૂનથી આખો દેશ ખળભળી ઉઠયો હતો. લોકમાન્ય તીલક ઉપર

રાજદ્રોહના ગુન્હા માટે પણ કામ ચલાવવામાં આવ્યું હતું અને છાપાઓ તથા છાપખાના ઉપર સરકારે ઘણી સખ્તાઈ કરી હતી, ઘણી કોલેજોમાં યુવાનો ઉપર આ તોફાની મોજાએ કાંઇક વિચિત્ર અસર કરી હતી. આપણા ચરિત્રનાયક તે વખતે ઘણે ભાગે બીજી પંચાતમાં પડતા નહી. ક્યાંક ભાષણ કરે, વર્તમાનપત્રમાં નકામાં લેખ લખે કે તેવીજ બીજી પંચાત કરે, પછી પરીક્ષાના અભ્યાસ તરફ દુર્લક્ષ થાય તેની ફીકર નહી, એવા કેટલાક વિદ્યાર્થીઓની વિચિત્ર પદ્ધતી હોય છે તેમાંના શ્રી હરીલાલભાઇ ન્હોતા. તેઓ પોતાના અભ્યાસમાંજ મશગુલ, જે કામ હાથમાં લીધું તે ઉપર જ બધું લક્ષ રાખવું, બીજી નકામી પંચાત કરવી નહી, એવીજ તેમની અવ્યભિચારી વૃત્તિ હતી.

પ્રિવીયસનો અભ્યાસ આ પ્રમાણે આટોપ્યા પછી શ્રી હરિલાલભાઈ સને ૧૮૯૭માં ઇંટરના અભ્યાસ માટે વડોદરાની કોલેજમાં ફરી એકવાર દાખલ થયા. આ વખતે અમરેલીના તેમના સ્નેહાળ મિત્ર શ્રી ચત્રભુજભાઇ પણ તેમની સાથે ઇંટરમાં જોડાયા. શ્રી હરિલાલભાઇની સાથે હાલના કેટ-લાક સુપ્રસિદ્ધ પુરુષો કોલેજમાંથીજ મિત્રો થયા હતા.

૧. શ્રી ચુનીલાલ સી. પટેલ. ૨. ડોકટર પ્રભુદાસ. ૩. શ્રી ત્રીભોવનદાસ પદમસી મહુવાકર. ૪ શ્રી. નંદનાથ કેદારનાથ દિક્ષિત. વડોદરા રાજ્યના શીક્ષણશાસ્ત્રી અને હાલ, રાજ્યના વિદ્યાધીકારી (Commissioner of Education. ૫. શ્રી. બાલુભાઇ ટી. દેશાઇ (એમ. એલ. સી.) ૬ શ્રી. સી. એમ. ઝવેરી. ૭ શ્રી. વકીલ કાલીદાસ દામોદરદાસ પારેખ. ૮ શ્રી. વ્રજલાલ ખીમચંદ શાહ સોલીસીટર. ૯ શ્રી. મણી-લાલ બાલાભાઇ નાણાવટી. (વડોદરા રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતાના અધિકારી) ૧૦ શ્રી. જેઠાભાઇ નારણભાઈ પટેલ (વડોદરા રાજ્યના આસી. એકાઉન્ટન્ટ જનરલ) ૧૧ શ્રી. અંબાવીદાસ કાળીદાસ પટેલ, (નાયબ સુબા-વડોદરા રાજ્ય) ૧૨ શ્રી. ડાહ્યાભાઇ કરસનજી નાયક. (વડોદરા પ્રાંત જડજ). ૧૩ શ્રી લક્ષ્મીદાસ રવજી ટેરસી, મુંબઇની કોરપોરેશનના સભ્ય. ૧૪ શ્રી. મોહનલાલ પી. કીકાણી. ૧૫ શ્રી. આર. બી. શાહ. ૧૬ શ્રી. ગોકલદાસ એમ. શાહ (એજ્યુકેશનલ ઇન્સપેક્ટર-વડોદરા રાજ્ય) ૧૭ શ્રી. ટી. આર. પંચા ૧૮ શ્રી. આર. બી. પટેલ ૧૯ શ્રી. ભોગીલાલ લાલા. ૨૦ શ્રી. એન. બી. પટેલ ૨૧ શ્રી. એમ. ડી. દરુ (બી. એસ. સી.) ૨૨ શ્રી. મુળજીભાઈ રણછોડભાઇ વેદ. વિગેરે મિત્રો એમની સાથે કોલેજમાં હતા. સંસારના

જુદા જુદા ક્ષેત્રમાં કામ કરીને પ્રખ્યાત થયેલા આ સજ્જનો એક વખતે સાહાધ્યાયીના સંબંધથી બંધાયા હતા એ વાત પણ જાણવા જેવી છે. શ્રી. હરિલાલભાઇનું હૃદય ઘણું જ સ્નેહભીનું હોઇને બધા મિત્રોથી છુટા પડયા પછી મોટી ઉમ્મરે પણ તેઓના ઉપરના એમના સ્નેહના ઉભરાતો કાયમજ રહી શક્યા છે. શ્રી. હરિલાલભાઇમાં વિદ્વતા અને સત્વિક વૃત્તિ જેટલા પ્રમાણમાં મોજુદ છે તેજલાજ પ્રમાણમાં તેમના સ્વભાવમાં વિનોદ અને નિર્મળ હાસ્યરસ પણુ તેટલો જ છે. આથી કરીને તેમની સાથે સ્નેહ બાંધવામાં ગમે તેવો વિદ્વાન માણસ લલચાય છે. કોલેજમાં પણ તેમના સંબંધમાં આવું જ બન્યું હતું. મતલબ કે કોલેજ જીવનમાં મિત્રોની તો તેમની પાસે એક ખાણુ હતી. અત્રે એક બાબતનો ખુલાસો કરવો જરૂરી છે કે અમોએ નાયકના સ્વભાવમાં નિર્મળ હાસ્યહસનો જે ઉપરનો ઇસારો કરેલો છે તે ઉપરથી કોઇ જો એવું અનુમાન કરે કે આવા વિદ્વાન અને સાત્વિક વૃતિ વાળા નર તે તો નીરંતર ગંભીરજ હોય, તો જવાબમાં તે અનુમાન કરનારને એટલું જ જણાવવાનું કે સેંકડો વર્ષથી ગુલામગીરીમાં રહેવાથી આપણા દેશમાંથી હાસ્યરસ લગભગ લુપ્ત થઈ ગયો છે, એ વાત સૌ કોઇ સ્વીકારી શકે તેમ છે. વળી દેશમાં ઘણાભાગે હાસ્યરસનાં ગાન નથી, કાવ્ય નથી, ગ્રંથ નથી, એકંદરે હાસ્ય રસનું સાહિત્ય નથી, એમ કહી શકાય. એટલે હાસ્યરસના વાર્તાલાપ પણુ ઓછા થયા છે. અને તેથી જ વિદ્વાન અને વિચારવંત મનુષ્યો નીરંતર ગંભીરવૃત્તિ જ ધારણ કરે એમ અનુમાન થાય છે અને ઘણાં એવા જોવામાં પણ આવે છે. પાશ્ચિમાત્ય દેશોમાં આવું હોતું નથી. ઇંગ્લાંડના એક વડા પ્રધાન માટે (મી. વીલીયમ પીટ) એવું પણ કહેવાયું છે કે તે, છોકરાઓ સાથે ઓશીકાથી મારામારી કરી નિર્દોષ રમત રમવામાં કાંઇ ઓર આનંદ સમજતો. આ વાત પુરવાર કરી આપે છે કે મહાન્ વીદ્વાન્ લોકો નીરંતર ગંભીર જ હોય એવું હોતુ નથી. પણ આ વાત તો પાશ્ચિમાત્ય દેશો માટે જ છે, આપણા દેશમાં આવું ભાગ્યે જ જોવામાં આવે છે. આપણે ત્યાં તો ઘણેભાગે વિદ્વતા અથવા સત્તાના અધિકારીજનો બહુ જ થોડું હસે, રમત ગમતમાં અને આનંદ વિનોદમાં બહુ જ થોડો ભાગ લે એમ જોવામાં આવે છે. પરંતુ આપણા ચરિત્રનાયક આ બાબતમાં આપણા દેશના કેટલાક અપવાદોમાંના એક છે. તેઓ ગંભીર વિષયોની સાથે હાસ્યરસથી અનેક માર્મિક Penetrating વાર્તાઓ કરી શકે છે એ વાત તેમના સહવાસમાં આવનાર સર્વ કોઇ જાણે છે.

આવી અનુકરણીય મનોવૃત્તિ વાળા વિદ્યાર્થીરત્ન ( આપણા ચરિત્ર નાયક ) પોતાના અભ્યાસમાં સહેલાઇથી ફતેહ મેળવે એ સ્વાભાવિક જ છે. જે કામ હાથમાં લીધું તે ઉપર જ બધું લક્ષ રાખવું એ શ્રી હરિલાલભાઇનો ખાસ નિયમ હોવાથી તેઓ તે વખતે વડોદરા સ્ટેઈટ બોર્ડીંગમાં રહીને પોતાના અભ્યાસમાં નિયમસર અને નીપુણ રહી શકયા હતા. આથી કુદરતી રીતે જ તેઓ ઈંટરની પરીક્ષામાં સને ૧૮૯૭ ની આખરમાં ફતેહ મેળવી શકયા.

સને ૧૮૯૮ માં જ્યારે વડોદરામાં પ્લેગ ચાલતો હતો ત્યારે શ્રી ચત્રભુજભાઈ અને શ્રી હરિલાલભાઇ એ બંને મીત્રો બી. એ. ના પહેલા વર્ષમાં અમદાવાદની ગુજરાત કોલેજમાં જોડાયા. અમદાવાદની નદી સાબરમતીના કીનારા ઉપર આવેલા નામદાર આગાખાનના બંગલામાં આ બંને મિત્રો બી. એ. ની પહેલી ટર્મ સુધી રહ્યા. ૬ માસ સુધી અમદાવાદની ગુજરાત કોલેજમાં વિરલ આનંદમાં તેમ જ એક્સ્ટ્રા પુસ્તકોના વાંચનમાં તેમ જ કંઇક અંશે ચાલુ અભ્યાસમાં દિવસો નિર્ગમન કરી છેવટે આ મિત્રો પાછા વડોદરાની કોલેજમાં દાખલ થયા. તે વખતે કોલેજનો શિક્ષણક્રમ પહેલાની જેમ ૩ વર્ષનો નહોતો પરંતુ એક વર્ષ વધુ ઉમેરાયાથી ૪ વર્ષનો થયો હતો, મતલબ કે ૩ પરીક્ષા ચાર વર્ષોમાં આપવી પડતી.

આવી રીતે તેમની કોલેજમાંની કારકિર્દી પરીક્ષાની દ્રષ્ટિએ જોઇએ તો કાંઇ 'ફર્સ્ટ કલાસ ફર્સ્ટ' જેવી નહોતી તેમ છતા કોલેજમાં રહ્યા તે બધો વખત શ્રી હરિલાલભાઇ ઊંચી બુદ્ધિવાળા વિદ્યાર્થી રત્નમાં ખપતા અને શિક્ષકો તથા બીજા વિદ્યાર્થીઓ તેમના તરફ હંમેશા સ્નેહ અને માન રાખતાં. જો કે 'ફર્સ્ટ કલાસ ફર્સ્ટ' આવનાર વિદ્યાર્થીની કીંમત કાંઇ ઓછી તો નજ અંકાય તો પણ એ વાત તો સૌ કોઈ કબુલ કરશે કે સંસારમાં જે માણસો મોખરે આવે છે તેમજ જે માણસો મોટાં ઉપયોગી કામો કરે છે તેઓ બધા કાંઈ 'ફર્સ્ટ કલાસ ફર્સ્ટ' હોતા નથી. આ કથનાનુસાર આપણા ચરિત્રનાયક કોલેજમાં 'ફર્સ્ટ કલાસ ફર્સ્ટ' ન આવી શકયા છતાં સમાજમા મોખરે આવીને લોકસેવાના જે ઉપયોગી કાર્યો કર્યા છે તે સબંધીનો વૃત્તાંત જેમ જેમ વાંચકો આ પુસ્તકમાં આગળ વધશે તેમ તેમ તેઓને ખાત્રી થતી જશે, કે 'ફર્સ્ટ કલાસ ફર્સ્ટ ન આવ્યા છતાં શ્રી. હરિલાલભાઇ સમાજમાં કેવી અજબ પ્રતિષ્ટા મેળવી શકયા છે. આ ઉપરથી સાર એટલોજ લેવાનો છે કે પરીક્ષાના પ્રશ્નપત્રકોમાં બતાવેલી પ્રવીણતા અને સંસારક્ષેત્રમાં બતાવવાની નિપુણતા એ બે બાબતો વચ્ચે કોઈ પણ જાતનો આવશ્યક સબંધ નથી યાને લેશભાર પણ કાર્યકારણ ભાવ નથી.

શ્રી હરિલાલભાઇની અભ્યાસ પદ્ધતિ તથા તેમના શિક્ષણક્રમ વિષેનું આટલું અવલોકન કર્યા પછી હવે એમના શિક્ષકમંડલ તથા એમની લેખન પ્રવૃત્તિ સબંધી વિવેચન કરીએ. શ્રી હરિલાલભાઇના કૉલેજમાંના સૌથી બે પૂજ્ય શિક્ષકો કે જેમાના એક કોલેજના પ્રિન્સીપાલ હતા અને એક તત્વજ્ઞાનના અને ન્યાયશાસ્ત્રના ( Philosophy & Logic ) પ્રોફેસર હતા તે બંને શિક્ષકોમાં કૉલેજના પ્રીન્સીપાલનું નામ ટેટ સાહેબ હતું અને પ્રોફેસર તરીકે મનુભાઇ સાહેબ...( પ્રથમ વડોદરા રાજ્યના દિવાન અને હાલ બીકાનેર સ્ટેટના દિવાન સર મનુભાઇ સાહેબ )...હતા. આ બેઉ શિક્ષકો તરફ શ્રી હરિલાલભાઇની ઉંડી પૂજ્ય બુદ્ધિ હતી તેમ જ તેમની સાથે સારો સ્નેહ પણ હતો. જેમ શ્રી. હરિલાલભાઇનો પોતાના ગુરૂપ્રતિ ઉચ્ચ ભાવ હતો તેમ તે બેઉ ગુરૂ વર્યોની પણ તેમના પર ખાસ મમતા હતી અને આ બંનેનો સ્નેહભાવ છેવટ સુધી કાયમ રહ્યો હતો. પ્રોફેસર મનુભાઇ સાહેબ માટે પણ શ્રી હરિલાલભાઇને ઘણું માન હતું. એમની શીખવવાની પદ્ધતિ ઘણી જ સરસ હતી અને આપણા નાયક માટે એમને ઘણો સારો અભિપ્રાય હતો. એમની શીખવવાની પદ્ધતિ એવી સરસ હતી કે એક વસ્તુ સાથે સંખ્યાબંધ વસ્તુઓનું જ્ઞાન આપવું, અમુક વિષયની જે થોડીક બાબતો એ શીખવતા તે એવી સરસ રીતે શીખવતાં કે એ પદ્ધતિ પ્રમાણે વિષયની બાકીની બાબતો તો શું પણ બીજી બધી બાબતો ઘણી સહેલાઇથી આપણે પોતે જ શીખી શકીયે. સૌથી કાબેલ અને ફતેહમંદ શિક્ષક કેવો હોય તે સબંધી એક અંગ્રેજ લેખક લખે છે કે—" The best teacher is he who teaches how to do without a teacher "—સારાંશ કે સારામાં સારો શિક્ષક તો તેને જ કહેવાય કે જે, શિક્ષક વગર જાતે જ કેવી રીતે શીખી લેવું, તે શખવે છે. આ કથનાનુસાર પ્રોફેસર મનુભાઇ સા. ને ઉચ્ચ કોટિના શિક્ષક તરીકે આપણે લેખીએ તો તેમાં અતિશયોક્તિ જેવું કાંઇ નથી. આ કાબેલ પ્રોફેસરની વિદ્વત્તા અને બુદ્ધિનો તથા ઉત્કૃષ્ટ શિક્ષણનો લાભ લીધેલ કેટલાક પરિચિત શિષ્યો જેઓ વડોદરા રાજ્યમાં તેમજ બહાર મોટા દરજ્જા ભોગવે છે તેઓ અદ્યાપિ પર્યંત પ્રોફેસર મનુભાઇ સા. ની વિદ્વતા અને બુદ્ધિચમત્કારના મુક્તકંઠે વખાણ કરી તેમના પ્રત્યે એક સદ્‌ગુરુવર્ય તરીકે પૂજ્ય અને પ્રેમ દૃષ્ટિથી હજુ પણ જુવે છે. આ પ્રમાણે વિદ્વત્તાની તેમજ ઉચ્ચ કોટિની રહેણીકરણીની યશસ્વી દિશા બતાવનારા આવા વિદ્વાન

ગુરુઓનો અલભ્ય લાભ શ્રી હરિલાલભાઇને કોલેજમાં મળ્યો અને તેઓની કલ્યાણપ્રદ વિશાલ બુદ્ધિની છાયા તેમના ઉત્સાહી અને વિચારવંત સ્વભાવ ઉપર પડી.

આપણે જોઇ ગયા છીએ કે શ્રી હરિલાલ ભાઇએ બી. એ. નું અર્ધું વર્ષ અમદાવાદની ગુજરાત કોલેજમાં લગભગ આનંદમાં અને થોડેક અંશે બહારના વાંચનમાં જ (Extra reading) ગાળ્યું હતું અને અમદાવાદમાં ૪ માસ રહ્યા પછી તેઓ પાછા વડોદરા કોલેજમાં જોડાયા હતા. બી. એ. ના બીજા વર્ષના અભ્યાસ માટે જ્યારે શ્રી હરિલાલભાઇ વડોદરે આવ્યા ત્યારે મી. ગ્લેડસ્ટન અને તેની ૧૯ માં સૈકાના છેલ્લા ૫૦ વર્ષોમાં અંગ્રેજી વિચારશૈલી ઉપર અસર:–( (Mr. Gladston and his influence on English thought of the last fifty years of the 19 th, Century.) એ નામનોં એક ઇનામી નિબંધ વિદ્યાર્થીઓની હરિફાઇ માટે મુંબઈ યુનીવરસીટી તરફથી જાહેર કરવામાં આવ્યો. આ હરિફાઇમાં આપણા ચરિત્રનાયકે પણ ...ઘણા ઉત્સાહ અને હર્ષથી ઝંપલાવ્યું. શ્રી હરીલાલભાઇએ ગ્લેડસ્ટનને લગતું બધું સાહિત્ય એકઠું કરી પુર જોસથી વાંચવાનું શરૂ કરી દીધું. આ સાહિત્ય વાંચી લીધા પછી તેમને લાગ્યું કે ગ્લેડસ્ટનને લગતું માત્ર આટલું જ સાહિત્ય બસ નથી પણ આથી પણ વિશેષ મેળવવું પડશે એમ ધારી તેમણે ગ્લેડસ્ટનને લગતાં જુદાં જુદાં પુસ્તકો ઠેઠ ઇંગ્લાંડથી મંગાવી લીધા. ઈંગ્લાંડથી આવેલાં આ બધાં પુસ્તકો તેમણે સપાટાબંધ વિચારપૂર્વક વાંચી લીધા. આ બધું વાંચ્યા પછી અને પાછું તેનું મનન કર્યા પછી ગ્લેડસ્ટનને લગતી બધી હકીકતોનું ઘણું જ બુદ્ધિપૂર્વક મનન પોતે કરી જોયું અને છેવટે ઉપરોક્ત નિબંધ પણ લખી કાઢચો. આ નિબંધ માત્ર સો પાનામાં જ લખવાનો હતો પણ દૈવયોગે તેની શ્રી હરિલાલભાઇને ખબર ન રહ્યાંથી પોતે ૨૩૨ પાનામાં તે લખી નાખ્યો. જ્યારે તેઓ ઉનાળાની વેકેશન પછી વડોદરે પાછા આવ્યાં ત્યારે એ નિબંધ યુનીવર્સીટીમાં મોકલ્યાં પહેલાં તેમણે પ્રોફેસર મનુભાઇ સાહેબને જ્યારે બતાવ્યો ત્યારે તેઓએ તેમને કહ્યું કે નિબંધ તો માત્ર ૧૦૦ સો જ પાનામાં લખવાનો કહ્યો છે. કમનશીબે આ અરસામાં શ્રી હરિલાલભાઇનો અંગુઠો સોજી જવાથી નિબંધના પાનાં ઘટાડવામાં મોટી મુશ્કેલી આવી પડી. આવી સ્થિતિમાં છાંટાભાર પણ હિમ્મત હારી ન જતાં ગમે તેમ કરીને તેમણે નિબંધને સુધારી લીધો. કાંઇક અંગુઠાની અસહ્ય વેદનાને અંગે અને કાંઇક અતિશય ઉતાવળને લીધે

આ કમનશીબ હરિફાઇમાં શ્રી હરિલાલભાઇ નિષ્ફળ નીવડયા. હરિફાઇમાં પોતે બીજે નંબરે આવ્યાં. માત્ર એક જ નંબરને માટે બધી મહેનત પાણીમાં ગઇ એ જાણીને તેમને કુદરતી રીતે ઘણો જ ક્ષોભ થયો. પરંતુ આ કુદરતી ક્ષોભને તરત જ તેમની વિરલ ખંતતાએ હઠાવી દીધો. તેમણે ફરી એક વાર (The Baroda College Miscellany) 'ધી બરોડા કોલેજ મીસેલેની' એ નામના ચોપાનીયામાં Mr. Gladstone as a great historical personality) 'એક મહાન્ ઐતિહાસીક વ્યક્તિ તરીકે મી. ગ્લેડસ્ટન' નામનો એક અસાધારણ. વિદ્વત્તાભર્યો લેખ વિદ્યાર્થીઆલમ સમક્ષ રજુ કરી આપ્યો. આ સુપ્રસિદ્ધ લેખ લખ્યા પહેલાં તેમને ઇતિહાસના ઘણા પુસ્તકો વાંચવા પડયાં અને આથી કરીને તેમના બી. એ. ના અભ્યાસમાં તેઓ ઘણા પાછળ રહી ગયા. ખાસ કરીને સંસ્કૃતના વિષયમાં તેમને સખ્ત મહેનત કરવી પડી. ઇતિહાસના વિષયમાં તેમની સ્વાભાવિક પ્રવીણતાને લઇને ઉક્ત વિષય તેમણે ઐચ્છિક રાખ્યો હતો. અને એટલા માટે એ વિષયમાં એમને મહેનત કરવાની હતી જ નહી. સાધારણ રીતે જે વિદ્યાર્થી ઇતિહાસમાં પ્રવીણ હોય તે ઘણે ભાગે અંગ્રેજી વિષયમાં પણ પ્રવીણ જ હોય છે. એટલે એ વિષયમાં પણ તેમને હરકત જેવું નહોતું. જે કાંઈ મુસ્કેલી હતી તે તેમના સંસ્કૃત વિષયમાં જ હતી. છેવટે બારીકાઇથી વિચાર કર્યા પછી તેમની આત્મમાનની લાગણીએ તેમના હૃદયને એવું સમજાવ્યું કે સંસ્કૃતની પરીક્ષામાં જવાબ આપીને નાપાસ થવું તે કરતાં બહેતર છે કે કોલેજની પ્રિલિમિનરી પરીક્ષામાં સંસ્કૃતના વિષયનો પેપર જ ન આપવો. એ વિચારથી સંસ્કૃતના વિષયમાં તેમણે પેપર આપ્યો નહી. યુનીવર્સીટીની પરીક્ષામા બેસવા માટે વિદ્યાર્થીઓને અપાતા ફૉર્મમાં શ્રી હરિલાલભાઇને ફૉર્મ ન આપવાનો ઠરાવ થયેલો. આ ખબર તેમને મળતા તેઓ પ્રીન્સીપાલ મી. ટેટ પાસે ગયા અને પોતાને ફૉર્મ આપવા માટે વિનંતિ કરી. તે માયાળુ પ્રીન્સીપાલે કહ્યું કે તમે સંસ્કૃતના વિષયમાં પરીક્ષા આપી જ નથી માટે તમે યુનીવર્સીટીમા પાસ થશો નહીં માટે તમને ફૉર્મ આપવું ઉચિત ધાર્યું નથી. આના જવાબમાં શ્રી હરિલાલભાઇએ પોતાની રાબેતા મુજબની સત્યતાથી, શાંતિથી અને વિનયભરી હીંમતથી, સ્પષ્ટ ખુલાસો કર્યો કે સાહેબ એમ થયું કે મી. ગ્લેડસ્ટનને લગતા ઇનામી નિબંધને માટે તથા બીજા પ્રકીર્ણ લેખોને અંગે બહારના વાંચનમાં એકાગ્રતાથી રોકાઇ જવાથી સંસ્કૃતમાં હું બરોબર તૈયાર રહી શક્યો નહી. એટલે મેં

તે વિષયની પરીક્ષા આપી નથી. પરંતુ જો મને બી. એ. ની યુનીવર્સીટીની પરીક્ષામાં બેસવાની તક આપવામાં આવશે તો રજાના વખતમાં સખ્ત મહેનત લઇ મારો સંસ્કૃતનો વિષય જે કાચો રહી ગયો છે તે બરાબર પાકો કરી પ્રસ્તુત પરીક્ષામાં ઘણી જ સહેલાઇથી હું ફતેહ મેળવી લઇશ. આ ઉત્તરમાં પ્રગટ થતી રુજુતા, સત્યતા, હીંમત અને પોતાના કર્ત્તવ્ય સબંધી ચિંતા એ ચારે વાના જોઇને પ્રીન્સીપાલ ટેટ સા. ખુશ થઇ ગયા. આ વિદ્વાન્ પ્રીન્સીપાલે છેવટે એવો પ્રત્યુત્તર વાળ્યો કે મી. હરિલાલ, કૉલેજના માસિકમાં આવેલા તમારા અસાધારણ લેખથી હું પ્રસન્ન થયો છું અને વધારામાં તમારી વચન પાળવાની શક્તિમાં તેમ જ તમારા બુદ્ધિકૌશલ્યમાં મને વિશ્વાસ છે. તેથી હવે હું તમને ફૉર્મ આપું છું તો મહેનત કરી પરીક્ષામાં પાસ થવા ખાસ ઉદ્યોગ અને પ્રયત્ન કરશો. આ પ્રમાણે થયા પછી બૉર્ડિંગમાંજ રહી બી. એ. ની છેલ્લી પરીક્ષામાં ફતેહ મેળવવા ભગીરથ પ્રયત્ન આદરવા ઘણા ખંત અને ઉલ્લાસથી તેઓ લાગી ગયા. આખરે સને ૧૮૯૯ માં બી. એ. ની છેલ્લી પરીક્ષા તેઓએ આપી અને પોતાની ધારેલી નેમ પાર પાડી, તે વિદ્વાન પ્રીન્સીપાલને પોતે આપેલું વચન ફતેહમંદ રીતે પાળવામાં પોતે ભાગ્યશાળી થયા એ જાણીને તેમના નિર્મળ હૃદયમાં આનંદ ને ઉત્સાહનો ઉદધિ ઉછળવા લાગ્યો. આ વખતે તેમના એક પરમ સ્નેહી શ્રી ચત્રભુજભાઇ કે જેઓ બી. એ. ના વર્ગમાં સાથે જ હતા અને જેમની તબીયત ઘણી નાદુરસ્ત હતી તેમણે પણ શ્રી હરિલાલભાઇ સાથે બી. એ. ની છેલ્લી પરીક્ષા આપી પણ કમનસીબે સંસ્કૃતના વિષયમાં ઉડી જવાથી આ પરીક્ષામાં તેઓ નિષ્ફળ નીવડયા. આ પ્રમાણે કેઃ પ્રીવીયસથી તે બી. એ. સુધીમાં શ્રી હરિલાલભાઇ પોતાના ખાસ મિત્રોમાં બી. એ. ની પરીક્ષા પસાર કરવામાં પહેલાજ હતા અને આ રીતે ૨૨ વર્ષની ઉમ્મરે એટલે કે સન ૧૮૯૯. માં પોતાની જન્મભૂમીના એક પહેલાં ગ્રેજયુએટ તરીકેના વિરલ માનને તેઓ પાત્ર થયા.

કૉલેજ અને સ્કુલમાંના શિક્ષણક્રમની ઉપરની બધી હકીકત ઉપરથી એક વાત સિદ્ધ થાય છે તે એ કે સ્કુલમાં કે કૉલેજમાં શ્રી હારલાલભાઇ જો કે 'ફર્સ્ટ કલાસ ફર્સ્ટ' આવનાર વિદ્યાર્થી તરીકે આગળ પડી શકયા નહોતા તો પણ જુદા જુદા વિષયો એકદમ સમજી લેવા, તે વિષયોને તુર્ત જ પોતાના જ કરી લેવા અને એક વખત એક વિષયને પોતાનો કરી લીધા પછી તેને સ્મૃતિમાંથી કદી પણ ખસવા ન દેવો એ વિરલ હોશીયારીના જે

લક્ષણો હોય છે તે તેમનામાં સર્વાંશે સહેજે દેખાઇ આવતાં. આ ઉપરાંત તેમના વિદ્યાર્થી જીવનમાં જેમ તેમને એકસ્ટ્રા પુસ્તકો વાંચવાનો શોખ હતો તેમ ક્રિકેટ, ટેનીસ, ખોખો, સુરપાટી વિગેરે અંગબળ આપનારી રમતોનો કસરતોનો પણ તેમને તેટલો જ શોખ હતો. એકસ્ટ્રા પુસ્તકોના વાંચનમાં તેમને ઇતિહાસના વિવિધ જાતના પુસ્તકો ઉપર ઘણી પ્રીતિ હતી. અને તેને લઇને તેમનું ઇતિહાસનું જ્ઞાન ઘણું જ ઉચ્ચ કોટિનું બન્યું હતુ. ખરેખર ઇતિહાસ એ પ્રભુની પાઠશાળાનું એક અનેરું પાઠ્ય પુસ્તક છે. અને તેથી જ કાર્લાઇલે કહ્યું છે તેમ (History is philosophy teaching with experience)........ઇતિહાસ એ અનુભવથી શીખવતું તત્વજ્ઞાન છે. ઇતિહાસનું શિક્ષણ કલ્પનાશક્તિને જગાડે છે અને તેને વીર્યવતી બનાવે છે. તેજ પ્રમાણે ઇતિહાસને કાર્ય કારણની સાંકળ સાથે બહુજ સંબંધ... હોવાથી અને ઇતિહાસમાં એનો વારંવાર વિચાર કરવાનો હોવાથી એનાથી તર્કશક્તિ પણ ખૂબ ખીલે છે અને અનેક છૂટી છવાઈ બીનાઓ ઉપરથી સામાન્ય સિદ્ધાંતો દોરી કાઢવાનું સામર્થ્ય પ્રગટે છે. એ સિવાય ઇતિહાસ અતિ રસિક વિષય હોવાથી એનાથી જીજ્ઞાસાવૃત્તિ બહુ સતેજ થાય છે. અને તેને તૃપ્ત કરવાને માટે એકજ દિશામાં સર્વ ધ્યાન પરોવવું પડતું હોવાથી એનાથી એકાગ્રતા અને તલ્લીનતાના ગુણો સારી પેઠે કેળવાય છે. તેમજ ઇતિહાસ જો વિચારપૂર્વક શીખવવામાં આવે કે વાચી જવામાં આવે તો એનાથી સ્મરણશક્તિને સારી કસરત મળે છે. એથી ઇતિહાસના અભ્યાસકોમાં સમાલોચનશક્તિ (Critical-faculty) તથા વર્ણનશક્તિના વિરલ અંકુરો પણ ફુટે છે અને ફાલે છે. આપણા ચારિત્રનાયક, ઉપર જણાવ્યા મુજબ ઇતિહાસના એક સારા અભ્યાસક હોઇને તેને અંગે તેમનામાં પણ, આ બધી દર્શાવેલી, ઇતિહાસના વાંચનથી પ્રાપ્ત થતી શક્તિઓ ઘણે અંશે આવી શકી છે.

આપણે જોયું છે કે વિશ્વવિદ્યાલયમાં ઉંચામાં ઉંચે નંબરે આવનારા કે અમુક વિષયમાં બીજાના કરતાં વધારે માર્ક મેળવનારા વિદ્યાર્થીઓને મળે છે તેવા પારિતોષક શ્રી હરિલાલભાઇને મળ્યાનું જાણવામાં નથી, તો પણ એકંદરે તેજસ્વી બુદ્ધિના ને મહેનતુ અને ખંતીલા વિદ્યાર્થીના કોટિમાંના તેઓ એક હતા. શ્રી હરિલાલભાઇને વિદ્યાર્થી અવસ્થામાં દેશભક્તિનો બહુ ઉમળકો આવ્યો ન હતો. કદાચ આવ્યો હોય તો પણ વિદ્યાર્જનનાં મુખ્ય કામમાં તેમણે વ્યત્યય કે અડચણ બીલકુલ આવવા દીધી નથી. એટલું જ નહીં પણ

તે સિવાય બીજું કાંઈ સાર્વજનિક સ્વરૂપનું કામ કરવું ને છેવટે કંઈ નહીં તો દેશ સંબંધી 'બડી બડી બાતો' કરવી એ તેમને વિદ્યાર્થી અવસ્થામાં બહુ આવશ્યક લાગ્યું ન હોતું. વળી તેમને એ અવસ્થામાં વ્યક્તિસ્વાતંત્ર્યનું અધકચરૂં અભિમાન પણ ઉઠી આવ્યું ન હોતું. તેમની વૃત્તિ જે કામ હાથમાં લીધું હોય તેમાંજ સર્વાંશે મંડયા રહેવું, તે સિવાય બીજી તરફ બહુ માથુ મારવું નહીં, એવી જ હતી અને વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાર્જન સિવાય બીજું કાંઈ પણ કરવાનો વિચાર તેમણે બહુ મનમાં આણ્યો નથી. યુનિવરસીટીની કેળવણી લઈ એકાદ બે ડીગ્રી મેળવનારા ઘણા વિદ્યાર્થીઓમાં જે અનિષ્ટ પરિણામ જોવામાં આવે છે તેમાંનુ એક પણ શ્રી હરિલાલભાઇના વર્તનમાં પેસી શકયું નથી. ગર્વ, દંભ, ઉચ્છૃંખલતા, માતા પિતા તરફ માનહીન ઉપેક્ષા, અનુદારવૃત્તિ ઈત્યાદિ અનેક દોષો કેળવણી પામ્યા છતાં આપણા કેટલાક ભણેલા વર્ગમાં જે જોવામાં આવે છે તે સર્વને બદલે નિરભિમાન વૃત્તિ, સાદાઇ, નમ્રતા, માત પિતા ઉપર સનમાન, ઉદારતા વિગેરે અનેક સદગુણો પ્રાપ્ત કરીને શ્રી હરિલાલભાઇએ ઉચ્ચ કેળવણીને યશસ્વી રીતે સાર્થક કરી હતી.



## પ્રકરણ ૫ મું: એલ, એલ, બી. અને ધંધાની પસંદગી

"I slept and dreamt that Life was Beauty.
I woke and found that life was Duty."

**ભાવાર્થ:**—જ્યારે હું સુતો હતો ત્યારે મને સ્વપ્ન થયું કે જીવન એ સૌંદર્ય છે. અને જ્યારે હું જાગ્યો અને જોયું કે જીવન એ કર્તવ્ય છે.

શ્રી હરિલાલભાઇએ ગુજરાતી શાળામાં ગુજરાતી ભાષાનો અને અમરેલીની તે સમયની એંગ્લો વર્નાકયુલર સ્કુલમાં થોડા સમય પર્યંત અભ્યાસ કરી, વડોદરા હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અને તે પછી કૉલેજમાંનો અભ્યાસ આટોપી બી. એ. ની ડીગ્રી મેળવ્યા સુધી ની બધી હકીકત અમારા વાંચકો હજુ તાજેતરમાં જ વાંચી ગયા છે. આટલો અભ્યાસ સંપાદન કર્યા છતાં હજુ તેમને પૂરતો સંતોષ વળ્યો નહોતો. જ્ઞાનના જરૂર પુરતા ખજાના માટે હજુ વધારે અભ્યાસની જરૂર છે, એમ તેમને જણાયું. વળી તેઓ તે વખતે સારી રીતે સમજતા કે જ્ઞાન એ માણસની મ્હોટામાં મ્હોટી જાગીર છે, મ્હોટામાં મ્હોટી ઇસ્કામત છે. દ્રવ્ય કરતાં સદ્‌જ્ઞાનની સત્તા વધારે ચાલે છે. એક હોંશીઆર બેરીસ્ટર એક દિવસમાં પોતાના મન તથા બુદ્ધિની મહેનતના હજારો રૂપીઆ પેદા કરે છે. જ્યારે એક જડબુદ્ધિનો મજુર આખો દિવસ મ્હોટા પાણા ઉપાડે છે ત્યારે માત્ર આઠ કે બાર આના કમાય છે. ખચિત જ્ઞાન એ અમાપ કિંવા અલક્ષીત વિદ્યુતશક્તિ ધરાવે છે. જર અને જમીનના વસીયતનામા થાય છે, પણ જ્ઞાન અને ડહાપણના થતાં નથી. જ્ઞાનરૂપી અર્થાત્ વિદ્યારૂપ ગુઢ દેશ છે, તેમાં અનંત ઐશ્વર્યો અને રહસ્યોના ગુપ્ત બીજકો રહેલાં છે. સર્વ દૈવી સંપતિનું તે મૂળ સ્થાન છે. કોઇ વિલક્ષણ સંકેતવશાત્ કોઇવાર ક્વચિત તેનો પ્રભાવ દેખાતો નથી. સિસિરો નામનો એક વિદ્વાન કહે છે કે "વિદ્યાભ્યાસ એ તરૂણાવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપત્તિમાં શણગાર, અને વિપત્તિમાં આશ્વાસન છે." ઘરસંસારમાં કે પારલૌકિક કાર્યોમાં વિદ્યાભ્યાસ ઘણો સુખકર્તા થઇ પડે

છે. કેળવણી અભ્યુદયમાં આભુષણરૂપ, આપત્તિમાં રક્ષણરૂપ, અને વૃદ્ધાવસ્થામાં પોષણરૂપ સંપતિના રૂપમાં ફલીન થાય છે. એક જૈનશાસ્ત્રી ફરમાવે છે કેઃ "**पढमं नाणं तओ दया**,"...એટલે પ્રથમ જ્ઞાન અને પછી દયા. વળી ભર્તૃહરીએ કહ્યું છે કેઃ-"**विद्याविहीनः पशुः**"...અર્થાત્ "વિદ્યા વિનાનો નર પશુ સમાનજ છે." Ignorant men differ fron the beasts only in their figure......."અજ્ઞાન માણસો અને પશુઓમાં માત્ર આકૃતિનોજ ફેર છે." It is better t› be unborn than untaught, for ignorance is the root of all evils (Plato) ન ભણવા કરતાં ન જન્મવું-મરી જવું એ વધારે સારૂં છે, કારણકે અજ્ઞાનના એજ સર્વ દુઃખનું કારણ છે. (પ્લેટો). અજ્ઞાનપણું એ દુનિયાની સૌથી મોટી બદી છે. (બુદ્ધ). અજ્ઞાન એ ઈશ્વરનો શ્રાપ છે. જ્ઞાન આપણને સ્વર્ગમાં લઈ જનાર પાંખ છે. દુનિયા અને આત્મોન્નતિની સલામતીનો પાયો જ્ઞાન ઉપર જ ટકી રહ્યો છે. હંમેશાં આત્મસિદ્ધિના દાદરે ચડવા જ્ઞાનરૂપ દોરડાનું અવલંબન કરવું પડે છે. આ બધી બાબતો ઉપરાંત આપણા ચરિત્રનાયકનું મંતવ્ય એ હતું કે વખત એ કુદરતનો ખજાનો છે; કાળના હાથમાં રેતીની સીસી છે; તેમાંનો ખરી પડતો એકએક દાણો જાણે ગગનમાંનો ચળકતો તારો હોય અથવા અમૂલ્ય રત્ન હોય એમ ગણી સતત પ્રયાસથી તે વીણી લેવા તેઓ ચુક્યા નથી. શ્રી હરિલાલભાઇ, કીંમતી પુસ્તકો તેમજ ત્હેમના વિદ્વાન્ શિક્ષકોના હૃદયદ્વારા વહેતા નિર્મળ જ્ઞાનના ઝરામાંથી જ્ઞાનની ઉજ્વલ વિદ્યુતશક્તિ વડે, નિશદિન વિદ્યાજીવનને સુંદર ઓપણીથી ઓપ ચઢાવી વિભુશીત કરવામાં જ પોતાનું કર્તવ્ય પીછાનતા. શ્રી હરિલાલભાઇનું ચિત્ત સમીપમાં ચાલતા વાર્તાલાપ કિંવા ઇતર પ્રવૃતિ તરફ બહુ નહિ દોરાતા, જ્ઞાનની પવિત્ર પ્રાપ્તિમાં તાદાત્મ્ય થઇ જતું. વિદ્યાભ્યાસના નિર્ણીત ટાઇમ ટેબલમાં તેઓ જરા પણ બેદરકાર રહ્યા નથી. બુદ્ધિ અને મનની એકાગ્રતાએ ગમે તેવા ગહન વિષયની પારદર્શકના પ્રાપ્ત કરવામાં, પોતાના વિદ્યાર્થી-જીવનમાં, તેઓ હંમેશા ઉદ્યોગશીલ રહેતા. ચરિત્રનાયકના શિક્ષકો જે જે જ્ઞાનનું પવિત્ર પ્રાશન કરાવતા તે સઘળું વિકસીત ચહેરે વિનયથી આરામનો અનાદર કરી, શ્રમને આશ્રિત રહી જ્ઞાનરૂપી દ્રવ્ય હૃદયરૂપી ખજાનામાંથી ઠાંસી ઠાંસીને તેઓ ભરી લેતા. ધીરજ અને આગ્રહથી મચ્યા રહેવાથી ઇષ્ટ ફલોત્પત્તિ થઈ શકે છે, એવો સચોટ સિદ્ધાંત તેમનો થવાથી વિદ્યાર્થીજીવનમાં તેઓ સર્વ સ્થળે આદરને પાત્ર થઇ શક્યા હતા. બી. એ. ના અભ્યાસ સુધીની આવી ઝળકતી કારકિર્દીવાળા

વિદ્યાર્થીરત્ને ( શ્રી હરિલાલભાઇએ ) છેવટે સને ૧૯૦૦ (સંવત ૧૯૫૬)માં પહેલી એલ, એલ, બી. નો અભ્યાસ શરૂ કર્યો.

દુનિયામાં હર્ષ શોક તો સૌ કોઇને આવે છે. પણ તે વખતે વિદ્વાન માણસો વર્તમાન સુખદુઃખને કાયમના સુખનું સાધન બનાવે છે, જ્યારે સાધારણ વ્યક્તિઓમાં તેવું કૌવત હોતું નથી. મહાન પુરૂષો સંસારના સુખદુઃખના બનાવોથી હીંમત હારતા નથી. પરંતુ એમાંથી પોતાના જીવનને ઉન્નત બનાવીને સમાજનું પણ કલ્યાણ સાધે છે. તેથી એવા પુરૂષોના જીવનમાં સંસારના વિધવિધ બનાવોએ કેવાકેવા ફેરફારો કરાવ્યા છે અને તેઓના વિકાસક્રમમાં કેવીકેવી સહાયતા કરી છે તે સંબંધેનું શોધન કરવું યાને મનન કરવું એ જેમ બોધનું એક સરસ સાધન છે તેમ તેઓના જીવન-કથાકારની એ એક મ્હોટી ફરજ છે. આપણા ચરિત્રનાયકનું જીવન પણ આવી મહત્તાનાં એક અનુકરણીય દાખલા રૂપ જ છે. એમના સ્વાભાવિક સદ્‌ગુણોને વિકાસ પમાડવામાં, એમના વિશાળ વાંચન, ઉંડુ મનન, વિદ્વાન્ પુરુષોનો સહવાસ અને વિદ્યાર્થીજીવનના સમયમાં અમુક પ્રસંગે આવી પડેલી વિપત્તિઓ—એ બધાએ કાંઇક અજબ રીતે અનુકુળતા કરી આપી હતી. જે જે શક્તિઓ એમણે મ્હોટપણમાં પ્રદર્શિત કરી તે તે શક્તિઓ આટલી ઉંમર સુધીમાં કેટલે દરજ્જે ખીલી હતી તે એમના અગાઉના ( કૉલેજ વખતના ) તથા હાલના ( એલ. એલ., બી. ના અભ્યાસ વેળાના ) નિબંધો ઉપરથી કેટલેક અંશે જણાઈ આવે છે. કૉલેજ વખતના નિબંધોનો ઉલ્લેખ અમે અગાઉ કરી ચૂક્યા છીએ અને એલ. એલ., બી. ના અભ્યાસ વખતના નિબંધની હકીકત હજુ બાકી છે.

આ નિબંધો ઉપરાંત ઓગણીસ કે વીસ વર્ષની ઉંમર સુધીનું એમનું જીવન ઇશ્વરશ્રદ્ધા તેમ જ ધાર્મિકતામાં એટલી બધી સચોટ રીતે છવાઇ ગયું હતું કે એમની એવી અચળ ધાર્મિક આસ્થાથી પોતાના અભ્યાસ-સમયમાં સહાધ્યાયીઓને પણ ઘણું આશ્ચર્ય થયું હતું. ઘણી ન્હાની વયથી જ આ બંને ભાવ એવા સ્થિર થયા હતા કે સ્નાનાદિ નિત્યકર્મ કરવા ઉપરાંત શ્રીકૃષ્ણની છબી સન્મુખ રોજ સેવાપાઠ કરવા તેઓ ચુક્યા નથી. આ સંબંધી આપણા ચરિત્રનાયકની વિચારસરણી કેવી બોધદાયી બની શકી છે તે તેમના નીચે આપેલા શબ્દોથી વાંચકો સારી રીતે જાણી શકશે. " મ્હારી બાળ-વયથી જ હું ઘણો જ ધાર્મિક અને ઇશ્વરથી ડરીને ચાલનારો હતો. બચપણમાં મ્હારા પિતાશ્રી મ્હારા વડીલભાઇ તથા મ્હારા પીત્રાઇ ભાઇ મ્હને

વારંવાર મંદિરમાં સાથે દર્શન માટે લઇ જતા. ઘરના સંસ્કારોથી વૈષ્ણવ ધર્મને માટે અને ભગવાન શ્રીકૃષ્ણને માટે મ્હારામાં ઉંડી છાપ પડેલી હતી. મ્હારા કુટુંબનો ધર્મ વૈષ્ણવ હતો. અને મ્હારા કુટુંબીજનો તે ધર્મના ચુસ્ત અનુયાયીઓ હતા. ચૌદ વર્ષની ઉંમર પછી દરેક સવારે સ્નાન લીધા પછી શ્રીકૃષ્ણની છબીને હું પૂજતો અને તેની પ્રેકટીસ મ્હારા મેટ્રીકના અભ્યાસ સુધી મેં જારી રાખી. જો કે મ્હારી કોલેજની કારકીર્દીમાં આ જાતની પૂજાની રૂઢી મેં તજી દીધી હતી. તો પણ શ્રીકૃષ્ણ તેમ જ વૈષ્ણવ સંપ્રદાયમાં મ્હારી શ્રદ્ધા બીલકુલ ઘટી નહોતી. શાળા તેમ જ કૉલેજની કારકીર્દીમાં હું કોઈ પણ દુર્ગુણનો ભોગ થયો નહોતો. ઇશ્વરની કૃપાથી મારા સારા નશીબે મ્હારે એવા ઘણા મિત્રોની સોબત હતી કે જેઓમાં દુર્ગુણની ગંધ પણ પેસી શકી નહોતી. મ્હારા ઘરના નૈતિક સંસ્કારોને લઇને દુર્ગુણ જેવી બાબતોમાં મ્હારૂં લક્ષ ભાગ્યે જ દોરાતું. આ સ્થળે એટલું કહેવું જરૂરનું છે કે ન્હાની વયમાં ઘણા વિદ્યાર્થીઓ ઘરના નૈતિક સંસ્કારોના અભાવે ઘણી વખતે દુર્ગુણોના ભોગ થઈ પડે છે; પરંતુ હું ઉપર જણાવી ગયો તેમ, મારા નશીબમાં તેમ નહોતું. આને માટે મ્હારે મ્હારા વડીલોનો આભાર માનવો જોઇએ. કારણકે એ વડીલો, સાદી રહેણીકરણી ગાળનારા, પ્રમાણિક, પોતાના ધાર્મિક સંપ્રદાયમાં દ્રઢાસ્થા રાખવાવાળા અને ઈશ્વરથી ડરીને ચાલનારા હતા. આવા વડીલોના ઉચ્ચ સંસ્કારોનો વારસો મેળવી શકવાને હું ભાગ્યશાળી હતો. મારા કેટલાક ગરીબ વિદ્યાર્થી મિત્રોને તેમના નિરાધાર સંબંધીઓને અણીને વખતે મદદ કરવાની જે ટેવ નાની ઉમરથી મને પડેલી તે મારી સદ્‌ગુણી માતાના અનુપમ વારસાને લઇને જ ઉદ્‌ભવેલી હતી."

જ્યારે શ્રી હરિલાલભાઇ પહેલી એલ. એલ. બી. ના અભ્યાસ માટે મુંબઈના સરકારી લૉ ક્લાસમાં જોડાયા ત્યારે થોડાક સમય વિત્યાબાદ મુંબઈ યુનિવરસીટી તરફથી "અંગ્રેજી કેળવણી અને તેથી હીંદુસ્થાનના સામાજીક જીવન ઉપર અસર"—"English Education and its influence upon the social life of India."—એ નામનો એક ઇનામી નિબંધ હરીફાઇ માટે જાહેર કરવામાં આવ્યો હતો. આ હરિફાઈમાં શ્રી હરિલાલભાઇએ ઘણા ઉલ્લાસ અને ખંતપૂર્વક ઝંપલાવ્યું. આ હરિફાઈમાં ઝળકતી ફતેહ લાવવા માટે તેમણે ઘણું સાહિત્ય એકઠું કરી પોતાની પ્રબળ વાંચનપ્રદ્ધતિ અમલમાં મુકી. એક ચુનંદા લેખકને છાજે તેવી બારીકાઇથી અધ્યયન શરૂ કર્યું. શ્રી [illegible]ભાઇની વાંચનપદ્ધતિનું સૌથી અગત્યનું

લક્ષણ મનન હતું. જ્ઞાન મેળવવા જેટલી જરૂર સારા વાંચનની છે તેટલી જ બલકે તેથી પણ વધારે જરૂર વાંચનનો ખરો ઉપયોગ કરવા મનનીય છે. આ વાતના સમર્થનમાં કવિશ્રી દલપતરામે જે એક રમુજી પરંતુ અર્થ-ગંભીર કાવ્ય લખ્યું છે તેમાંથી બે જરૂરી પંક્તિઓ આ સ્થળે અમે રજુ કરીએ છીએ.

"વાંચે પણ નહીં કરે વિચાર"
"તે સમજે નહીં સઘળો સાર"

આ પ્રમાણે મનનશક્તિ અને વિચારશીલતા એ આપણા ચરિત્રનાયકના માનસિક બંધારણનો એક અગત્યનો અંશ છે. એમના કોલેજ વખતના નિબંધોમાં પણ એ અંશ ઘણો જ ખેંચાણકારક નિવડી શક્યો હતો. વાંચેલા વિષયનો મુદ્દો બરોબર સમજી લેવો, તેને જુદી જુદી દૃષ્ટિબિંદુથી તપાસવો, પોતાના ભુતકાળના અભ્યાસ, અનુભવ, તથા અવલોકન સાથે સરખાવવો, નવા જ્ઞાનનો ઉપયોગ ત્હેની મર્યાદા તથા તેમાંથી ઉત્પન્ન થતા રહસ્યો ખેંચી કાઢવા—આવી આવી ક્રિયાથી શ્રી હરિલાલભાઇ જુના જ્ઞાન સાથે નવા જ્ઞાનને બંધબેસતું કરી આપતા. આવી ટેવને લીધે ચોપડીના કીડાની પેઠે ચોપડીઓને કેટલાક ફોલી ખાનારાઓનું વ્યક્તિત્વ જેમ અનહદ વાંચનથી કુંઠિત તથા નાબુદ થાય છે તેમ તેઓનું થયું નહોતું; પરંતુ એમની બુદ્ધિની સ્વતંત્રતા તથા ત્હેમની ઉચ્ચ વિચારશ્રેણી આવા વિશાળ અને મનનીય વાંચનથી કાંઇ અજબ રીતે પોષણ પામી હતી. આમ હોવાથી જેમ સમુદ્ર-મંથન કર્યાથી કીંમતી ચીજો નીકળે છે, તેમ તેમના માનસિક મંથનથી જે કાંઇ બહાર નીકળતું તે હંમેશા કાંઇ કીંમતી અને ચમત્કૃતિવાળું દેખાઇ આવતું.

નિબંધનો વિષય "ઈંગ્રેજી કેળવણી અને તેથી હિંદુસ્તાનના સામાજીક જીવન ઉપર અસર" એ ખરેખર ઘણો જ મહત્વનો કહી શકાય. કલ્પના-દૃષ્ટિથી કહીએ તો શ્રી હરિલાલભાઇના એલ્ એલ્ બી. ના અભ્યાસ વખતે ગાંધીયુગ અને તેની ચળવળો જો શરૂ થઇ હોત તો જરૂર ત્હેમણે ગાંધીજીના નીચે દર્શાવેલા કિંમતી વિચારો પોતાના ઉક્ત નિબંધમાં ઘટાવ્યા હોત. સ્વભાષાભિમાન અને અંગ્રેજી કેળવણી ઉપર ગાંધીજી સંબોધે છે કે: "જ્યાં સુધી હિંદમાં હિંદી રાષ્ટ્રિય ભાષા ન બને ત્યાં સુધી સઘળી કોમોનો સંપ થવો મુશ્કેલ છે. કવિવર રવિન્દ્રનાથ ટાગોર, સ્વ. સ્વામી શ્રદ્ધાનંદજી તથા ગ્રહસ્થાશ્રમી છતાં જેણે દેશને જીવન અર્પણ કર્યું છે એવા પંડિત

માલવીઆજી એ ત્રણે વક્તાઓની શક્તિ અંગ્રેજી ભાષાના જ્ઞાનને લીધે નથી આવી પણ એમના સ્વભાષા પરના પ્રેમને લઇને જ રહી છે. ભારતવર્ષના પ્રાતઃસ્મરણીય મહર્ષિ દયાનંદ સરસ્વતીએ જે હિંદી ભાષાની કિંમતી સેવા કરી છે તે કાંઇ અંગ્રેજી જ્ઞાનને લીધે નહોતી. તુકારામ અને રામદાસ જેમણે મરાઠી ભાષા શણગારી છે તેઓ અંગ્રેજી ભાષાના રજ પણ ઉપકારી નથી. પ્રેમાનંદે અને શામળભટે તથા આધુનિક કાળમાં કવિશ્રી નર્મદ તથા દલપતરામે ગુજરાતી સાહિત્ય પોષ્યું તેનો જશ અંગ્રેજી ભાષા બીલકુલ લઇ શકે તેમ નથી. જાપાનનું સાહસ પણ તાજુબ પમાડે એવું છે. એ લોકોએ પ્રજાની જાગૃતિ સ્વભાષા મારફતે જ કરી છે. તેઓના દરેક કાર્યોમાં નવીનતા જોવામાં આવે છે. પ્રજાનું જીવન કેળવણીને લઇને ઉછળી રહ્યું છે. ને જગત તાજુબીથી એની પ્રવૃતિ જોઇ રહ્યું છે. વિદ્વાન્ માણસોએ પોતાનો અભિપ્રાય આપ્યો છે કે જો મેટ્રીક સુધીનું જ્ઞાન સૌને પોતપોતાની ભાષામાં અપાય તો ઓછામાં ઓછા ત્રણ વર્ષ બચે, એટલે દસ હજાર મેટ્રીકયુલેટની પાછળ પ્રજાના ત્રીસ હજાર વર્ષની નુકશાની જતી બચે. આપણે જો સાહીચુમ્બક કાગળ ન હોત તો પચાસ વર્ષ થયાં મળેલી કેળવણીને અંતે જનસમાજમાં કોઈ નવી પ્રવૃત્તિ જ જોવા પામ્યા હોત. પ્રજાને આપણે ઓળખતા નથી. પ્રજા આપણને સુધરેલા ગણી કાઢી નાખે છે અને આપણે પ્રજાવર્ગને જંગલી ગણી તીરસ્કાર કરીએ છીએ. જયાં સુધી આ ભિન્નતા મટી એકતા ન થાય ત્યાં સુધી આપણી સંપૂર્ણ ઉન્નતિ દૂર છે." આવા વિચારપુષ્પો જો આપણા ચરિત્રનાયકને પોતાના આ નિબંધમાં બહેકાવવાની અનેરી તક મળી હોત તો જરૂર તેમનો આ નિબંધ અદ્વીતિય જ ગણાયો હોત. આમ છતાં આ કલ્પના આપણે ત્યજી દઇએ તો પણ શ્રી હરિલાલભાઇના માનમાં એટલું તો જણાવવું જોઇએ કે આ નિબંધ સમય અને સંજોગો જોતાં એમણે એવો તો સરસ લખ્યો કે હરીફાઇમાં તેઓ પહેલા આવ્યા અને મુંબઈ યુનીવર્સિટી તરફથી ત્હેમને "સર જયોર્જ લીગ્રાંડ જેકબ" એ નામવાળું આશરે રૂપીઆ ચારસોના પુસ્તકોનું ઇનામ મળ્યું.

આ વિષય આપણે સમાપ્ત કરીએ તે પહેલાં આ સ્થળે એક બે વાતની ખાસ નોંધ લેવાની જરૂર છે. પ્રથમ તો એ કે ત્હેમના (શ્રી હરિલાલભાઇના) બધા નિબંધોમાં પોતાના જે વિચારો અને અભિપ્રાયો પ્રગટ થયા છે તે બધા અત્યાર સુધીના તેમના જીવનમાં એવાને એવા રહ્યા લાગતા નથી. અલબત્ત ગુજરાતના એક સુપ્રસિદ્ધ કવિએ લખ્યા મુજબ આગલા

અને પાછલા વિચારો તથા અભિપ્રાયો તદ્દન વિરોધી અને અરસપરસ વિરૂદ્ધ નહોતા. પરંતુ મનુષ્યના વધતા જતા અનુભવ તથા વિકાસની સાથે જે ફેરફારો તેનામાં થવા જોઇએ તેવી જાતના ફેરફારો શ્રી હરિલાલભાઇના જીવનક્રમમાં બનવા પામ્યા છે બીજી વાત આપણા ચરિત્રનાયકની એક લેખક અને અભ્યાસક તરીકેની એમની શક્તિની કાંઇક આછી સંસ્કારછાયા વાંચકને બતાવવી એ છે. શ્રી હરિલાલભાઇનો અભ્યાસ ઘણે અંશે એક વિચારશીલ અભ્યાસી યાને "Scholar"ના જેવો જ હતો. દરેક વિષ-યનો અંદર ઉતરી પરીપૂર્ણ અભ્યાસ કરવો એ એમનું ખાસ લક્ષણ એમના સહવાસમાં આવેલા ઘણા લોકોને જણાયું છે. કોલેજમાં ચાલતા પુસ્તકોથી માંડીને જે જે પુસ્તકો તેમના વાંચવામાં આવ્યા છે તે તે પુસ્તકોના સંસ્કાર અને તે ઉપરથી કરેલા મનને અને તેથી થયેલો માનસિક વિકાસ, એમના સર્વ લખાણમાં જ્યાં જોઈએ ત્યાં મળી આવે છે.

કોલેજના સર્વ વિદ્યાર્થીઓ પોતાની ચાલતી ટેક્સટ—બુકો નીયમસર વાંચે એ સ્વાભાવિક જ છે. પરંતુ તેની છાપ તથા તેના કાયમના સંસ્કાર એ બધામાંથી કેટલા થોડાને રહે છે? એટલી સૂક્ષ્મ રીતે ખાસ પરીક્ષા માટે વાંચેલા પુસ્ત-કોની છાપ તથા એ કાયમના સંસ્કારો આવી રીતે જ્યારે ભુંસાઇને નહીં જેવા થઇ જાય તો સામાન્ય વાંચન તરીકે વાંચેલા પુસ્તકોનું તો પુછવું જ શું? એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાખેલી વાત સરખું વાંચન શું એ નથી લાગતું? એવી રીતે વાંચનારને શ્રી હરિલાલભાઇના અભ્યાસનું દષ્ટાંત ખરેખર અનુ-કરણીય જ લેખાશે. કોઇ પણ વાંચન નિરર્થક ન જતાં આપણા ચરિત્રનાય-કના મન ઉપર કંઇને કાંઇ છાપ તથા ત્હેના કાયમના સંસ્કારો રાખતા જ ગયા છે. અને તે સાથે બુદ્ધિશાળી મગજમાં તેથી અવનવા વિચાર અને સૂચન ઉદ્દભવેલા છે એ બુદ્ધિશાળી નરનો આવો કીંમતી અભ્યાસ તથા જનસમાજના લાભ માટે કરેલો ત્હેનો ફળદાયી ઉપયોગ એ એમના ઉત્તમ અને આકર્ષક ગુણો ત્હેમના પરિચયમાં આવેલા ઘણા લોકોને સચોટ રીતે લાગ્યા છે. સંખ્યાબંધ પુસ્તકો વાંચી યોગ્ય સ્થળે ત્હેનો યથોચિત ઉપયોગ થયેલો જોઇને એમના લેખથી વાંચનારનું ચિત્ત પ્રસન્ન થાય છે. સર્વ જાતના ત્હેમના લેખો અગર નિબંધોમાં ઇતિહાસના પુસ્તકોના સંસ્કાર વિશેષ જોવામાં આવે છે. ઇતિહાસના વિષયનું તેમનું વાંચન ઉંડું તેટલું જ વિશાળ બની શકયું છે. ઇતિહાસનો વિષય, કોલેજમાં ભણનાર, માત્ર પરીક્ષા પાસ કરી એટલે શીખી લીધાનું સાર્થક થઈ ગયું, એમ માને છે, એવા વિદ્યાર્થી-

ઓને શ્રી હરિલાલભાઈના ઇતિહાસના અભ્યાસ તરફ દ્રષ્ટિ કરવા વિનંતિ છે. માત્ર ઇતિહાસ નહીં પરંતુ પ્રત્યેક વિષય કોલેજના અભ્યાસક્રમમાં માત્ર બીજ રૂપે શીખવવામાં આવે છે. તે પછી તેમાંના તમામનો જીવન પર્યંત યથાનુકુળ અભ્યાસ વધારવાનો હેતુ છે, એ શ્રી હરિલાલભાઇએ પોતાના જીવન અને અભ્યાસથી ઘણીજ અસરકારક રીતે દર્શાવી આપ્યું છે.

સન ૧૯૦૦ થી શ્રી હરીલાલભાઇએ પહેલી એલ્ એલ્ બી. નો અભ્યાસ શરૂ કરેલો એ આપણે અગાઉ વાંચી ગયા છીએ. આ સાથે તેમણે એમ. એ. (M. A.) નો અભ્યાસ ચાલુ રાખવા મનસુબો કર્યો હતો. પરંતુ નબળી તબીયતને લીધે અને ત્હેમના માતુશ્રીની ગંભીર માંદગીથી થયેલી માનસિક અસ્થિરતાને લઇને કાયદાનો અભ્યાસ અને એમ. એ. નો અભ્યાસ એ બંનેનો બોજો એક સાથે ઉપાડી શકાશે નહી એમ ત્હેમને લાગ્યું. તેથી એમ. એ ના અભ્યાસનો વિચાર માંડી વાળવો પડયો. આ વર્ષના અંતમાં પહેલી એલ્ એલ્ બી. ની પરીક્ષામાં તેઓ પાસ થયા અને બીજા વર્ષથી બીજી એલ્ એલ્ બી. માટે લૉકલાસની ટર્મ તેમણે રાખવા માંડી.

વેદાંતનો એક એવો સંપ્રદાય છે કે મુમુક્ષુ અવસ્થા જેને થઇ તેને શ્રવણ મનન વિગેરે સાધનોથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ અવસ્થાઓની નીસરણી જેવું કાંઇક મનુષ્યની ચિત્તસૃષ્ટિમાં પણ છે. એક માણસના જીવનમાં એક એવો કાળ આવે છે કે જ્યારે માણસનું મન તનમનાટ મચાવી મુકે છે, અને દહીંની પેઠે વલોવાય છે. આ કાળને કેટલાક વિદ્વાન્ લોકોએ આત્મમંથન-કાળનું નામ આપ્યું છે. અને જેવી જાતની આતુરતા અને અસ્વસ્થતા મુમુક્ષુ અનુભવે છે તેવી જ આ કાળમાં પણ થાય છે. એ કાળ વીતે છે એટલે કાંઇક શાન્તિકાળ આવે છે. મુમુક્ષુ માત્ર શ્રવણ–મનન કરવા મંડી જાય છે. તેમ આ કાળનું મન્થન મટતા માણસ ધીરો બની જાય છે, શાંત થાય છે. અને અનુભવ કરી સર્વનું મનન કરતા પોતાના પાકા વિચાર બાંધે છે. સન ૧૯૦૧ ની સાલ અસ્ત પામતાં એટલે કે પચ્ચિસમું વર્ષ બેસતાં આપણા ચરિત્રનાયકનો પણ કાંઇક આવીજ રીતનો આત્મમંથનકાળ તેમની ચિત્તસૃષ્ટિમાં તનમનાટ કરતો વધવા લાગ્યો હતો. ટુંક સમયના માટે પચીસમા વર્ષથી એમનો ઇતિહાસ કાંઇક જુદો રંગ પકડે છે. શાન્તિને ઠેકાણે કાંઇક વિચિત્ર તનમનાટ વ્રધતો જાય છે. વેપારીલાઇન પકડવા મન નવા તરંગો કલ્પે છે. આ બધો તનમનાટ થોડા જ સમયમાં સમાઇ ગયા પછી વેપાર કરવાનો તનમનાટ છોડી દઇને એલ્ એલ્ બી. ની બીજી

પરીક્ષા છેવટે પસાર કરી વ્યવહારજાળના કર્મધર્મમાં પડી જાય છે અને આખરે ધંધાની કાળજી ધીમે ધીમે લગભગ જતી કરી દઇને જનસમાજની સેવા કરવાની મનોકામના તન મન અને ધનથી પાર પાડવા જીંદગી ચાલે ત્યાં સુધી જીવતોડ મહેનત કરીને યત્ન કરે છે.

સને ૧૯૦૧ ની સાલમાં એટલે કે એલ્ એલ્ બી. ની બીજી પરીક્ષાના અભ્યાસકાળની દરમ્યાનમાં આપણા ચરિત્રનાયકનું જુવાન મગજ ધંધાની લલચાવનારી વાતોથી પીગળી જઇને વેપારીલાઈન ઉપર ઢળવા લાગ્યું હતું. મુંબઇની એક જાણીતી ગીરધર માધવજી નામની વેપારી પેઢીમાં એઓ રહેતા. તે પેઢીના ભાગીદાર શ્રીયુત કલ્યાણજીભાઈ તથા તેમના ભાઈ કાનજી ભાઈ તરફ શ્રી હરિલાલભાઇને ગાઢ સ્નેહ બંધાયો અને તેથી કરીને તેમને વેપારી લાઇનનો અનુભવ મેળવવા ઘણો ઉત્સાહ થવા લાગ્યો. મુંબઇની કોલાબાની રૂ બજારમાં તેઓ જવા લાગ્યા. આ અરસામાં ત્હેમની વેપાર કરવાની મહેચ્છાને રાજકોટના શ્રી ભગવાનજી એ. મહેતા નામના ત્હેમના લૅાકલાસના એક સાથી તરફથી ખૂબ ઉત્તેજન મળ્યું. વેપાર કરવાના આ ઉછાળા જ્યારે પૂર જોસથી ચાલી રહ્યા હતા તેટલામાં એલ્ એલ્ બી. ની પરીક્ષા નજીક આવતી જતી હતી. આથી હવે પરીક્ષા માટે મહેનત કરવી કે વેપારપ્રવૃત્તિમાં મશગુલ થવું એ અટપટો પ્રશ્ન ત્હેમના મગજમાં કાંઇ વિચિત્ર રીતે રમવા લાગ્યો. છેવટે ઘણી બારીકાઇથી વિચાર કર્યા પછી એલ્ એલ્ બી. નો અભ્યાસ ગમે તે ભોગે પૂરો કરવા તેઓ દ્રઢ નિશ્ચય ઉપર આવ્યા. શ્રી હરિલાલભાઈ વેપારમાં પડયા હોત તો એ વેપારની તેમની કારકીર્દી કેવી બની હોત એ પ્રશ્ન આ સ્થળે કાંઇક સ્વાભાવિક રીતે સ્ફુરી આવે છે. વેપારી લાઇનમાં તેમને ફતેહ મળી હોત કે નહી તેનો તર્ક કરવો એ અસ્થાને અગર તો અશક્ય જ ગણાય. પરંતુ જો ભાગ્યદેવીએ ત્હેમના ઉપર મહેરબાની કરી હોત તો શ્રી હરિલાલભાઈ જરૂર એક પ્રતિષ્ઠિત ધનાઢ્ય વેપારી થઇ શકયા હોત. અને એ પ્રમાણે બન્યું હોત કે નહિં, તો પણ એક વાત તો ચોક્કસ છે કે, હિંદુ વેપારી વર્ગના હાલના સારામાં સારા માણસો કરતાં પણ બુદ્ધિમાં, સાહસમાં, વ્યવહારકુશળતામાં અને પરોપકારમાં તેઓ ઘણા જ ચઢિયાતા હોત. પરંતુ વિધાતાને આવી યોજના કરવાનું રૂચ્યું નહિં હોય તેથી જ તેણે આવા વેપારીને બદલે એક કાબેલ તથા વિદ્વાન્ ધારાશાસ્ત્રી થવાનું અને જ્યાં સુધી ચાલે ત્યાં સુધીની જીંદગી એક સાચા તપસ્વીની પેઠે જનસમાજની સેવામાં ગાળવાનું નિર્માણ કર્યું.

આ પ્રમાણે શ્રી હરિલાલભાઇને વિધાતા તરફથી વેપાર કરવામાં દીલસોજી નહી મળવાથી તેઓએ છેવટે એલ્ એલ્ બી. ની પરીક્ષામાં ગમે તે ભોગે ફતેહ મેળવવા દઢ નિશ્ચય કરેલો, એ વાત આગળ આવી ગઇ છે. આ નિશ્ચય કર્યો પછી ત્હેમને લાગ્યું કે પરીક્ષા ઘણી નજીક આવતી હોવાથી મુંબઇ કરતાં પોતાના વતનમાં જ શાન્તિ તેમજ ઉમંગથી શ્રમપૂર્વક અભ્યાસ કરવો એ વધુ લાભકારક છે. તેથી તેઓ પોતાના વતન અમરેલીમાં પરીક્ષાની પાકી તૈયારી કરવા મુંબઇથી રવાના થયા.

મુંબઇથી અમરેલી આવ્યા પછી હજુ પોતાનો અભ્યાસ શરૂ કરે તે પહેલાં શ્રી હરીલાલભાઇના માતુશ્રી માંદા પડયાં. માંદગી લંબાયાથી ત્હેમના અભ્યાસમાં મોટી ખલેલ પડી.

કુટુંબી જનોની ભારે માવજત રહ્યાં છતાં સહનશીલતા તથા ધર્મપરાયણતાની મૂર્તિ એવી આપણા ચરિત્રનાયકની માતાના શરીર ઉપર વ્યાધિએ પોતાનો અમલ શિથિલ કર્યો નહિ. પોતાની સ્નેહાળ માતાની ભયંકર માંદગીથી શ્રી હરિલાલભાઈનું મન ગમગીન થયું અને એલ, એલ, બી. ની પરીક્ષા આપવાનો વિચાર માંડી વાળવાનું પોતાની માતાને કહ્યું. પરંતુ માંદગીના બીછાના ઉપર પડેલી આ વીર માતાએ પોતાના પુત્રને પરીક્ષા આપી પોતાનું કર્તવ્ય બજાવવા, આજ્ઞા આપી. ખરેખર, આ વીર માતાની આવી કર્તવ્યનિષ્ટ આજ્ઞામાં, એક પાસથી કાર્લાઇલના " Work is Worship. યાને કર્મ એ જ ધર્મ છે," એ મહા વાકયના પડઘા સંભળાય છે; તો બીજી પાસથી તેથી પણ વધારે જોસથી પરધર્મના ઉપદેશક શ્રીકૃષ્ણ ભગવાનના " कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन "–એ અલૌકિક શાસનનો અનેરો ઘોષ થાય છે. આવી ઉચ્ચાશયી માતાના પુત્ર થવાના લાભને માટે શ્રી હરિલાલભાઇ ખરેખર ભાગ્યશાળી બની શકયા છે. અને તે કરતાં વધારે ભાગ્યશાળી તે માતા હતી કે જેને આવું આજ્ઞાંકિત અને નામાંકિત " પુત્રરત્ન " પ્રાપ્ત થઇ શકયું છે.

આવી આદર્શ માતાના આવા વિરલ વર્તનથી અમને આ સ્થળે પંજાબના એક મહાન્ દેશભક્ત સ્ર્ગસ્થ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના આદર્શ પિતાનું કાંઇક આવી જ જાતના વિરલ વર્તનનો એક સમયોચિત પ્રસંગ યાદ આવે છે. એક વખતે ગુરૂદત્ત વિદ્યાર્થીને ઉપદેશ પ્રચારને માટે પંજાબના એક શહેરની જાહેર પ્રજા તરફથી આમંત્રણ થયું હતું. પરંતુ દુર્ભાગ્યે આ વખતે ગુરૂદત્ત વિદ્યાર્થીના પુજ્ય પિતા ગંભીર માંદગીના ભોગ

થઈ પડયા હતા. અને દરેક પળે તે પુણ્યાત્મા પીતાને ખોઇ બેસવાની ચિંતા થતી હતી. પિતાની આ ગંભીર માંદગીને લઇને પુત્રનું હૃદય કકળી ઉઠયું, અને ઉપદેશ–પ્રચારને માટે તે પુત્રે મળેલું આમંત્રણ પાછું વાળવા મનસુબો કર્યો. પરંતુ તે વીર પિતાને ખબર પડી કે મારો પુત્ર મારી માંદગીને માટે પોતાને મળેલું આમંત્રણ પાછું વાળવા તૈયારી કરે છે. આથી કરીને તેણે પુત્રને પાસે બોલાવીને કહ્યું કે–ભાઈ ગુરૂદત્ત, તારે મ્હારી માંદગીની દરકાર ન કરવી. પણ તને જે આમંત્રણ મળ્યું છે તે ત્હારે સ્વીકારવું અને ત્હારો ધર્મ બજાવવા ત્હારે લેશભાર પણ પાછીપાની કરવી નહીં. આવી રીતે તે ઉચ્ચાશયી પિતાએ પોતાના વ્હાલા, આજ્ઞાંકિત તથા એકના એક પુત્રને તે ધર્મ બજાવવા માટે ઘણી ઉદારતાપૂર્વક રજા આપી. આ વાંચીને સૌ કોઈ કબુલ કરશે કે સાધારણ રીતે વીર માબાપોના પુત્રો વીર જ નીકળે છે. આ ઉપરથી તાત્પર્ય એ જ નીકળે છે કે જેવી રીતે ગુરૂદત્ત વિદ્યાર્થીને પોતાના વીર પીતા તરફથી સેવાધર્મનો વારસો મળ્યો હતો તે જ રીતે આપણા ચરિત્રનાયકને પણ કર્તવ્યપરાયણતાનો વારસો ત્હેમની વીર માતા તરફથી મળી શકયો હતો.

ભયંકર માંદગીના બીછાના પર પડેલાં આ વીર માતાના ફરમાનથી શ્રી હરિલાલભાઇએ છેવટે પરીક્ષા આપવા નક્કી કર્યું. પરીક્ષાની પોતાથી બને તેટલી તૈયારી કરી લઇને તેઓ આખરે મુંબઈ આવ્યા. પરંતુ અફસોસ ! કે પરીક્ષાના ત્રીજે જ દીવસે પોતાની માતાના મૃત્યુના હૃદયભેદક સમાચારનો તાર તેમને મળ્યો. શ્રી હરિલાલભાઈ તો ગમગીનીમાં ગિરફતાર થઇ ગયા. લગભગ ૨૫ વર્ષની વયે શ્રી હરિલાલભાઇના કોમળ સ્નેહવાળા હૃદય ઉપર આ કારમો ફટકો કાંઇ જેવોતેવો નહોતો. તેમના અત્યારસુધીના જીવનમાં જે દુઃખદાયક બનાવ બન્યા હતા તેમાં આ બનાવ સૌથી વધારે દુઃખદાયક હતો. આવી રીતે એ વીર માતાનો અંત આવ્યો, એ ખરેખર અત્યંત શોકકારક હતું, અને આ મૃત્યુથી શ્રી હરિલાલભાઇનો તો એક મ્હોટો આધાર જ જતો રહ્યો. આવા શોકકારક બનાવને લઇને શ્રી હરીલાલભાઇ પરીક્ષામાં પેપરો બરાબર લખી શક્યા નહી. તુર્ત જ તેઓ મુંબઇથી પાછા પોતાના વતન અમરેલી આવી પહોંચ્યા. અમરેલી આવ્યા બાદ વળી પાછી એક વિપત્તિની વાદળી તુટી પડી. એલ, એલ, બી. ની પરીક્ષાના પરીણામની સૌને ખબર પડી કે શ્રી હરિલાલભાઈ નાપાસ થયા. અંગ્રેજીમાં કહેવત છે કે “calamities come not singly” આફતો

આવે છે ત્યારે તે સામટી આવે છે. તદનુસાર "ગોવીંદગ્રહે" વિપત્તિનો વર્ષાદ વરસ્યો અને સુખી કુટુંબને આ બે બનાવથી ટુંક સમયને માટે તો દુખના દરીયામાં મુસાફરી કરવી પડી. જીવનના કાંઠે ઉભા રહી ક્ષિતિજ પાર સફર કરવાની બાંધેલી અભિલાષાઓ સંતોષવાના માર્ગો બંધ થયા. આ રીતે આપણા ચરિત્રનાયકને યૌવનના ઉમરા ઉપર જ નિરાશા, ગ્લાની, ને દુઃખના ધક્કા વાગ્યા. શ્રી હરિલાલભાઈની માતાને મરણ પામે હજુ થોડો જ વખત થયો છે, વળી ત્હેમની પરીક્ષાના પ્રશ્નપત્રકોને લગતા તેમના જવાબોના અક્ષરો હજુ લીલા છે, અને એટલામાં જ તે અક્ષરોના લખનારને નાપાસ થવાનો પ્રસંગ આવે છે, એ ઈશ્વરેચ્છાના અનેક ચમત્કારોમાંનો એક છે. એવા ચમત્કારો હૃદયવેધક હોય છે અને વિચારશીલ જનને વૈરાગ્યના વિચાર સુઝાડે છે. પરંતુ આ સ્થળ તેવા વિચારો કરવાનું નથી. તેમ મરનારના મૃત્યુનો હૃદયવેધક શોક પણ ત્હેના પુત્રની આ જીવનકથામાં લગભગ અપ્રાસંગિક જ છે. તેટલા માટે આ શોકાબ્ધિમાંથી હવે આપણે બહાર આવીએ.

દુઃખ અને શોકના સમયે, મર્દાની ગુણો ધરાવનાર મનુષ્ય હિંમત ન હારતાં ધૈર્યથી પોતાનું કાર્ય આગળ ને આગળ ધપાવે જાય છે. શ્રી. હરિલાલભાઈ કે જેના માનસિક બંધારણમાં આ મર્દાની ગુણો જે શરૂવાતથી જ ઉદ્ભવ પામી શકયા હતા, તે આ દુઃખને લીધે વખનના વહેવા પ્રમાણે વધુને વધુ ખીલવા લાગ્યા. પોતાની સર્વ મહેચ્છાઓને પાર પાડવા 'આપ મુવા વિના સ્વર્ગે ન જવાય' એ કહેવત મુજબ, સંસારની ગડમથલો અને મુશ્કેલીઓ સામે ઝુઝવા પોતાના સિવાય બીજું કોઈ નથી, એમ જણાયાથી શ્રી હરિલાલભાઇએ ઘણા ધૈર્યથી આવી પડેલી મુશ્કેલીઓ સામે બાથ ભીડી અને ખંતપૂર્વક અભ્યાસ પાછો શરૂ કરી પરીક્ષા માટે બરાબર તૈયારી કરી. અને આ વખતે ફતેહ મેળવવા માટે ત્હેમને કોઇપણ જાતનો વસવસો નહોતો. સને ૧૯૦૨ના ડીસેંબર માસમાં એલ. એલ. બીની પરીક્ષામાં તેઓ છેવટે બેઠા અને પાસ પણ થયા. પહેલી વારની નિષ્ફળતા આ વખતે તો એમને મનમાં બહુ સાલ્યા કરતી. પણ તેથી કાયદાનો અભ્યાસ એવો સારો થયો કે એ નિષ્ફળતાને લીધે ઉલટો ધંધામાં એમને ઘણો લાભ થયો. આ પરીક્ષામાં શ્રી હરીલાલભાઇના સ્નેહી શ્રી ચત્રભુજભાઇ પણ આ વખતે સાથે જ હતા. અને તેઓ પણ એલ્ એલ્ બી. ની આ બીજી પરીક્ષામાં પાસ થયા. આથી આ બંને સ્નેહીઓના આનંદનો પાર રહ્યો નથી.

પછી શ્રી હરીલાલભાઇ અને ચત્રભુજભાઈ બન્ને સને ૧૯૨૦ ની અમદાવાદની રાષ્ટ્રીય મહાસભામાં–Indian National Congress–પ્રેક્ષક તરીકે અમદાવાદ ભાગ લેવા ગયા. આ વર્ષમાં લૅાર્ડ કરઝન Lord Curzonના અમલ તળે એક મોટી ચળવળ ઉભી થઇ હતી. હિંદુસ્થાનમાં અપાતી કેળવણી સંબંધી ચોતરફથી અસંતોષના ઉદ્દગાર નીકળતા હતા. એક બાજુથી હીંદના વિચારકોને કેળવણીની પદ્ધતિ ઘણા અંશોમાં હાનીકારક તથા સુધારો કરવા જેવી દેખાઇ. ત્યારે બીજી બાજુથી ડીગ્રીવાળાઓનું ટોળું સરકારને જરા ચિંતા કરાવે એવું લાગ્યું. આ બધી બાબતોની તપાસ કરવાને માટે તથા ઘટતા સુધારા સુચવવા માટે લોર્ડ કરઝને યુનીવરસીટી કમીશન નીમ્યું, અને તે દ્વારા દેશના કેટલાક સારા વિચારકો તથા શીક્ષણ શાસ્ત્રના અભ્યાસકોના અભિપ્રાયો મેળવવા માંડયા. આ આખી હીલચાલનું પરિણામ શું આવ્યું, વિશ્વવિદ્યાલયોના શિક્ષણક્રમનું શું થયું, અને તે સંબંધી બીજા શા શા સુધારા વધારા થયા તે સર્વ પ્રસિદ્ધ વાત છે. એટલે તે ઉપર અહીં વધુ વિવેચન કરવું એ અસ્થાને ગણાય. આ વર્ષમાં જે બે અગત્યના બનાવ બન્યા તેમાંનો આ એક છે. અને બીજો અગત્યનો અમદાવાદમાં કોંગ્રેસ ભરાણી તે સંબંધીનો છે. અમદાવાદમાં કોંગ્રેસની બેઠક સાથે એક હુન્નર ઉદ્યોગની વસ્તુનું પ્રદર્શન પણ જાહેર પ્રજા માટે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આ સમયે ગુજરાતનું પાટનગર અમદાવાદ જ્યાં આ કોંગ્રેસ ભરાઇ હતી તે કાંઇક જુદું જ શહેર બની ગયું હતું. આપણા ચરિત્રનાયકને ત્રીશ કોટીની વીશાળ જનતાના મોક્ષમંદિર સમી આ મહાસભાના વિરલ દર્શન થયા. બાળકો જેમ માતાને મળવા આતુર હોય તેમ ભારતતનુજો મહાસભાને ખોળે બેસીને પોતાના અંતર ઠાલવવા કેટલા બધા ઉત્સાહથી આતુર હોય છે એ અનેરૂં દશ્ય નિહાળ્યાથી આપણા ચરિત્રનાયક ઉપર ઘણી જ ગંભીર અસર થઇ હતી. પ્રજાએ આદરેલી અનુપમ સ્વાતંત્ર્ય યુદ્ધની ભાવિ વ્યુહરચના કેવા પ્રકારની રચાશે, એ રચનામાં જનતાને કેવાં આદેશ થશે અને તે કેવા ઝીલાશે, એ બધું વિચારવાનું ભાગ્ય શ્રી હરીલાલભાઇને ગુજરાતની આ વિખ્યાત ભૂમિમાં પ્રાપ્ત થયું. મહાસભાને ખોળે અનેક સમર્થ દેશનાયકો બિરાજે, દેશ પ્રેમને માટે આત્મભોગ અને સ્વાર્થ ત્યાગ કરીને ફકીર બનીને ભારતવર્ષના ખુણે–ખાંચરેથી આવેલા પ્રતિનિધિઓ એ મહામંડળમાં પોતપોતાના હૈયાં ખુલ્લાં કરે, ભાવિ પ્રગતિની રૂપરેખા નક્કી કરે, એ બધા વિરલ દશ્યો જોઇને જેમ વિચારશીલ માણુસના હૃદયમાં સ્વદેશાભિમાન અને સમાજસેવાની ઝળકતી જ્યોત ભભુકી ઉઠે છે,

તેમ શ્રી હરિલાલભાઇના હૃદયમાં પણ આ વખતે સ્વદેશાભિમાન અને સમાજસેવાની ઝળકતી જ્યોત ભભુકી ઉઠી હતી. દેશ અને સમાજસેવાના આવા વિરલ સંસ્કારો ઘણેભાગે આ પ્રસંગથી જ ત્હેમના હૃદયમાં સચોટ રીતે ઘર કરવા લાગ્યા હતા.

આ રીતે અમદાવાદની કોંગ્રેસમાં ભાગ લઇને શ્રી હરિલાલભાઇએ પોતાને વતન પાછા ફરતી વેળાએ, આટલા વખત સુધી પોતાની ઉપર સ્નેહ રાખનાર સજ્જનોની આભારથી ઉભરાતે હૈયે રજા લીધી અને છેવટે ત્હેમણે અમદાવાદ છોડી અમરેલી તરફ પ્રયાણ કર્યું. વિદ્યાર્થીજીવનમાંથી છૂટા થઇ પોતે નક્કી કરેલા કર્મક્ષેત્રમાં સ્વતંત્રતાથી ઝૂઝવાનો હવે વખત આવ્યો છે એ વિચાર માત્રથી જ ત્હેમના શરીરમાં કાંઇક નવું ખમીર આવ્યું હતું. કાંઇ અજબ ઉત્સાહ ઉછળતો હતો. સને ૧૯૦૨ ના છેલ્લા ભાગમાં શ્રી હરીલાલભાઇ તથા રા. ચત્રભુજભાઇ બન્ને આખરે અમરેલી આવી પહોંચ્યા. અમરેલી આવ્યા કે તરત જ શહેરના અગ્રગણ્ય ગૃહસ્થો તથા પોતાના સગા સંબંધીઓ તરફથી બન્નેને હરખભર્યો આવકાર આપવામાં આવ્યો અને ત્હેમને મળેલી એલ, એલ, બી. ની ફતેહ માટે તેમને મુબારકબાદી આપવામાં આવી. આ મુબારકબાદી આપવા માટે શહેરની પ્રજા તરફથી સ્થાનિક ગુજરાતી તાલુકા સ્કુલમાં સ્વર્ગસ્થ દામુભાઇ ડાહ્યાભાઇ મહેતા, ( એમ. એ. એલ, એલ, બી. બી. એસ. સી.) કે જેઓ તે વખતે અમરેલીમાં પ્રાંત ન્યાયાધીશ હતા, ત્હેમના પ્રમુખપણા નીચે એક ભવ્ય મેળાવડો યોજવામાં આવ્યો હતો. આવી રીતે જાહેર સત્કારનું વિરલ માન તેમને મળ્યું.

થોડાક મીઠા આનંદના તેમ જ વિશ્રાંતિના દિવસો પોતાના સ્નેહાળ કુટુંબી જનો સાથે નિર્ગમન કરી સ્વાભાવિક રીતે જ પાછા ધંધાની પસંદગીના અટપટા વિચારવમળમાં તેઓ વીંટળાઇ જવા લાગ્યા. એક બાજુથી પોતાનું જીવન કેવળ સ્વદેશ હીતમાં જ ગાળવાના વિચારો આવવા લાગ્યા તો બીજી બાજુથી કુટુંબ, જ્ઞાતિ અને જન્મભૂમિ તરફની પોતાની યોગ્ય ફરજ બજાવવાના બુલંદ પડઘા અથડાવા લાગ્યા. એક પાસથી પોતાની સાંસારિક નૌકા કઇ દિશામાં હંકારવી એ સવાલે મગજને ડામાડોળ સ્થિતિમાં નાંખી દીધું; બીજી પાસથી ઉછાળા મારતી ઉચ્ચ મહેચ્છાઓ પણ આત્મશ્રદ્ધાનું કાંઇક અજબ રીતે ભાન કરાવવા લાગી. એ મહેચ્છાઓ ઘણાઓને હોય છે, પરંતુ સાધન અને લાયકાત વિનાની ઇચ્છાઓ તેલ વગરના સળગેલા દીવા પેઠે તરત જ ઓલવાઇ જાય છે. આવી મહેચ્છાઓ જુવાનીમાં

ઉછાળા મારે છે, તે જુદા જુદા મનુષ્યોમાં જુદી જુદી રીતે પરિણામ પામે છે. કેટલાકમાં ઉછાળા એકલા જ હોય છે, તે થોડા જ સમયમાં નાબુદ થઈ પછી શમી જાય છે. આ ઉછાળા હોય છે ત્યારે અત્યંત વેગવાળા અને ઉતાવળીઆ હોય છે. કેટલીક નાની નદીઓમાં પૂર આવે છે અને થોડા જ વખતમાં એ સુકાઇ જાય છે એવી તેમની દશા છે. કેટલીક નદીઓમાં આખું ચોમાસું ધીરે ધીરે પાણી વધ્યાં કરે છે. કેટલાક વખત તો તે વધે છે કે નહીં એ પણ ન સમજાય એટલું તેનું ધીરૂં પૂર હોય છે. ઓછું થતું થતું પણ આ નદીઓનું પાણી બીજા ચોમાસા સુધી ટકે છે, અને વર્ષોવર્ષ એ નદીનો પટ ધ્યાન ખેંચ્યા વીના વધી જઇને કેટલેક વર્ષે તે લોકોને ચમકાવે છે, યાને હેરત પમાડે છે. કેટલાકની મહેચ્છાઓ આવા જ ક્રમથી વધતી જાય છે. શ્રી હરિલાલભાઇની મહેચ્છાઓ પણ કાંઇક આવી જ રીતે વધી શકી છે. એક વર્ષ તેમાં પૂર, બીજે વર્ષે શાંતિ, ત્રીજે વર્ષ પાછું વેગવાળું પૂર, વળી શાંતિ અને છેવટે ઉત્તરોત્તર વૃદ્ધિ. સને ૧૯૦૧માં નવો ઉત્સાહ આવે છે. સને ૧૯૦૨માં ચિત્ત કાંઇક ધીરૂં પડે છે, યાને શાંત થાય છે અને ૧૯૦૩માં વળી પાછું મન ઉછળે છે. લગભગ આવા જ ક્રમ પ્રમાણે આપણા ચરિત્રનાયકનું અત્યાર સુધીના ત્હેમના જીવનનું વલણ દેખાઇ શક્યું છે.

આ પ્રમાણે ધંધાની પસંદગીના આવા અટપટા વિચાર કરતાં કરત શ્રી હરિલાલભાઇને એક નવો વિચાર સ્ફુરી આવ્યો. તે વિચાર એવો થયો કે મુંબઇની કોઇ સુપ્રસિદ્ધ સોલીસીટરની પેઢીમાં જોડાઇને મુંબઇમાં જ નશીબ અજમાવવું. પણ આ વિચાર અમલમાં મુકાય તે પહેલાં તો પૈસાનો પ્રશ્ન માર્ગમાં આડખીલીરૂપ થઇ પડ્યો. પૈસાની સંગીન સ્થિતિના અભાવ આવા સંજોગોમાં મુંબઇ જેવા ખરચાળ તથા જોખમી હવાપાણીવાળ શહેરમાં સોલીસીટરની પેઢીમાં પ્રેકટીસ કરવા જોડાવું અને તેના ઉપર જ આશા રાખી બેસવું એ જાતનો મનસુબો લગભગ તેમના માટે કવેળાનો જ હતો. લગભગ પાંચ હઝાર રૂપીઆ તો સોલીસીટરની પેઢીમાં જોડાય પહેલાં જ આપવા પડે. અને તે ઉપરાંત ભભકાથી નહી તોપણ આબરૂથ તેમ જ પોતાના વ્યક્તિત્વને છાજે તેવી રહેણીકરણીથી તો રહેવું જ જોઇએ કારણ કે જો તેમ ન થાય તો કાર્યની સફળતા મહામહેનતે પણ થ અશક્ય છે. વળી સોલીસીટરો, બેરીસ્ટરો તથા વકીલોનો ધંધો કાંઇક એ પ્રકારનો છે કે પહેલાં થોડા વર્ષ તો ગાંઠના ઢેબરા ખાવા પડે. તેમાં પ

મુંબઇનું ખર્ચ એ વાત જુદી ! એમના શુભેચ્છક સ્નેહીઓએ મુંબઇ જવાનો વિચાર છોડાવી દઇ નોકરી લઇ લેવા માટે શ્રી હરિલાલભાઇને કાંઇક દબાણથી અને કાંઇક દલીલબળથી સમજાવી જોયા. એમના વ્યવહારકુશળ વડીલભાઈ વલ્લભદાસ તથા એમના પિતાશ્રીની પણ કાંઇક આવી જ ઇચ્છા હતીઃ તેથી તે બંને વડીલોએ એક પાસથી શ્રી હરિલાલભાઇને લાયક એવી કોઈ સારી જગ્યા મેળવી આપવા માટે યથાશક્તિ કોશીશ કરવા લાગ્યાઃ અને બીજી પાસથી તે વડીલો તેમને કોઇ સારી જગ્યા મળી જાય તો તે સ્વીકારી લેવા યુક્તિપૂર્વક સમજાવવા લાગ્યા. પોતાના વડીલો તેમ જ શુભેચ્છકોની સલાહ સામે ટકી શકવા જેટલી આપણા ચરિત્રનાયકમાં દ્રઢતા તેમ જ આત્મશ્રદ્ધાની કાંઇ કચાશ નહોતી. તેમણે એક આખો દીવસ બધી બાજુનો અને બધા સંજોગોનો વિચાર ઘણી જ બારીકાઇથી કરી જોયો. પોતાને મનથી તો વકીલાત કરવાનો વિચાર દ્રઢ જ હતો પરંતુ "Look before you leap"–સો ગળણે ગળીને પાણી પીવું–એ સુત્રાનુસાર તેમની વિચાર કરવાની પદ્ધતિ હોવાથી ઉપર જણાવ્યા મુજબ પોતાની પાસે મુકાયલી જુદી જુદી દલીલો ઉપર તેઓએ સારાસારની બધી બાબતો ઉપર વિચાર કરી જોયો. છેવટે નિર્ણય કરતી વખતે ત્હેમના શુભેચ્છકો—વડીલોની એક અગત્યની દલીલ ત્હેમને સ્વીકારવી પડી. આ દલીલ મુંબઇમાં વકીલાત કરવી અગર સોલીસીટરની પેઢીમાં જોડાવું લાભકારક નથી એ હતી. આ દલીલ માન્ય રાખી તેઓએ પછી નિર્ણય કર્યો કે મુંબઇ તો ધંધા માટે ન જ જવું. અને તે ઉપરાંત નોકરી ન કરતાં માત્ર વકીલાતનો સ્વતંત્ર ધંધો કરવો આ અરસામાં વડોદરા રાજ્યના તે વખતે સુબા અને પછી અમાત્ય દી. બા. વાસુદેવ માધવ સમર્થ એમણે પણ શ્રી હરીલાલભાઇને કોઈપણ જાતની નોકરી કરવા કરતાં વકીલાતનો સ્વતંત્ર ધંધો કરવાની ઉમદા સલાહ આપી. વિદુષી એની બીસાંટ કહે છે કેઃ–"ઉચ્ચ શિક્ષણની પ્રાપ્તિ કરી સ્વતંત્રતાના પાયા ઉપર સખ્ત ઘા કરી કોઇની તાબેદારી ભોગવવી મોજમજાહ અને વૈભવ ભોગવવા એના કરતાં ગરીબાઇ વેઠી સ્વાતંત્ર્ય સેવવું એ વધારે ઉત્તમ છે."વળી સ્વર્ગસ્થ ગુરૂદત્ત પંડિતજીએ કહ્યું છે કેઃ–નોકરીનો સ્વીકાર એ મારા માટે કુદરતે ઘડેલા કાયદાનું ઉલ્લંઘન કરવા બરાબર છે." મી. ગ્લેડસ્ટને પણ કહ્યું છે કે–"માણસ સ્વતંત્ર અને સ્વાશ્રયી બને એ પણ એક ખરી અને સંગીન સેવા જ છે." તેથી સને ૧૯૦૩ ના ફેબ્રુઆરી માસમાં એલ, એલ, બી. ની

ડીગ્રી મેળવ્યા પછી તે જ વર્ષમાં તેમના વિદ્વાન્ મિત્ર ચત્રભુજભાઇની સાથે ત્હેમણે વકીલાતના ધંધાની ભાગીદારી કરી અને અમરેલી ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો. આ ભાગીદારી એમણે એક કે દોઢ વર્ષ સુધી ચલાવી. આટલી મુદતમાં પ્રેકટીસ કર્યાની આવક નહી જેવી જ લાગ્યાથી તેમણે એ ભાગીદારીમાંથી છૂટા થવાનું નક્કી કર્યું. સદ્ભાગ્યે શ્રી હરિલાલભાઈને બીજા એક બાહોશ વકીલની ભાગીદારી સને ૧૯૦૪ માં પ્રાપ્ત થયાથી તે મારફત એમને શરૂઆતમાં કેટલાક સારા કેસોનું કામ મળવા લાગ્યું અને તે બદલ જે આવક થવા લાગી તેમાંથી ત્હેમનું શરૂઆતનું ખર્ચ આપોઆપ જ નીકળવા માંડયું. આમ ધીમે ધીમે કામની શરૂઆત થતી ગઇ, અને વગ પણ બંધાતી ગઇ. એટલે વ્યવહારૂ કાઠીયાવાડીઓ પણ ત્હેમને વધારે ને વધારે કામ સોંપતા ગયા. રજામાં કે બીજે પ્રસંગે પોતે જે જે સ્થળે જતા તે તે સ્થળના પોતાના ધંધાભાઇઓનો સહવાસ પ્રાપ્ત કરી લેવાનો શ્રી હરિલાલભાઇએ ખાસ નિયમ રાખ્યો હતો. એ ધંધાભાઇઓ સાથે તેઓ પોતાના હમેશના સ્વભાવ પ્રમાણે એવી રીતની વાતચીત કરતા કે–" જો તમારી ઇચ્છા હોય અને તમને વાત ગળે ઉતરતી હોય તો વધારાના કેસોનું કામ મને આપ્યાથી હું ખુશીથી તેનો સ્વીકાર કરીને મારી યથાશક્તિ પ્રમાણે તે કામોને ફત્તેહમંદ બનાવવા સખ્ત મહેનત લઇશ. મને ખબર છે કે નવા વકીલો કરતાં જુના વકીલોને કામ સોંપવું એ વધારે લાભકારક હશે. માટે કોઇ પણ જાતનો આગ્રહ કર્યાં વગર તેમ જ કાંઇ પણ આડુંઅવળું સમજાવ્યા વગર હું કહીશ કે મને કેસો આપીને કામ પાડી જુઓ. જો કે આમ કહેવામાં તમારૂં કામ ઝુંટવી લેવાનો મારો ઇરાદો નથી તેમ મારો હક્ક પણ નથી. પરંતુ ધંધાને અંગે મારો આ પ્રયાસ છે. " આ ઉપરથી જોઇ શકાય છે કે શ્રી હરિલાલભાઇ પોતાના ધંધાની બાબતોમાં બીજાઓ પાસેથી કામ મેળવવાનો પ્રયત્ન કરતી વખતે પોતાની પ્રમાણિકતા અને સ્વતંત્રતા કેવી સરસ રીતે જાળવી શક્યા છે.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૪–૫ માં શ્રી હરિલાલભાઇ મુંબઇ આવ્યા. મુંબઇ આવવાનું કારણ તે વખતે ત્યાં આગળ ભરાયેલી રાષ્ટ્રિય મહાસભા ( The Indian National Congress ) અને તે સાથે જાહેરપ્રજા માટે ખુલ્લું મૂકાએલું સ્વદેશી વસ્તુઓનું ભવ્ય પ્રદર્શન જોવું એ હતું. તેઓએ ત્યાં આગળ લગભગ એક અઠવાડીયું રહીને મહાસભાની લગભગ બધા દિવસોની બેઠકોમાં હાજર રહીને ઘણા જ ઉત્સાહથી ભાગ લીધો અને ત

ઉપરાંત દેશના અગ્રગણ્ય રાજદ્વારી મહાપુરૂષોના દર્શનનો તેમને ઘણે અલભ્ય લાભ પણ મળી શકયો. કોંગ્રેસ અને પ્રદર્શન વિગેરેમાંથી પરવાર પછી ત્યાંના જહાંગીરજી નામના એક પારસી મિત્રની મદદથી મુંબઇન સ્મૉલકૉઝ કોર્ટના એક બાહોશ વકીલ શ્રીયુત ધનજીભાઇ સાથે આપણ ચરિત્ર નાયકને મેળાપ થયો. શ્રી હરિલાલભાઇને આ બાહોશ વકીલ સાં આટલી ટુંક મુદતમાં એટલો બધો સ્નેહ થયો કે આ વકીલે તેમને અમ રેલીમાં વકીલાત પડતી મુકવા કહી મુંબઇમાં જ ધંધો કરવા આગ્રહ કર્યો એટલું જ નહિં પણ શ્રી હરિલાલભાઇને પોતાનું થોડું કામ આપવા અ ધંધામાં આગળ આણી દેવા પણ કહ્યું. પરંતુ વીધીના લેખ જુદા હત એકદમ અમરેલીથી પોતાના ત્યાં આગળના ભાગીદાર વકીલ વીરજીભાઇને મુંબઇથી ચાલ્યા આવવાનો તાર આવ્યો. આ ઉપરથી મુંબઇના તે ઉદા અને સ્નેહાળ વકીલ શ્રી ધનજીભાઇની ઉદારતાનો લાભ તેમને ન મળ શકયો. પછી શ્રી હરિલાલભાઈ અમરેલી આવ્યા.

જ્યારે શ્રી હરિલાલભાઈ મુંબઇથી અમરેલી આવ્યા ત્યારે તે અરસામ એટલે કે સન ૧૯૦૪–૫ માં સંવત ૧૯૬૧ માં એક ભયંકર દુષ્કાળનો ક્રૂ પંજો અમરેલીની કમનશીબ પ્રજાપર સીતમ ગુજારી રહ્યો હતો. અમરેલીન ગરીબ પ્રજા આવા અસાધારણ દુષ્કાળને અંગે મોટી આફતમાં આવી પડેલ સાંભળીને વડોદરાનરેશ શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ દુષ્કાળમાંથી પ્રજાને રાહત આપવા અમરેલી પધાર્યા. નામદાર અમાત રોમેશચંદ્ર દત્ત સાહેબ (પછી વડોદરા રાજ્યના દીવાન થયા હતા તે તેમજ સરસુબા દીવાન બહાદુર વાસુદેવ માધવ સમર્થ પણ તે વખતે સા આવ્યા હતા. શ્રીમંતમહારાજા સાહેબને અમરેલીની પ્રજાએ આ વખ માનપત્ર એનાયત કર્યું. માનપત્રને માટે સ્થાનિક હાઇસ્કુલમાં એક ભવ મેલાવડો ભરવામાં આવ્યો હતો. આ મેળાવડામાં શ્રીમંત મહારાજા સાહેબ અમરેલીની પ્રજા તરફથી માનપત્ર એનાયત કરવાની માનભરી દરખાસ આપણા ચરિત્રનાયક શ્રી હરિલાલભાઇએ મુકી હતી. મેલાવડો સમાપ્ત થય પછી બીજે દિવસે શ્રીમંત મહારાજા સાહેબે શ્રી હરિલાલભાઇને ખાનગ મુલાકાતનું દુર્લભ માન બક્ષ્યું હતું. ભવિષ્યના આ નામાંકિત રાજરત અને પ્રજારત્ન અને હાલ તો (સંને ૧૯૦૪–૫માં) એક ઉગતા શહેરી એક વિખ્યાત અને પ્રજાવત્સલ નૃપતિ તરફથી, આવું વિરલ માન પ્રાપ્ત થ

આ પ્રમાણે શ્રી હરિલાલભાઇનું વકીલજીવન જો કે ઝળકતું થ

તું હતું તોપણ ધંધામાં દ્રવ્ય સંચયની દૃષ્ટિએ તેમને બહુ જ સંતોષ થયો નહી. શ્રી ચત્રભુજભાઇની ભાગીદારીમાંથી મુક્ત થયા પછી તેઓ વકીલ વીરજીભાઇની ભાગીદારીમાં પોતાનો ધંધો ચલાવે જતા હતા. પણ વખતના વહેવા સાથે સ્વતંત્ર ધંધો કરી નશીબ અજમાવવા તેમને વિચાર થયો, અને મિત્રો તરફથી પણ સ્વતંત્ર રીતે જ વકીલાત કરવા તેમને દબાણ થયું. પોતાને પણ સ્વતંત્ર થવાની બહુ ઇચ્છા હતી. આથી છેવટે તેઓ નિશ્ચય ઉપર આવ્યા કે કોઇની ભાગીદારીમાં ધંધો કરવા કરતાં સ્વતંત્ર રીતે જ વકીલાત કરવી એ સર્વ રીતે સ્વમાન ભરેલું છે. પણ તેમનો આ નિશ્ચય અમલમાં મુકવા માટે શ્રી વીરજીભાઈ જેવા કાબેલ વકીલને પોતાનો નિશ્ચય જણાવવા જેટલી હિંમત શ્રી હરીલાલભાઇને પોતાના શરમાળ સ્વભાવને લીધે થતી નહોતી. પરંતુ સદ્‌ભાગ્યે તેમને પોતાનો પ્રસ્તુત નિશ્ચય છેવટે અમલમાં મુકવા એક સુંદર તક પ્રાપ્ત થઇ. એવું બન્યું કે શ્રી વીરજીભાઇને કોઇ અગત્યના કામસર વડોદરા જવાનું બની આવ્યું. તેથી શ્રી હરિલાલભાઇએ તે તકનો લાભ લઇ તેમની ઉપર વડોદરે એક પત્ર લખી ભાગીદારીમાંથી અલગ થવાનો પોતાનો મનસુબો સ્પષ્ટ રીતે તેમાં રજુ કર્યો. શ્રી વીરજીભાઇએ વડોદરેથી પ્રત્યુત્તરમાં લખી મોકલ્યું કે તમને જેમ ઠીક લાગે તેમ કરો. આ પ્રમાણે શ્રી વીરજીભાઇની ટાઢી કબુલાત મેળવ્યા પછી શ્રી હરિલાલભાઇ છેવટે સને ૧૯૧૩ માં પોતાના સ્વભાવની હંમેશની આનંદી મીઠાશ સાથે આ ભાગીદારીમાંથી છૂટા થયા.

શ્રી હરિલાલભાઇના જીવનમાંના ઉક્ત પ્રસંગથી આપણે એટલો જ ધડો લેવાનો છે કે દરેક મનુષ્યને પાપભીરૂ બનવાની ખાસ આવશ્યક્તા છે, શ્રી હરિલાલભાઇના પિતા તથા માતા અતીશય પાપભિરૂ હતા. અને તેઓનો આ ગુણ ન્હાનપણામાંજ તેમનામાં ઉતર્યો હતો. ત્હેમના જીવનમાં કેટલાક ગુઢ બનાવોનું અને અગમ્ય લાગણી બાબતોનું રહસ્ય આ પ્રસંગમાંથી જ મળી આવવા જેવું છે. અમુક પ્રસંગે શ્રી હરિલાલભાઇએ એમ કેમ કર્યું ? એવો સવાલ કુતુહળતાથી પૂછનારા ત્હેમના ઇષ્ટ મિત્રોમાં અને ગુજરાત કાઠીયાવાડમાંના બીજાં ઘણાં છે. એવાઓને ત્હેમના સવાલનો જવાબ શ્રી હરિલાલભાઇના જીવનની ઉપર આપેલી આ એક સામાન્ય વાત ઉપરથી ઘણે ભાગે મળી શકશે. આ પાપભીરૂતા અને કેવળ બીકણપણું એ બે વચ્ચેનો ભેદ ઘણાઓ કળી શકતા નથી. સંસારના જીવનવ્યવહારના યુદ્ધમાં અપરિપક્વ સ્થિતિમાં જ સપડાયાથી કે વ્યવહારની આંટીઘુંટીઓ

ઉકેલવા જેટલું મનોબળ ન હોવાથી તે પાપ–પુણ્યના મિશ્ર મોજાંથી ભરેલા ભવસાગરમાં માત્ર પુણ્યના જ જોરે જીવનનું વહાણુ ચાલવાનું નથી. તેને વ્યવહારના મુત્સદ્દીપણાની સહાયતા પણ જોઇએ છીએ. એવા ભમાવનારા તત્વના ભોગ થવાથી આપણામાંના ઘણાઓની નીતિભાવના અને ન્યાયાન્યાય બુદ્ધિ બુઠી થઇ ગયેલી હોય છે. અને આપણે આપણા આચરણની લૌકિક બાજુ અને નૈતિક બાજુ એ બેઉમાં ભેદ પાડતા નથી. સારાખોટાં ગમે તેવા સાધન વડે પોતાનું કાર્ય સાધી લેવાનો પ્રયત્ન કરનારને અને જગતમાં એમ જ કરવું જોઇએ એમ દૃઢપણે કહેનારને ઉપરની પાપભીરૂતા એ કેવળ બીકણુપણું જ લાગે છે. પરંતુ પાપભીરૂતા પવિત્ર અને મંગળ હોય છે, જ્યારે બીકણુપણું ઉલટું દુર્બળતાદર્શક વસ્તુ બની જાય છે. એકમાં અનેરી સાવધાનતા દેખાય છે, જ્યારે બીજામાં લૌકિક દુર્બળતા પ્રગટ થાય છે. અત્યારે અમરેલીમાં નગરજીવનમાં જીવતું રાખનારી શ્રી હરિલાલભાઇ જેવી એકપણ પાપભીરૂ અને સમર્થ વ્યક્તિ કોઇ બતાવશે કે?

આ પ્રમાણે શ્રી હરીલાલભાઇએ કોઇની ભાગીદારીમાં રહીને વકીલાત કરવાની પદ્ધતિ ત્યજી દીધા પછી તેઓ છેવટે સને ૧૯૧૩માં સ્વતંત્ર રીતે જ ધંધો ચલાવવા લાગ્યા. તેમની વકીલાતના આ મધ્યકાળ દરમ્યાન તેમની આર્થિક સ્થિતિ પણ એકંદરે હવે વિશેષ સારી થવા લાગી. વકીલાતનો સ્વતંત્ર રીતે ધંધો ચલાવવાની સાથે સાથે તેઓ સમાજસેવા તરફ પોતાનું લક્ષ વધુ ને વધુ દોરવતા ગયા. વખતના વહેવા પ્રમાણે શ્રી હરિલાલભાઇ પ્રમાણિકતા અને સત્યતા માટે ઉંચું સ્થાન પ્રાપ્ત કરવાની સાથે ક્રમેક્રમે ધંધામાં પણ છેક ઉંચે ચઢવા લાગ્યા. આમ હોવા છતાં તેમની આર્થિક સ્થિતિ જેટલી ધારી શકાય તેટલી સંગીન થઇ શકી નહી. આમ હોવાનું ખાસ કારણ એ હતું કે તેઓ સમાજની કોઇપણ પ્રદેશની સેવા સબંધી અનેક પ્રવૃત્તિઓમાં સતત રીતે રોકાઈ જવાથી તેઓ ધંધામાં સંપૂર્ણ લક્ષ આપવા અશક્ત હતા. આ વાતના સમર્થનમાં અમરેલીના એક વિદ્વાન ડીસ્ટ્રીટક જજનો સચોટ ખુલાસો રા. રણછોડદાસ કરશનદાસ પારેખ એમણે શ્રી હરિલાલભાઇ સંબંધીના સંક્ષિપ્ત જીવનચરિત્રવાળા નિબંધમાં જે ટાંકયો છે તે આપણા ચરિત્રનાયકના સ્વાર્થત્યાગના સ્વભાવની એવી સરસ પીછાન બતાવે છે કે તે આ સ્થળે ઉતારી લેવાની લાલચ સામે અમે ટકી શકતા નથી. તે વિદ્વાન્ જજે કહ્યું હતું કેઃ–"મી. હરિલાલ સમાજ સેવાના એટલાં અને એવાં કાર્યો કરે છે કે આ જુવાનીમાં પોતાના કુટુંબને માટે પૈસા કમાવા જોઇએ

તેમાં પણ ખલેલ પડે છે." એક સમર્થ ધારાશાસ્ત્રી પોતાની મધ્ય ઉમરમાં જ પૂર્ણ કૃપા બતાવતા છતાં લક્ષ્મીદેવીની સેવાનો અનાદર કરી સર્વજન-સેવામાં પોતાનો વખત અર્પી દે એ બીના કોઇપણ વ્યક્તિને તાજુબીમાં ગરકાવ કરે એવી હતી. શ્રી હરિલાલભાઇનું આ પગલું વ્યાજબી હતું કે નહીં તથા તેથી એમને અંગત રીતે એકંદરે લાભ થયો કે ગેરલાભ એ તેમના જીવનમાં એક મોટો પ્રશ્ન છે. આ સંબંધી વિવેચનમાં ઉતરવાને બદલે ટુંકામાં એટલું જ જણાવવાનું કે શ્રી હરિલાલભાઇનું આ પગલું વ્યાજબી હોય કે નહિં હોય તો પણ તેથી તેમના હૃદયની વિશુદ્ધતાની તથા એમના સેવાભાવવાળા ઉચ્ચાંશયોની મહત્તાની સહેજ પણ ક્ષતિ થતી નથી. ધંધાના ભોગે કષ્ટ પ્રવૃત્તિઓમાં ગુંથાઇ રહેવામાં કુટુંબને માટે પૈસા કમાવામાં એમણે ખલેલ પાડી છે એમ કદાપિ માનવામાં આવે તો પણ ખલેલ પાડવાનો એ દોષ—જો એ દોષ જ કહેવાતો હોય તો એમની દીર્ઘદૃષ્ટિ તથા તુલના શક્તિને જ—(Judgment) લાગી શકશે. નહી કે એમના મહાનુભાવ હૃદયની નિર્લોભતાને કે એમની પરમાર્થ વૃત્તિને. વળી તેઓ એવી જાતના લોકો જેવા નથી કે જેઓના જીવન વ્યવહાર ઉપર સ્વાર્થના તથા સાંસારિક દાવપેચોના રોફડા બાજી ગયા છે અને જેઓ પ્રથમ સ્વાર્થ અને પછી પરમાર્થ એ વહેવાર નીતિના પ્રચલિત સૂત્રના અનિષ્ટ અર્થને પકડી રાખી પોતાની સ્વાર્થમય પ્રવૃત્તિઓમાંથી કદી નવરાજ થતા નથી; અને પરોપકારનો આરંભ કરવાની મુદત દૂરને દૂર ઠેલવવા લલચાયા જ રહે છે. શ્રી હરિલાલભાઇની વ્યવહાર નીતિનું સૂત્ર તો એ પ્રકારનું છે કે પહેલો પરમાર્થ અને પછી સ્વાર્થ. એટલી બાબતમાં તો સૌ કોઇ સંમત થશે કે એમની ધંધાની પેદાશ સંબંધીની બેકાળજીનું ખરૂં રહસ્ય તો એમની વિરાગ વૃત્તિ, એમનું સ્વાર્પણ તથા એમની પ્રમાણિકતા એજ છે. અને એ વિરલ ગુણોને લીધે એમનું આ વર્તન સર્વ નિઃસ્વાર્થ હૃદયોથી પૂજન તથા અનુકરણને પાત્ર છે.

શ્રી હરિલાલભાઇના બંધારણમાં જે નૈતિક, ધાર્મિક તથા વ્યવહારિક ગુણો દાખલ થઈ શક્યા છે તે ગુણો લક્ષ આગળ રાખતાં સર્વ કોઈને પોતાના ધંધામાં તેમણે મેળવેલી વિરલ પ્રતિષ્ઠા તરત સમજી શકાય છે. વકીલ તરીકેના એમના ગુણોમાં શાબ્દિક મારામારીનો ડોળ કે મોહક ભાષાનો આડંબર જો કે જોઇ શકાતો નથી તો પણ બુદ્ધિની ઝીણવટ, સ્વતંત્ર હીંમત, અસરકારક તકરાર ચલાવવાની શક્તિ તથા સતત ઉદ્યોગ એ ગુણો તરફ તો સૌ કોઇનું લક્ષ ખેંચાઇ શકે તેમ છે. આ ગુણો ઉપરાંત તેમની નમ્રતા,

સુજનતા, પ્રમાણિકતા તથા કર્તવ્યનિષ્ઠાને લીધે આ ધંધામાં એમની પ્રતિષ્ઠા વડોદરા રાજ્યમાં સારી જામેલી છે. એમના વકીલ જીવનનું વિશેષ નજદીકથી દર્શન કરવાના હેતુથી અસીલો વકીલો તથા ન્યાયાધીશો એ ત્રણે વર્ગ તરફનું એમનું વર્તન આપણે હવે તપાસીશું.

અસીલોની બાબતમાં શ્રી હરિલાલભાઇ માટે સૌનું ધ્યાન ખેંચે એવી બીના એ છે કે સમાજનો કોઇ પણ વર્ગ એવો નહીં હોય કે જેણે અસીલ તરીકે શ્રી હરીલાલભાઇને પોતાના કેસનું કામ ન સોંપ્યું હોય. અસીલ તરીકે શ્રી હરીલાલભાઇ પાસે સમાજના દરેક વર્ગ યાને વર્ણના માણસો આવી ચુકયા છે. ઉપરાંત તેમની વકીલાત બદલની માગણી ઘણા દુર દુરના સ્થળોમાંથી પણ થઈ ચુકી છે. એક બાજુથી ધનાઢ્ય વેપારીઓ, મોટા જાગીરદારો, પ્રતિષ્ઠિત જમીનદારો તથા બીજી બાજુથી તદ્દન ગરીબ તથા છેક હલકા વર્ણો સુધીના માણસો એમના અસીલો—ઘરાકો થઈ ચુકયા છે. આવા વિસ્તારવાળા અસીલ વર્ગ તરફના શ્રી હરિલાલભાઇના વર્તનમાં જો કોઇ બીના સૌથી વધારે ધ્યાન ખેંચે તેવી હોય તો તે એ છે કે કોઇ પણ કેસ સોંપાયા પહેલાં તેઓ હમેશાં પોતાના અસીલને સાચી અને વ્યાજબી સલાહ આપે છે અને કેસ જો જીતવા જેવો ન હોય તો તે કેસ હાથ ન લેતાં અસીલો આગળ પોતાનો ખુલો એકરાર રજુ કરી આપે છે. વળી અસીલની હકીકત સાંભળી તેમાંથી સત્યાંશ વગેરેની તારવણી કરી રજુ થયેલા કેસની બધી ઝીણવટ તપાસી કેટલીકવાર તેના પ્રતિસ્પર્ધી ઇસમને પાસે બોલાવીને એક તટસ્થ વ્યક્તિ તરીકે વકીલાતની ફીની લાલચમાં નહી પડતાં બંને પક્ષની તકરારનો નીવેડો લાવવા બે પક્ષોને સામસામા લડાવી મારવાના નુકશાનમાં નહી ઉતારતાં, તેઓ બેઉ પક્ષને માન્ય રહે તેવું સમાધાન કરાવી આપે છે. બીજી ધ્યાન ખેંચે તેવી બાબત એ છે કે ગમે તેવા અસીલનું કામ હાથ આવ્યું હોય, પછી તે કોઇ ગરીબ માણસનું હોય કે શ્રીમંતનું હોય, પોતાના ટેબલ ઉપર હજારો રૂપીઆના ઢગલા થઇ જવાની બાબત હોય કે પછી મહેનતાણામાં ફૂટી બદામ પણ મળવાની આશા ન હોય; તો પણ નજીવો તેમજ ક્ષુદ્ર કેસ મળ્યા પછી તે કેસ ગંભીર સ્વરૂપ ધારણ કરતાં અનહદ મહેનતના ખાડામાં ઉતરી જવાનું બન્યું હોય છતાં તેવા કેસોનું કામ પોતાને સોંપાયું એટલે એ બધા માટે ઠેઠ સુધી જીવતોડ પ્રયાસ કરવો જ જોઇએ એમ તેઓ સમજે છે. કોઈ પણ કેસ હાથમાં લીધા પછી તે કેસને લગતા સર્વ કાગળો બારીકાઇથી વાંચીને સમજી લેવામાં,

તેના મુદ્દાઓ તપાસવામાં તથા આધારો બંધ બેસતા કરી દેવામાં, યાને કાયદાની બારીકાઇઓ યથાનુકૂળ કામે લગાડવામાં, તેઓ અવિશ્રાંત શ્રમ લે છે.

ન્યાયાધીશને સારૂં લગાડવા ખાતર લાંબી ચોડી તકરારે નહીં કરતાં ટૂંકમાં જ પતાવી દઈ અસીલનો લાભ જતો કરવાની તથા પોતાના માટેનો ન્યાયાધીશનો અભીપ્રાય ઉંચો રાખવાની કેટલીક વકીલોની જે અનિષ્ટ પદ્ધતિ હોય છે, તે આપણા ચરિત્ર નાયકને લેશમાત્ર પસંદ નથી. પોતાના માટે ફાવે તેવો વિચાર આવે તો પણ અસીલનું બની શકે ત્યાં સુધી તો ભલું જ થાય તેની ખાસ કાળજી લેવા તેઓ હંમેશા આતુર અને ઉત્સુક માલુમ પડયા છે. પોતાના સર્વે ધંધા ભાઇઓ સાથે શ્રી હરીલાલભાઇ પુરતી છુટથી સ્નેહથી તથા સદ્‌ભાવથી વર્તી શકે છે. તેવી જ રીતે વકીલ મંડળ પણ એમની મહત્તાની કદર કરી એમને યોગ્ય માન આપવાની ઉદારતા દર્શાવે જાય છે. પોતાના સાદા સરળ નિખાલસ તેમજ પાપભીરુ સ્વભાવથી વકીલ મંડળમાં તેઓ અત્યારે ઘણી પ્રિયતા મેળવી શક્યા છે.

ન્યાયની કોર્ટના ન્યાયાધીશો પ્રતિ શ્રી હરિલાલભાઇનું વર્તન હંમેશ સભ્ય તથા વિનય યુક્ત જ રહી શકયું છે. આમ છતાં, એમના સ્વભાવની સ્વતંત્રતા કદી પણ દબાઇ શકી નથી. ન્યાયમંદિરના ન્યાયાસને બેસનાર તથા ન્યાયાન્યાયના નિયામકો એ કાંઇ દેવદૂતો હોતા નથી. ઉન્નત આસને બેસવા છતાં કેટલીક માનુષીક અને સ્વભાવિક નિર્બળતાનું પ્રદર્શન કરવાનો એવા નિયામકોને પણ ઘણી વખત પ્રસંગ આવે છે. તેવે સમયે એ નિયામકોની મહેરબાની કે મીજાજ જાળવવાની નબળી ઇચ્છાને તાબે થવાને બદલે યાને એવાઓની શરમમાં દબાવાને બદલે શ્રી હરિલાલભાઇ એવાઓની પાસે પોતાના સ્વતંત્ર અભિપ્રાયો બેધડક રીતે જણાવતા વારંવાર દેખાઇ આવ્યા છે. પણ એમ કરવામાં આપણા ચરિત્ર નાયકનું ધ્યાન ખેંચાય તેવું વલણ એ છે કે આવી બેધડક રીતે પોતાના સ્વતંત્ર અભિપ્રાયો જણાવવામાં તેમની રાબેતા મુજબની વિવેકયુક્ત મીઠાશનો જરા પણ ભંગ થઇ શકયો નથી, તેમજ તેમના આશયોની શુદ્ધતા પણ ચ્યુત થઇ શકી નથી. પોતાની આ વિનયશીલ સ્વતંત્ર બુદ્ધિને લીધે શ્રી હરિલાલભાઇએ ન્યાયાસનને શોભાવનાર એવા ઘણા બાહોશ પુરુષોના માન તથા સદ્‌ભાવ કાંઇક અજબ રીતે જ સંપાદન કરી લીધા છે. આ વાતના સમર્થનમાં એક બાહોશ ન્યાયાધીશનો શ્રી હરિલાલભાઈ સંબંધીનો એક સમયોચિત અભિપ્રાય અમે આ સ્થળે રજુ કરીએ છીએ. તે વિદ્વાન ન્યાયાધીશ બોલ્યા હતા કે “ શ્રી...હરિલાલ જ્યારે જ્યારે કચેરીમાં બોલવા ઉભા થાય છે ત્યારે ત્યારે પોતાને જે સાચી

વાત લાગે છે તે જ સરળતાથી અને નિડરતાથી બોલે છે. ન્યાયાધીશના મનમાં થાય છે કે શ્રી. હરીલાલ કોઈને કદી ખોટે રસ્તે દોરવશે નહી." આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શ્રી હરિલાલભાઇના આ પ્રમાણિક અને ઉચ્ચ નૈતિક બળવાળા સ્વભાવ માટે ન્યાયાધીશોને પણ કેવો ઉમદા અને ઉચ્ચ અભિપ્રાય બંધાયો હતો.

શ્રી હરિલાલભાઇનો વકીલ જીવનનો ઇતિહાસ, તેમની સાંસારિક જીંદગીમાં સંકટો, તેમની લોકોપયોગી જીંદગીની ઉદારતા, તેમની વકીલ તરીકેની જીંદગીમાં કર્તવ્યપરાયણતા, અને વિદ્વતાને લીધે સત્વર વધવા પામેલી એમની કીર્તિ અને બની શકેલો કાંઇક ધન સંચય, એ સર્વ બાબતો આ પ્રકરણમાં આપણને વચાતે હવે સુવિદિત થઇ ચુકી છે. એમનો સૌમ્ય ગંભીર શાન્ત પ્રભાવશાળી તેમજ ઉદાત્ત ચહેરો આ પુસ્તકમાં આપણી સમક્ષ મોજુદ છે. તેમનો ઉચ્ચ અને ઉગ્ર સંકલ્પ તથા તદનુસાર તેમનું અનુકરણીય વર્તન એ વિષે આપણે આ પ્રકરણમાં થોડું ઘણું પણ જાણી શક્યા છીએ.

સત્ય કહ્યું છે એક વિદ્વાને કેઃ–" Combine the qualities of a patriot with a spirit of determination and intrepidity and you have a sublime Hero " " અર્થાત્ એક દેશ ભક્તના ગુણોનું દઢાગ્રહ અને હીંમતના ગુણો સાથે મિશ્રણ કરો એટલે મહાપુરુષ કેવો હોય તે તમે જાણી શકશો.





શ્રી. રાજ્યરત્ન હરિલાલ ગોવિંદજી પરીખ.
B.A LL.B., વકીલ હાઈકોર્ટ

## પ્રકરણ ૬ ઠું :

## ગૃહ સંસાર.

વિશ્રમિત જનોની શ્રમિત ઇંદ્રીઓને કરે પુનઃ વિગતશ્રમ તેણીની સત્તા.
ગૃહ ક્યારામાં મલકાતે મુખડે આનંદનાં ફુલડાં કરી નાખે વર્ષા.
પુછે કોઇ બતાવો ઉદાહરણ પવિત્રતા લલિતતા પ્રેમ કરૂણાનો.
બતાવી શું નીજ ભગિની કન્યાઓ માતાઓને પત્નીઓ રુપ ચેતન નમુના.

પિન બોર્ણ

જો લમે પ્રીતિ સહાય શાંતિ છે પ્રાપ્ત તો શ્રીથી આહલાદક
નહી વસ્તુ જગજાત.

સત્ય પાવન પ્રેમની પ્રાપ્તિ જ્યાં ખરું સ્વર્ગ અદ્દભુત ઉતર્યું ન ત્યાં.
જ્યાં વહે સ્રીની પ્રીતિ રુપ આનંદી જલ બને ત્યાં સુરમણીય
નંદનવન સ્થળ.

કાઉપર.

કેટલાક વર્ષ પર્યંત દેશ પરદેશ પર્યટન કર્યા પછી આપણી જન્મભૂમિ તરફ પાછા ફરીયે છીએ, ત્યારે આપણા પોતાના ગૃહનો વિચાર ક્ષણવાર આપણી કલ્પનામાં સ્ફુરી આવતાંજ અહો આપના મનમાં કેવો અનેરો અને અવર્ણનીય આનંદ ઉત્પન્ન થઇ આવે છે. સર વોલટર સ્કોટ વિષે એવું કહેવાય છે કે યુરોપ ખંડ પર પર્યટન કર્યા પછી તે જ્યારે પોતાને દેશ પાછો આવ્યો, ત્યારે પોતાના નોકરને તેના ઘર આગળ લઇ જવા તેણે આતુર થઇ આજ્ઞા કરેલ હતી, અને પોતાના ઘર આગળ આવી પહોંચતાંજ તેના મુખમાંથી સહજ ઉદ્દગાર થઇ ગયો કે, અહો ! આખો યુરોપ જોયો તથાપિ ઘર આગળ આવી ઉભા રહ્યાથી જે હર્ષ ઉત્પન્ન થાય છે તેની વાત તો કાંઇ ઓર જ છે. પ્રત્યેક મનુષ્યના આંતર હૃદયમાં એવો જ હર્ષ શું નહીં થતો હોય; પરમ કૃપાળુ જગતનિયંતાએ આ દુનીયામાં મનુષ્ય જાતિના જીવને સુખી કરવાને અનેક સાધનો કરેલા છે. તેમાં એ એક ઉત્તમોત્તમ સાધન કહી શકાશે. અનેક પ્રકારનાં સુખ અને હર્ષનો આરંભ પણ આગે ગૃહથી જ થાય છે. આપણે જેને સાંસારિક અથવા વહેવારીક બાબતો

ગૃહ-ઘરમાં એકઠું મળતું કુટુંબ કહીએ છીએ, તે વસ્તુનો અનુભવ જે પુરુષ યા સ્ત્રીએ કર્યો નથી, તેનો સંસાર શૂન્ય એની જીવનસરિતા સુકી છે. વિવિધ પ્રકારનાં સુખ અમુક મનુષ્ય અનુભવતો હોય, તથાપિ ગૃહમાંથી મળતું સુખ તેણે જોયું ન હોય, તો બીજી નવી જાતનાં સુખ એ એકડા વિનાના મીંડા સમાન જ છે. ગૃહ એ પ્રેમનું નિધાન છે. જીવનમાં મળતા વિવિધ પરિશ્રમથી કંટાળી ગયેલા આત્માને પુનઃ વિશ્રાંતી મળવાનું યોગ્ય સ્થળ છે. આંતર હૃદયમાં અનુભવાતા અસંખ્ય સુખ દુઃખની ઊર્મિઓના ઝરણને ખાલી કરવાનું સ્થાન છે. નિસ્તેજ થઈ ગયેલી મનોવૃત્તિઓનું પુનરુદ્દીપન કરવાનું એ એક મોટું સાધન ગૃહ છે. એ શબ્દનું સ્મરણ માત્ર અંધારી રાત્રીએ સમુદ્રના ભવ્ય ભાગમાં પ્રયાણ કરતા નાવિકને ધૈર્ય આપે છે; યુદ્ધ સ્થળ પર લડતા યોદ્ધાને શૌર્ય આપે છે. થાકી ગયેલા મુસાફરને તેના પગના બળ આપે છે; અને દુષ્ટ માર્ગે ચાલ્યા જનાર પુરુષને સન્માર્ગ સુચવે છે. માતાના માતૃમય લાલન, પિતાનો ક્ષમાશીલ પ્રેમ, ભગીનીની નિસ્વાર્થ નીતિ, બાલકોની રસમય રમત ગમત, પતિપરાયણ સ્ત્રીની સ્નેહયુક્ત વાણી, આ સર્વના અનુભવ ગૃહમાંજ થાય છે. બાલ્યાવસ્થામાં સાથે રમેલા બાળ સ્નેહીઓના મુખાકૃતિની ઝાંખી છાપો, તેના મગજમાં તરી આવે છે. ઘરની આસપાસ રહેલા વૃક્ષોના ફલની લુંટા લુંટ, પાસે વહેતી નદીમાં બાળ સ્નેહીઓની સાથે કરેલ સ્નાનાદિક ગમત, મંદિરમાંથી ધસી આવીને કર્ણના આંતર પટને તદ્દન બધિર કરી નાખતા ઘંટનાદ, પાઠશાળામાંના સાહાધ્યાયીઓનાં નામ, વગેરે વસ્તુની સંસ્મૃતિ કેવી આહ્લાદજનક છે ?

વાચક, આપણા ચરિત્ર નાયકને પણ કાંઇક આવી જ જાતનું સ્વર્ગીય ગૃહ પ્રાપ્ત થઇ શક્યું છે. આવા સ્વર્ગીય ગૃહમાં તેમનો ગૃહ સંસાર પણ સ્વર્ગીય જ માલુમ પડેલ છે. તેમનો આ ગૃહ સંસાર સ્વર્ગીય આનંદ પ્રેરતો નીવડ્યો છે તેનું કારણ તેમની સ્નેહાળ માતા છે. ગૃહ સંસારની આનંદી મીઠાશ ઉપજાવવામાં તેમની માતાએ જે અનેરી મદદ અર્પી છે તે આપણા માતૃ વત્સલ ચરિત્ર નાયકને હજુ પણ યાદ છે અને તેનો યોગ્ય પ્રત્યુપકાર વાળી આપવા માટે પોતાથી બનતું કરવામાં તેઓએ જરા પણ કચાશ રાખી નથી. આપણે પ્રથમ પ્રકરણમાં વાંચી ગયા છીએ કે શ્રી હરિલાલભાઇની માતામાં ભક્તિ રસ અને સેવાવૃત્તિએ જગ્યા લીધી હતી. અને તેથી શ્રી હરિલાલભાઈને ભક્તિ રસ અને જનસેવા વૃત્તિનો વીરલ વારસો એ તેમની માતા તરફથી જ મળ્યો હતો. પ્રવૃત્તિમય વિશુદ્ધ વૈરાગ્યને-ભક્તિ ભાવને-સેવા ભાવને-સિંહણના દુધની ઉપમાં આપવામાં આવી છે. કહ્યું છે કે,

સિંહણ કેરૂં દુધ હોય તે સિંહણ સુતને ઝરે,
કનક પાત્ર પાસે સૌ ધાતુ ફોડીને નીસરે.
ભક્તિ રસ તેના ઉરમાં ઠરે જે કોઇ ભક્તિ અંશ અવતરે,

અર્થાત્ ભક્તિ રૂપી–સેવારૂપી–સિંહણનું દુધ સુવર્ણ પાત્ર રૂપ વિશુદ્ધ દૈવી હૃદયોમાં જ ટકી શકે છે. અને જો સુવર્ણ સિવાય અન્ય ધાતુના પાત્રમાં તેને રેડવામાં આવે તો તેને ફોડીને તે દુધ નીકળી જાય છે. તેવીજ રીતે જેનું અશુદ્ધ હૃદય છે જે ચળ વિચળ હોય, કુમાર્ગગામી હોય, લાલચને વશ થનાર હોય, તેમાં એ સેવા રૂપી કિંવા ભક્તિ રૂપી દુધ ટકી શકતું નથી. આમ આપણા ચરિત્ર નાયકના હૃદય રૂપ વાટિકામાં સેવા ભક્તિ રૂપ વસંતે પ્રવેશ કરેલો હોવાથી તેમના અંતઃકરણમાં ઉછળી રહેલા આનદ રૂપે આંબાનો રમણીય મોર અતિશય સૌંદર્યનું–સુગધનું લહાણું કરી રહ્યો હતો, સેવા રહસ્ય જ્ઞાનરૂપ ગુપ્ત કોયલનો કોમળ સ્વર કાનને તૃપ્તિ આપી રહ્યો હતો, ઠંડી અને ગરમીનું મીઠું મિશ્રણ અંગો અંગમાં વ્યાપી રહ્યું હતું. તેમ ચિત્ત પ્રસાદ રૂપ ઋતુમણિ વસંત અંતઃકરણ રૂપ વનમાં જાણે મલકાતો મલકાતો વિહાર કરી રહ્યા હોય, તેમ તેમના હૃદયમાં સેવા રસ વિચરી રહ્યો હતો અને હજુ પણ એ જ પ્રમાણે વિચરી રહ્યો છે. આ પ્રમાણે માતા સબંધી ટુંક વિવેચન કર્યા પછી હવે આપણે ચરિત્ર નાયકના પિતા તરફ આવીયે.

માતૃ સ્નેહ પછી પિતૃ સ્નેહ છે. સ્નેહ અને માનનો સબંધ પિતા પુત્ર વચ્ચે આવી રહેલો હોય છે. પિતાના ધર્મ પણ ગંભીર છે. અંગ્રેજી નવલ-કથાકાર થેકરેએ (Thakery) પોતાના પિતાને ઉદ્દેશીને એક વાર એવું કહેલું હતું કે "ઓ પ્રેમાળ પિતા, અમારાં હૃદયને એવાં તો મજબુત અને પુનિત કર કે ભવિષ્યમાં અમારે અમારા પુત્રાદિ સમક્ષ શરમાવાનું કારણ મળે નહીં." રસકીને (Ruskin) એક વાર કહેલ છે કે ઉત્તમ કુળમાં જન્મવા કરતાં ઉત્તમ રીતે વર્તવું એ વધારે યોગ્ય છે. પિતાના પુત્ર પ્રતિ ધર્મમાં જેટલે અંશે સ્નેહનો સમાવેશ આવી રહેલ છે, તેટલા જ પ્રમાણમાં સત્તાનો પણ સમાવેશ સમજવાનો છે. પણ તે સત્તાનો વ્યય વિચાર પૂર્વક કરવાનો છે, સ્વેચ્છાનુસાર નહીં. રાજા પ્રજા ઉપર સત્તા દર્શાવે છે, તે પોતાના સર્વોપરિપણાને સિદ્ધ કરવાની ખાતર નહીં, પણ પ્રજાના જ હિતાર્થની ખાતર દર્શાવે છે. પુત્રોએ પોતાના પિતાની સત્તા માન્ય રાખવી આવશ્યક છે. રામચંદ્રજીએ પોતાના પિતાની આજ્ઞાનુસાર રાજ્યનો પરિત્યાગ કરી વનવાસ

ભોગવ્યો હતો. પોતાના કરતાં પોતાના પિતાનો અનુભવ અનેક વિશેષ વિશાળ છે. અને તેમની વૃત્તિઓ શુદ્ધ જ છે એવું પુત્રોએ સમજવું એ તેઓની ફરજ છે. પુત્રોએ પિતાને યોગ્ય સન્માન આપવું જરૂરનું છે. તેની ઇચ્છાને આધીન રહેવાનું છે. જે ગૃહમાં પિતા પ્રતિ તેના પુત્રો અને પુત્રો પ્રતિ તેમનો પિતા સ્વધર્મ સમજે છે, તે ગૃહમાં આનંદ અને સંતોષનો વરસાદ વરસે છે પુત્રના જીવનમાં જ પિતાનું ખરૂં જીવન રહેલું છે. અને પુત્રનું સુખ પિતાને આનંદ રૂપ છે, પિતાની ચોમેર વીંટાઇને ઉભું રહેલું પુત્ર મંડળ પોતાના ગૃહના કીર્તિ સ્થંભો છે. આપણા ચરિત્ર નાયકના પિતાજીએ પણ પુત્રનું સુખ કાંઇક આવી જ રીતનું આનંદ રૂપ હતું. શ્રી હરિલાલભાઇના પિતાશ્રી ગોવિંદજી બાપાના સ્વભાવનું કાંઇક આછું ચિત્ર આગાઉ અપાઇ ગયું છે. તેથી તે સબંધી વિશેષ વિવેચન ન કરતા અહીં તો આપણે માત્ર ચરિત્ર નાયકનું પુત્ર તરીકેનું વર્તન તપાસીશું. ગોવિંદજી બાપાનો અમીરી સ્વભાવ અને તેઓ દીલના કેટલા ભલા હતા તે વાત પ્રથમ પ્રકરણમાં આવી ગઇ છે. આવા ભલા દીકરાના પિતા શ્રી હરિલાલભાઇ જેવા પુત્રો ઉપર પ્રીતિ રાખે તથા એમનું દીલ દુભાવવા ન દે એ સ્વભાવિક જ છે. છતાં ગોવિંદ બાપા રૂઢીના અનુયાયી તથા હાલમાં જેને " જુના વિચારના " કહેવામાં આવે છે તેવા હતા. શ્રી હરિલાલભાઇની બુદ્ધિ સ્વતંત્ર હોઈને પશ્ચિમની વિદ્યાના સંસ્કારોથી સમૃદ્ધ બની શકી છે અને કાંઇક સ્વભાવથી તેમ જ શિક્ષણથી તે એકતરફી થઇ શકી નથી. જુનામાં સોનું કેટલું છે તે જાણવા છતાં એ સોનાને ખાતર તેના મેલ તથા કચરાને સોનું માની શકે એવી તેમની પ્રકૃતિ કદી પણ માલુમ પડી નથી. પિતા પુત્ર બને પોતાના અભિપ્રાયમા ચુસ્ત હોવાથી ધર્મની તથા વહેવારની ઘણી ખરી બાબતોમાં કદાચ મતભેદ થઈ જતો પરંતુ પિતા પુત્ર બંને સ્નેહાળ તથા સમજુ હોઇને આ મતભેદનો ઘરમેળે નીકાલ કરતી વેળા એમાંથી કોઇ દુરાગ્રહ ઉપર પડતું નહીં. પિતાની આમન્યા તેમણે આ જીવન રાખી છે. પોતાના પિતાશ્રીને ખરેખર બધી બાબતોમાં પ્રસન્ન તથા સુખી રાખવા તેઓએ જે કાળજી અને શ્રમ લેઇયાં છે તે ખાતે તેમને ધન્યવાદ ઘટે છે. ધન્યવાદ એટલા માટે કે પોતાના પિતાને સુખ તથા સગવડતાનાં દરેક સાધનો પુરા પાડવામાં તેમણે જે જાતિભોગ આપ્યો તે એમ સમજીને કે તેમ કરવું એ પોતાની ધર્મ રૂપ ફરજ છે. દ્રવ્યથી વિદ્યા તેમ જ જ્ઞાનથી પ્રતિષ્ઠા તેમ જ કીર્તિથી, પિતા કરતાં પોતે બધી બાબતોમાં ચઢીઆતા થયેલા છે એવા આત્મશ્લાઘાના નબળા વિચારો એમના માનસિક બંધાર-

ચુમાં કદી પણ વસી શક્યા નથી. પિતા પ્રતિનું પોતાનું દરેક બાબતોને લગતું વર્તન માત્ર તેમના તરફના શુદ્ધ પૂજ્યભાવથી જ પ્રેરાયેલું હતું. આ વાતના સમર્થન માટે એક જ પ્રસંગ બસ થશે. એક વખત આ લખનારના વડીલ કાંઇક અગત્યના જરૂરી કામ પ્રસંગે શ્રી હરિલાલભાઇના ઘેર ગયેલા હતા. તે વખતે ઘરમાં પેસતાં અમારા વડિલ જુએ છે તો શ્રી હરિલાલભાઈ પોતાના પિતાના ગંભીર ચહેરે પગ દાબવા મંડી પડ્યા હતા. અમારા વડિલે બાજુના ઓરડા તરફ કાંઇક નજદીક આવી શ્રી હરિલાલભાઇને બહાર આવવાનો ઇસારો કર્યો પરંતુ શ્રી હરિલાલભાઇએ આસ્તેથી જવાબ આપ્યો કે બાપા હમણાં ઉંઘી જશે જરાક વાર બેસો ત્યાં હું આવું છું. અમારા વડિલ થોડીકવાર બહાર બેઠા તેટલામાં શ્રી હરિલાલભાઇ પોતાના પિતાને નિદ્રાવશ કરી બહાર આવ્યા. આવ્યા કે તુર્ત જ પોતાની હમેશની મીઠાશ ભરી નમ્રતાથી પોતે ખુલાસો કર્યો કે બાપાને ઉંઘ આવતાં જરા વાર લાગી તેથી એકદમ આવી શકાયું નહી તો દરગુજર કરશો. શ્રી હરિલાલભાઇની આવી વિરલ પિતૃભક્તિથી શુદ્ધતા તથા ઉદારતા માટે આથી વિશેષ શું કહેવા જેવું હોય ?

જેટલે અંશે પુત્રનો પિતા પ્રત્યે પૂજ્યભાવ હતો તેટલે જ અંશે પિતાનો પુત્ર પ્રત્યે પણ ચાહ હતો, અને પુત્રની ચંચળ બુદ્ધિ તથા કીર્તિ જોઇને પાછળથી એ ચાહની લાગણી પિતામાં કાંઇક અજબ રીતે વધવા પામી હતી. આના બદલામાં પુત્રે પોતાના પિતા તરફ પૂજ્ય બુદ્ધિ તથા સ્નેહભાવમાં જે ઉદારતા પ્રગટ કરી છે તે બહુ થોડા જ પુત્રોમાં નજરે પડી શકે છે. અવસાનના સમયે શ્રી હરિલાલભાઇના પિતાને કોઇ પણ જાતની ચીંતા નહોતી કારણ કે શ્રી નાથજીની સેવાથી સેવામય બનેલું એમનું હૃદય સંસારની સર્વ ઉપાધિઓમાંથી તો ક્યારનું જ ઉઠી ગયું હતું. આવા ધર્માત્મા જેવા પિતા જ્યારે સંવત ૧૯૭૨ માં પોતાની ૭૪ વર્ષની ઉમરે વિદેહ થયા ત્યારે શ્રી હરિલાલભાઈના કુટુંબમાં સર્વત્ર ભારે શોક વ્યાપી રહ્યો હતો.

માતા પિતા સાથે આપણો સ્થૂલ શરીરનો સબંધ છે તેમ જ જીવાત્માની ગતિ તો સૌ સૌના કર્મ પ્રમાણે જ થાય છે કારણ કે આત્માના કરેલું ફળ અન્યને મળી શકતું નથી. માટે જ્યાં સુધી માતા પિતાનું સ્થૂલ શરીર પહોંચે ત્યાં સુધી તેઓને કાંઇ પણ દુઃખ ન પડે અને તેઓનો આત્મા સર્વ રીતે પ્રસન્ન થાય તેમ કરીને તેઓને સંતોષવા અને તેઓના આશી-

વીંદ મેળવવા એ રીતે માતૃ તથા પિતૃ તર્પણ સિદ્ધ કરીને જ્યારે તેઓનાઃ આત્મા દેહથી મુક્ત થાય ત્યારે તે મુક્ત દેહનો સારી રીતે અંત્યેષ્ટિ સંસ્કાર કરાવવાની દરેક પુત્રની જે આ બધી ફરજો છે તે ફરજો અદા કરવામાં પોતાની બધી શક્તિઓ કામે લગાડવામાં જેમ શ્રી હરિલાલભાઇએ કશી કચાશ રાખી નથી તેમ પોતાના પિતાની અંત્યેષ્ટિ સંસ્કારની ક્રિયા થયા પછીની બીજી જરૂરી ક્રિયાઓ વખતે નૈતિક તથા શારીરિક હાની ન કરે તેવી વ્યવહારિક રુઢીઓના સબંધમાં કોઈ પણ જાતનો દુરાગ્રહ ધરાવ્યા વગર તેઓએ જરૂરી વ્યય કરવામાં પણ કોઇ પણ જાતની પાછી પાની કરી નથી.

પુત્ર તરીકે આપણા ચરિત્ર નાયક કેવા હતા તે જોયા પછી હવે ભાઈ તરીકેનું એમનું વર્તન તપાસીએ. માતા પિતા ભ્રાતા ભગિની વધૂ અને બાળકો એઓનો સમૂહ એનું નામ કુટુંબ કહી શકાય. કુટુંબ એ એક પ્રકારનું શિક્ષણ મેળવવાનું મંડળ છે. આ વિશાળ સંસારની અનેક સંસ્થાઓને અનુકૂળ થઇ શકીએ તેવું વર્તન સંપાદન કરવાની આપણ પ્રત્યેકને આવશ્યકતા છે. તેવું વર્તન મેળવવાનું એક નાનકડું શિક્ષણ સ્થાન આ કુટુંબ છે. બીજા શબ્દમાં કહીએ તો સંસારિક વ્યવહાર ક્રમમાં અનુકૂળ થઈ રહેવાને વાસ્તે ખરૂં શિક્ષણ આપણા કુટુંબ મંડળમાંથી જ આપણે મેળવી શકીયે છીએ. ભ્રાતા અને ભગિનીના અન્યો અન્યના ધર્મ અને હર્ષનો વિનિમય કરવાનો અવકાશ ગૃહમાં જ મળે છે. એક જ માબાપનાં સંતાન હોય તે ઉભયના હૃદયમાં એક જ પ્રકારની લોહીની સરિતા વહે છે. આ દુનીયાના અનેક કલેશ અને વ્યવહારિક ઉપાધિઓની સામે ભાઇઓ એક રૂપ બનીનેજ ઉભા રહે છે. સંસારિક ઉપાધિઓની જાળમાંથી મુક્ત રહેવાને ભાઇઓ ન્હાના પ્રકારના અને નજીવા પરસ્પરના વિરોધ ભૂલી જાય છે. દોષ વિણી કાઢવાની ટેક વિસારી દે છે, અનીતિ, દંભ, કલેશાદિકનો ત્યાગ કરે છે. આપણા ચરિત્ર નાયકને એકંદરે પાંચ ભાંડરડાં હતાં અને પોતે તેમાં છઠ્ઠા છે. આ ભાઈ ભાંડું પૈકી એમને બે ભાઈ તથા ત્રણ બ્હેનો હતી. તેમાં એક ભાઇ તો શ્રી હરિલાલભાઈના જન્મ થયા પહેલાં જ દેવલોક પામ્યા હતા અને ગંગા તથા નંદું એ નામની બે બ્હેનો શ્રી હરિલાલભાઇની ઉમર જ્યારે નાની હતી ત્યારે જ ગુજરી ગએલ હતી. ગંગા બ્હેન પોતાની ચોવીસ વર્ષની ઉંમરે અને નંદુ બ્હેન પોતાની ઓગણત્રીસ વર્ષની ઉમરે મરણ પામ્યાં હતાં. આ ભાઈ બ્હેનોમાંથી શ્રી હરિલાલભાઇને માત્ર મોટી ઉમરે એક ભાઇ તથા એક બ્હેનનો જ સહવાસ થઇ શક્યો હતો. ભાઈનું નામ વલ્લભદાસ અને

બ્હેનનું નામ ગોદાવરી હતું. આ બંને આપણા ચરિત્ર નાયકથી વયે મોટાં હતાં. બંને ભાઇઓ વચ્ચે નિર્મળ અને નિઃસ્વાર્થ સ્નેહની મીઠી સરિતા એવી તો શાંત રીતે વહેતી કે એ સરિતાના વહન તરફ દૃષ્ટિ કરતાં સૌ કોઈ આશ્ચર્ય પામી એવો જ જવાબ આપતા કે આ તો બીજી કોઇ રામ લક્ષ્મણની જોડી જ જાણે હોય નહીં. શ્રી હરિલાલભાઇ પોતાના વડીલ બંધુ શ્રી. વલ્લભદાસને પોતાના વડીલ તુલ્ય માની ઉંડો સ્નેહમય પૂજ્યભાવ ઘણી આતુરતાથી દર્શાવતા. મ્હોટાભાઇને સર્વ રીતે પ્રસન્ન કરવા અને તેમની આજ્ઞાઓ પાળવામાં અને તેમની અનેક પ્રકારે સેવાઓ ઉઠાવવામાં તેમજ તેમની કેટલીક બાબતોની હાજતો પુરી પાડવાને તેઓ બીલકુલ ઢીલ કર્યા વગર નિરંનર તત્પર રહ્યા હતા. શ્રી હરિલાલભાઈ જ્યારે પહેલી એલ. એલ. બી. નો અભ્યાસ કરતા હતા ત્યારે તેમને પોતાના મ્હોટાભાઇથી રોટલે જુદા થવાનો પ્રસંગ આવ્યો.* આમ જુદા થયા છતાં તે બંને ભાઇઓના હૃદયો કદી પણ જુદાં થઇ શકયા ન્હોતાં. આ વાતના સમર્થનમાં અમારે જણાવવાનું કે મોટાભાઇને પુત્ર પ્રાપ્તિ થયેલી ન હોવાને સબબે તેમના જીવનમાં એમનું સર્વ રીતે હિત સાધવાની તથા એમને કોઈ રીતે અન્યાય થાય કે ઓછું આવે નહીં તેવું કરવાને શ્રી હરિલાલભાઇએ સ્તુતિપાત્ર કાળજી તથા ચિંતા રાખી હતી. સં. ૧૯૭૮ ના વર્ષમાં પોતાના મ્હોટાભાઇનો જ્યારે દેહત્યાગ થયો ત્યારે શ્રી હરિલાલભાઈના હૃદયને એટલો બધો આઘાત થયો હતો કે, જ્યારે જ્યારે તેઓ તેમના મ્હોટાભાઈ વિષે બની ગયેલા બનાવો સબંધી વાત કરે છે, ત્યારે ત્યારે મ્હોટાભાઈની સુજનતા તેમજ સ્નેહાળતા સંભારી તેમના નેત્રમાં અશ્રુઓની ધારા વહી જાય છે. મ્હોટાભાઇના મૃત્યુ પછી તેમના સ્મારક અર્થે અમરેલીની મોઢ જ્ઞાતિની ભોજનશાળામાં લાદી જડાવી આપવાનાં કાર્ય ઉપરથી સૌ કોઇ સમજી શકશે કે શ્રી હરિલાલભાઇ હજુ પણ પોતાના મ્હોટાભાઇ માટે કેવા અનન્ય સ્નેહભાવથી માન ધરાવી રહ્યા છે. શ્રી હરિલાલભાઇને અત્યારે તો એકે બ્હેન રહ્યાં નથી. અગાઉ તેમને ત્રણ બ્હેન હતાં. આ ત્રણમાંથી ગંગાબ્હેન તથા નંદુબ્હેન અગાઉ જણાવી ગયા મુજબ નાની વયે દેવલોક પામ્યાં હતાં. જ્યારે તેમનાં ત્રીજા ભગિની ગોદાવરી બ્હેન એ તો હમણાં જ સુધી જીવતાં હતાં, જો કે તેમનું શરીર પહેલેથી જ નબળું રહ્યાં કરતું હતું. શ્રી હરિલાલભાઇ તરફ એમને ઘણો ચાહ હતો, અને તેવી જ રીતે

---

* શ્રી હરિલાલભાઈ જ્યારે જુદા થયા ત્યારે તેમના પિતા તથા માતા તેમની જ સાથે રહ્યાં હતાં.

તેમને માટે પણ શ્રી હરિલાલભાઇને ઘણો જ સ્નેહ તથા પૂજ્ય બુદ્ધિ હતાં. શ્રી હરિલાલભાઇ આ બહેન તરફનો પોતાનો ધર્મ બહુ જ સારી રીતે પાળતા અને એમનું પોતાનું તથા એમના સંતાનોનું કલ્યાણ કરવા ચુક્યા નથી.

હવે આપણે શ્રી હરિલાલભાઇની પત્ની તરફ આવીએ. પતિ તરીકેનું શ્રી હરિલાલભાઇનું વર્તન તપાસીએ તો પહેલાં દાંપત્ય કોને કહે છે તેનું આપણે પ્રથમ વિવેચન કરીએ. બે સ્થૂલ શરીરનું ધાર્મિક ને વ્યવહારિક રીતિ પ્રમાણે લગ્ન થયા પછી તે ઉભયનાં ભિન્ન રૂપ શરીર મટી જઇને તેમનું એક અભિન્ન સૂક્ષ્મ શરીર બની રહે છે. આ સબંધનું નામ દાંપત્ય. દાંપત્ય–પતિ પત્નીનો સબંધ–પવિત્ર અવર્ણનીય અનુપમ છે. આના સબંધમાં સુપ્રસિદ્ધ અંગ્રેજ કવિ શેકસપીયરે પોતાના 'કીંગજોન' નામના કાવ્યમાં એક કડી લખી છે તેવા જ સમાન અર્થમાં ગુજરાતીમાં સ્વર્ગસ્થ સાક્ષર ગોવર્ધનભાઇએ સ્નેહમુદ્રામાં લખ્યું છે કે......'અન્યોન્ય કેરી ન્યૂનતા પુરે અનુગુણ દંપતી '...તે પ્રમાણે દાંપત્ય સબંધ અન્યોન્ય ન્યૂનતા–અપૂર્ણતા મટાડે તેવો હોવો જોઇએ; તેમ દાંપત્ય સ્નેહ લગ્ન થયા પછી તર્તજ પરિપક્વતાએ પહોંચતો નથી, પરંતુ કાળ ક્રમે તેમાં વૃદ્ધિ થતી જાય છે. દાંપત્ય સ્નેહની પરિપૂર્ણતા અનુભવવાનો માર્ગ બહુ જ વિકટ હોય છે. દુનીયાપરનાં સુખી દંપતીને અનેક પ્રકારના સુખ હર્ષાદિક અનુભવતા જોઇને આકાશમાર્ગે અદ્રશ્ય ઉડતા દેવો પણ ઈર્ષા કરતા હોય તેમ લાગે છે. પરસ્પર નમ્રતા, મધુર હાસ્ય, રસમય વર્તન, સ્નેહયુક્ત વાણી, અને પ્રકૃતિનું ઐક્ય, આ બધાનો અનુભવ એ દાંપત્યધર્મ સૂચવે છે.. ઉભય અન્યોન્યના સુખ દુઃખને વહેંચી લે છે, એક બીજાને સાંત્વન આપે છે, ધૈર્ય દે છે, ઉન્નત કરે છે, પત્ની પતિ તરફ માન, પ્રીતિ, પ્રશંસા, સંતોષ અને હર્ષ-મય ભાવથી જુવે છે. પોતાના હ્રદયના આંતરપટ પતિ આગળ ખોલે છે; પતિ તેની આગળ પોતાના મનના વિચારો, આશા, ભય, વગેરેની વાત કરે છે, અને પત્ની તરફથી તે ઉત્સાહ અને મદદ મેળવે છે. પત્ની પોતાના પતિને નિરંતર રાજી રાખવા યત્ન કરે છે. પોતાનો શાંત, આનંદી, પ્રેમાળ અને આજ્ઞાનુસારી સ્વભાવ પ્રદર્શિત કરીને તે તેના પતિને વશ કરે છે. અને એવી રીતે પોતાનો જ કરી લઇને તે તેને સુખી કરે છે, અને જાતે સુખી થાય છે. રાત દિવસ પત્ની પતિની સેવા કરવા તત્પર સોત્કંઠ બની રહે છે. પોતાનાં ઉચ્ચ સહૃવર્તન દેખાડીને તે પોતાના પતિની કીર્તિને વિશેષ ઉજ્વલ કરે છે. શ્રી હરિલાલભાઇને કાંઇક આવી જ જાતનાં પત્ની

મળી શકયાં છે. આપણા ચરિત્ર નાયક અને તેમનાં ધર્મ પત્ની સૌ. વાલી-બાઈનું દષ્ટાંત પણ કાંઇક આવી જ રીતે અનુકરણીય પુરવાર થયું છે. પરમ સંતોષ અને હર્ષ અનુભવતું આ સુખી યુગલનું દ્રષ્ટાંત અનુકરણીય કેવી રીતે બન્યું તે હવે આપણે તપાસીયે.

શ્રી હરિલાલભાઈનાં પત્ની સૌ. વાલીબાઈ પ્રેમાળ, કાંઈક સ્વરૂપવાળાં, તથા ઉમરમાં એમનાથી સહેજ મોટાં છે. નાની વયે તેઓ સાસરે આવ્યાં હતાં, અને નાનપણથી જ એમના હૃદયનો સ્નેહ શ્રી હરિલાલભાઈ ઉપર ઢોળાવા લાગ્યો હતો. વયની સાથે આ પ્રેમ પણ વધ્યો. યુવાવસ્થામાં આ રસિક દંપતી ઘણી જ નિર્દોષ મજાઓ ભોગવતાં હતાં. પોતાની તબીયત કાંઈ એટલી બધી સારી રહેતી નહોતી. તેમ છતાં શ્રી હરિલાલભાઈની તબીયતની સંભાળ તે બહુ ખંતથી રાખતાં અને હજુ પણ રાખે છે. શ્રી હરિલાલભાઇના સને ૧૯૧૧, સંવત ૧૯૬૭ ના છેલ્લા લાંબા મંદવાડ વખતે સારવાર કરવામાં એકનિષ્ઠાથી એમણે શ્રમ લીધો તે ખરેખર પ્રશંસા યોગ્ય જ હતો. ઉંચી વિદ્યા કે ઉંચી કેળવણીના સંસ્કારથી તેઓ જો કે કાંઇક અંશે વંચિત છે તો પણ જેમ ઉમર વધતી ગઈ તેમ ઘણી સ્રીઓની પેઠે એમને ધર્મ ઉપર આસ્થા વધતી ગઇ અને તેની સાથે જ પોતાના પતિના પ્રયાસથી ધર્મના પુસ્તકોના શ્રવણ તથા વાંચન માટે પણ ઘણી પ્રીતિ તેમને થઇ પડી. જો કે શ્રી હરિલાલભાઇનું લગ્ન બાળ વયે થયું હતું અને તેથી આ લગ્ન થયા પહેલાં જો કે એમાં તેમની સંમતિ સ્વાભાવિક રીતે લેવામાં આવી નહોતી; તેમ છતાં તે ઉપરથી પોતાનાં આ ધર્મ પત્ની ઉપર ગેરવ્યાજબી અણગમો અથવા કોઇ પણ જાતની રીસ રાખવા જેવી દુર્બળતા તેમના ઉમદા અને ઉદાત્ત હૃદયને કદી પરિચિત થઇ નથી. ઊલટું તેને બદલે સૌ. વાલીબાઇને સુખી કરવામાં તથા એમના હૃદયમાં હિતકારક અને પ્રગતિજનક સંસ્કારો રોપવામાં એમણે કાંઈ પણ બાકી રાખ્યું નથી. આપણા ચરિત્ર નાયક સ્રીઓની ઉન્નતિના એક પ્રખર હિમાયતી હોઇને પોતાની ધર્મ પત્નીના હૃદયને તથા મનને ખીલવવા તેમણે ઘણા પ્રયાસો કર્યા છે. પોતાની ઉચ્ચ કેળવણીની શરૂઆતથી જ એમને શીખવવાનું પોતે શરૂ કર્યું હતું. આ સાથે કેટલાંક સહેલાં અને સરળ ધર્મ પુસ્તકો પણ શીખવવા માંડયાં હતાં. અને ફુરસદને વખતે સ્વર્ગસ્થ મહીપતરામનાં લખેલાં પુસ્તકો જેવાં કે સ્વર્ગમો ખજાનો, સ્વર્ગની ચાવી, સ્વર્ગની સીડી, વિગેરે તથા રામાયણ, મહાભારત, શ્રીમદ્ ભાગવત, ગીતા વગેરે પુસ્તકોના વાંચનનો લાભ તેઓ પોતાની ધર્મ પત્નીને આપે જાય છે. આ ઉપરાંત

તેમના મગજમાં પોતાના કુટુંબની તેમ જ પોતાના કેટલાક મિત્રોની તથા કુટુંબની સ્ત્રીઓને જુદા જુદા ઉપયોગી વિષયો શીખવવા માટે સ્ત્રીઓનો એક વર્ગ કાઢવાની તેમ જ પગાર આપી એક સ્ત્રી શીક્ષક રાખવાની યોજના ઘડી કેટલીક મુદત તે અમલમાં પણ મુકી હતી. આ પ્રમાણે સૌ. વાલીબાઇને પોતાની ઇચ્છાનુસાર અક્ષરનું શિક્ષણ આપવાનું જો કે તેમનાથી બન્યું નહીં તો પણ સ્ત્રીઓને લાયકના ધર્મ નીતિનાં પુસ્તકો, કથાઓ, વ્યાખ્યાનો, વગેરેનો એ લાભ લઈ શકે એવી ગોઠવણ કરવામાં તેમ જ પ્રસંગોપાત વાતચીતમાં પોતે સદ્બોધ આપવાની પદ્ધતિ રાખવામાં તો તેઓ જરૂર ફાવી શકેલા છે. આ પદ્ધતિથી સૌ. વાલીબાઇના સંસ્કાર ઘણા જ ઉદાત્ત બની શકયા છે. અને તેથી તેઓ કોઈ કોઇ વાર સ્ત્રીઓના જાહેર મેળાવડાઓમાં પણ હાજર થઇ આગેવાનીભર્યો ભાગ લઈ શકે છે. જ્યારે ગાંધીજી સને ૧૯૧૬ માં અમરેલી પધાર્યા હતા ત્યારે અમરેલીની મહીલાઓની એક સભા થઈ હતી. એ સભાનું કાર્ય ફતેહમંદ બનાવવામાં તેમણે ઘણો જ રસ લીધો હતો તે વખતે જ્યારે મહાત્મા ગાંધીજીએ શ્રી હરિલાલભાઇને ઘેર પધારીને પોતાની મુલાકાત આપવાનું દુર્લભ માન આપ્યું હતું ત્યારે સૌ. વાલીબાઈ સાથે ગાંધીજીએ ઘરના કામકાજ તથા ઘરના માણસોના સ્વાસ્થ્ય વિષે તેમ જ બીજી કેટલીક ગૃહ સંસારને લગતી અગત્યની બાબતો સબંધી વાતો થતાં સૌ. વાલીબાઇના માટે સરસ અભિપ્રાય વ્યક્ત કર્યો હતો. આ ઉપરાંત અમરેલીમાં જ્યારે વડોદરા રાજ્યની માતા સમાન શ્રી મહારાણી સંવત ૧૯૬૮ માં પધાર્યા હતાં ત્યારે અમરેલીની સ્ત્રીઓ તરફથી શ્રીમંત મહારાણી સા. ને જાહેર સત્કાર કરવાનો જે મેળાવડો ભરવામાં આવ્યો હતો તે મેળાવડામાં સૌ. વાલીબાઇએ સમયને ઉચિત વિવેચન કર્યું હતું. તેમ જ સદ્ગત સાક્ષર દામુંભાઇ ડાહ્યાભાઇની જ્યારે અમરેલીથી વડોદરે બદલી થઇ ત્યારે તેમનાં ધર્મ પત્નીને માનપત્ર આપવા સ્ત્રીઓનો જે મેળાવડો થયેલો તેમાં તેમણે અન્યય સ્થાન લીધેલું. આ ઉપરથી સહેજ નવાઈ આવશે કે શ્રી હરિલાલભાઈ પોતાના ઉચ્ચ સમાગમથી પોતાનાં ધર્મપત્નીને કેવા ઉચ્ચ સંસ્કારો આપી શકયા છે. આ પ્રમાણે વાંચકો જોઇ શકશે કે આપણા ચરિત્રનાયકનાં ધર્મ પત્ની સૌ. વાલીબાઈ '**स्त्रीणां हो साहचर्याद् भवंति चेतांसि भर्तृ सदृशानि**'...સ્ત્રીઓનાં મન પણ સમાગમથી પોતાના પતિ જેવાં જ થાય છે. એ વેણીસંહાર નાટકમાંની એક સમયોચિત પંક્તિ પ્રમાણે સર્વ રીતે પોતાના પતિને અનુકૂળ અને અનુરૂપ થઇ શકયાં છે. આવી સદ્ગુણી પત્ની મળવાથી શ્રી હરિલાલભાઈ સંપૂર્ણ રીતે કુટુંબ સુખ પ્રાપ્ત કરી શકે એ સ્વાભાવિક જ છે.

શ્રી હરિલાલભાઇનું પતિ તરીકેનું વર્તન તપાસ્યા પછી હવે આપણે તેમના પુત્ર મંડળ તરફ આવીયે. ગૃહમાં સૌથી વધુ આનંદ આપનારી ચીજ એ પોતાનાં બાળકો છે. ખરેખર બાળકો વિના આ સંસાર શૂન્ય ભાસે છે. પોતાના બાલક પુત્રોની સ્નેહમય મુખાકૃતિ પર ક્ષણવાર પણ દૃષ્ટિ નાખ્યાથી આપણે અવર્ણનીય આનંદ અનુભવીએ છીએ. ખરી રીતે બાલકમાંથી મનુષ્ય યુવક થાય છે. આપણી બાલ્યાવસ્થા ઘણીવાર આપણી યુવાવસ્થાનું ભવિષ્ય સૂચવે છે. બાળકો આપણી વૃદ્ધાવસ્થામાં આપણને આનંદ આપે છે. પોતાના નાજુક હાથ વડે. તે આપણાં કપડાં ખેંચતાં આપણી આસપાસ વીંટલાઇ જાય છે. બાળક વિનાનું વૃદ્ધ યુગલ નક્ષત્ર વિનાના શશિ સમાન છે. બાલ્યાવસ્થામાં બાળકની આપણે આપણા ગૃહમાં સંભાળ રાખીએ છીએ, આપણી નજર નીચે તેમને કેળવીએ છીએ, તેમને સાંત્વન આપીને અને ઉત્સાહ દેખાડીને આપણે તેમને આપણી છાતી સરખા દાબીએ છીએ, અને તેઓ યુવાવસ્થાએ પહોચતાં દુનીયાના યુદ્ધમાં વિજયી નિવડે તેવા બનાવવા આપણે યત્ન કરીએ છીએ. પોતાના પુત્રો સંબંધી આવા યત્નો કરવામાં શ્રી હરિલાલભાઈએ કેવી કેવી જેહમતો ઉઠાવી છે તે હવે આપણે જોઇએ. બધા મળીને ૭ સાત પુત્રોમાંથી શ્રી હરિલાલભાઈને હાલ પાંચ પુત્રો રહ્યાં છે. બે પુત્રો બાળવયમાં જ મૃત્યુ પામ્યા હતા. આ પાંચ પુત્રોમાં સૌથી મોટા પુત્રનું નામ વિઠલદાસ છે. વિઠલદાસનો જન્મ સને ૧૮૯૭ માં થયો હતો. બીજા પુત્ર લક્ષ્મીદાસ સને ૧૯૦૫ માં, ત્રીજા પ્રભુદાસ સને ૧૯૦૭ માં, ચોથા મનુભાઇ સને ૧૯૦૯ માં, અને પાંચમા મનસુખલાલ સને ૧૯૧૪ માં જનમ્યા હતા. શ્રી હરિલાલભાઇના સૌથી મોટા ચિ. વીઠલદાસ હાલ ૩૧ વરસના છે, પોતાના પિતાશ્રી માટે એમના હૃદયમાં અત્યંત સ્નેહ તથા પૂજ્યભાવ છે. શ્રી હરિલાલભાઇ એમને જોઇતી છૂટ આપવામાં જો કે ભાગ્યેજ પાછી પાની કરે છે, તો પણ એમની ઉત્સાહી તથા જુસ્સાદાર પ્રકૃતિમાં વિશેષ વ્યવહારિક તેમજ સાત્વિક ગુણો ઉમેરવાનો પ્રયાસ કરવાનું તેઓ કદી ભુલ્યા નથી. આ હેતુથી દરેક પુત્રોનાં શરીર, મન તથા હૃદય ત્રણેની કેળવણી પાછળ તેમણે ઘણું ધ્યાન આપ્યું હતું. અને હજુ પણ તેઓ આપેજ જાય છે. મોટા પુત્ર વિઠલદાસે અંગ્રેજી પાંચમા ધોરણ પછી નિશાળ છોડી દીધી. તેના મનનું વલણ વ્યાપાર તરફ વિશેષ દોરાયું અને તેથી તેમને વ્યાપારની કેળવણી આપવા માટે શેઠ જમનાદાસ ગોકલદાસની દુકાને મુકયા. જ્યાં તેમણે ધંધાનું સારું જ્ઞાન

મેળવ્યું છે. અને કાઠીયાવાડના ઘણા ખરા શહેરોમાં ધંધાને અંગે તેમને જવું આવવું થાય છે. વેપારી આલમમાં તેમણે નીતિ, પ્રમાણિકતા તથા સુજનતા માટે સારું નામ મેળવ્યું છે. સને ૧૯૨૬ ના એપ્રિલથી તેઓને વડોદરા રાજ્યના આડવા બંદરની ખીલવણીના કામે વેપારીઓને સમજુત આપી એ બંદરે માલ ઉતારવા તથા મોકલવા સમજુત કરવા વેપાર ઉદ્યોગ ખાતાએ માસીક રુ. ૧૨૦ ના પગારથી નીમ્યા હતા. તેમના બીજા પુત્ર લક્ષ્મીદાસ પણ અંગ્રેજી સાતમા ધોરણ સુધીનો અભ્યાસ ચાલુ કર્યો પછી કાનના દરદને લઇને ડૉક્ટરી સલાહને લીધે તે વધુ આગળ ચાલી શકયા નહીં. આમ હોવાથી શ્રી હરિલાલભાઇએ લક્ષ્મીદાસને પણ વેપારી લાઈનમાંજ કમીશન એજન્ટની દુકાન શરૂ કરાવી ગોઠવી દેવાનું પસંદ કર્યું છે. ત્રીજા પુત્ર પ્રભુદાસ હાલ બી. એસ. સી. નો સાયન્સ લાઇનનો અભ્યાસ વડોદરાની આર્ટસ કૉલેજમાં કરી સને ૧૯૨૭ માં પાસ થઇ હાલ રૉયલ ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સમાં એમ. એસ. સી. નો તથા પહેલી એલ. એલ. બી. નો અભ્યાસ કરે છે. ત્રણે પુત્રોનાં લગ્ન જુદે જુદે ઠેકાણે જ્ઞાતિના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને ત્યાં થઇ શકયા એ વાત શ્રી હરિલાલભાઈના કુટુંબની ખાનદાની અને પોતાની ઉચ્ચ પ્રતિષ્ઠાનું યોગ્ય ભાન કરાવે છે. આપણા ચરિત્ર નાયકના ચોથા પુત્ર મનુભાઇ વડોદરા કૉલેજમાં ઇન્ટર આર્ટસનો અભ્યાસ કરે છે. જ્યારે પાંચમા પુત્ર મનસુખલાલ કે જેની ઉમર હજુ ઘણી જ નાની છે તે અંગ્રેજી બીજા ધોરણનો અભ્યાસ કરે છે. પોતાના આ પુત્રોના મન ઉપર ઉચ્ચ ગુણો અને વૃત્તિઓ ઠસાવવાની શ્રી હરિલાલભાઇએ ઘણી કાળજી લીધી છે. એક તો એ કે શરીર સુધારવું, બીજું વહેવારકુશળ થવું, ત્રીજું બનતા સુધી નોકરીના ધંધામાં ન પડવું, ચોથું જો બની શકે અને સંજોગો સાનુકૂળ હોય તો સ્વદેશપ્રેમી થવું અને પાંચમું નીતિમય થવું. ઘણી વખતની વાતચીતમાં પિતાના પુત્રો તરફ શું ધર્મ છે તે સબંધે તેમના ( શ્રી હરિલાલભાઇના ) વિચારો નીચે મુજબ માલુમ પડયાં છે.

“પિતાની ફરજ એવી હોઈ શકે કે પોતાના પુત્રોને કેળવણી આપવી ને બનતાં સુધી તેનું શરીર સુદૃઢ થાય તેની કાળજી રાખી તેમને ધંધે ચડાવી દેવા. પુત્રોના ઉપયોગ માટે દોલત મુકતા જવાની પોતે ફરજ માનતા નથી.”

પ્રકરણ ૭ મું:

## સ્નેહી સંબંધીઓ પ્રત્યે વર્તન.

શ્રી હરિલાલભાઇના ગૃહજીવન સબંધી યથોચિત વિવેચન કર્યા બાદ હવે સ્નેહી સંબંધી રૂપે તેમનું જીવન કેવું જણાયું છે તે વિષે અમે કેટલીક જાણવા જેવી હકીકત રજુ કરીશું. શ્રી હરિલાલભાઇનું કુટુંબ ભેળું હોવાના કારણે તેમ તેમના સગાં વહાલાંની સંખ્યા મોટી છે તેમ ધારાશાસ્ત્રી તરીકેનો ધંધો અને તેમાં મેળવેલી સારી પ્રતિષ્ઠા તેમજ સાર્વજનિક કામોની અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લેવાના કારણથી જ્ઞાતિરત્ન, રાજરત્ન, અને પ્રજારત્ન તરીકે મેળવેલી અનુપમ લોકપ્રિયતા એ બધા કારણોને લઇને એમના સમાગમમાં આવનારા સ્નેહીઓની સંખ્યા પણ તેટલી જ મોટી થઇ શકી છે. તેમના આ સ્નેહી સંબંધીઓમાં નામાંકિત અને પ્રખ્યાત એવી વ્યક્તિઓ પુષ્કળ છે. આ સ્નેહી સંબંધીઓ તરફ શ્રી હરિલાલભાઇનું હૃદય હમેશાં શુદ્ધ સ્નેહભાવ અને હેતાળ ઉમળકાથી જોતું આવ્યું છે. પોતાના સંબંધીઓના હિતની કાળજી રાખી પ્રસંગોપાત તેઓને હળ્યા મળ્યાનો બને તેટલો લાભ દેવો, અને પોતાની સલાહ વગેરેની જોઇએ તેટલી મદદ આપવી અને પોતાના સ્નેહીઓના સુખદુઃખમાં બને તેટલો ભાગ લેવો, તેઓની જુદી જુદી પ્રવૃત્તિઓથી માહીત રહેવું, તેઓના સમાગમમાં વખતો વખત આવીને તેમનું ઉપયોગી સત્વ ખેંચી લેવું એ શ્રી હરિલાલભાઇનું પોતાના સ્નેહી સંબંધી તરફનું ધોરણ છે. બાંધેલી પ્રેમગાંઠ ટકાવી રાખવામાં તે હમેશ પ્રયત્નશીલ રહે છે. તેમની સાદાઇ, સૌજન્ય, નિરાભિમાનતા, સત્યતા, સેવાવૃત્તિ, કોમળ હૃદય તેમના સમાગમમાં આવનારાઓના હૃદય ખેંચી લે છે. કુમાર અવસ્થાથી શ્રી ચત્રભુજભાઈ વકીલ, શ્રી જેઠાભાઇ પટેલ, શ્રી અંબાઇદાસ પટેલ, શ્રી મણીલાલ નાણાવટી, શ્રી રણછોડદાસ પરીખ, વગેરે સાથે બંધાએલ પ્રેમગાંઠ હજી જેવીને તેવી જ છે. યુવાન અવસ્થામાં શ્રી ગીરધરલાલભાઇ વકીલ, શ્રી મોતીલાલ દેશાઇ, શ્રી ડાહ્યાભાઇ નાયક, શ્રી માધવરાવ શીતોળે, શ્રી મોહનલાલ પરીખ, શ્રી હરગો-

વિંદદાસ વકીલ, શ્રી કરસનદાસ ચીતળીઆ, શ્રી મણીલાલ શાહ, વગેરે સાથે અરસ્પરસ નિર્દોષ પ્રેમ સરિતા હજી વહ્યા કરે છે. મોઢ જ્ઞાતિના સુપ્રસિદ્ધ ગૃહસ્થો સર પુરૂષોત્તમદાસ, શ્રી રણછોડલાલ પટવારી, શ્રી સુખલાલભાઇ, શ્રી ડાહ્યાભાઇ વોરા, શ્રી ભીખાભાઇ પરીખ વગેરે સાથેનો સ્નેહ સબંધ નિર્મળ અને ગાઢ છે. તેમના નજીકના સગા શ્રી લલ્લુભાઇએ સં. ૧૯૬૭ની માંદગીમાં તેમની કરેલી ઉત્તમ સારવાર અને ગોરધનદાસની મુંગી શુભ લાગણીઓ શ્રી હરિલાલભાઇને હજી યાદ છે અને આ બન્ને તરફ તેમનું હૃદય પ્રેમભીનું છે. વકીલ, ડોકટર, દેશભક્તો, સમાજસેવકો, શાસ્ત્રીઓ, વેપારીઓ, સાક્ષરો, લેખકો અને અધિકારી વર્ગોમા તેમના મિત્રોની એટલી બધી તો મોટી સંખ્યા છે કે તેનુ વર્ણન કરવામા પાનાના પાના ભરાય. પરંતુ એટલું જ કહી વીરમશું કે તેમનું નિખાલસ હૃદય અને સાદાઈ એ તેમના તરફ બધાનો સદ્ભાવ અને પ્રેમ લોહચુંબક માફક આકર્ષે છે.



## પ્રકરણ ૮ મું : જ્ઞાતિસેવા

માણુસ જ્યારે જાત ભાઇઓની સેવા કરે છે ત્યારે તે દેવના જેવા થાય છે.

સિસેરો.

શ્રી હરિલાલભાઇનું ગૃહ જીવન તથા સબંધી રુપે જીવન કેવું હતું તે જોયા પછી તેમની જ્ઞાતિ પ્રત્યે તેમનું વલણુ તથા વર્તન અર્થાત્ જ્ઞાતિ પ્રતિની તેમની સેવા કેવા સ્વરુપમાં અને કેટલી હતી તે સબંધીની કેટલીક અગત્યની હકીકત અમે આ પ્રકરણુમાં જણુાવીશું.

આપણુા ચરિત્ર નાયકે એલ, એલ, બી. ની પરિક્ષામાં ફતેહ મેળવીને તુર્તજ વકીલાતનો ધંધો શરુ કરવાની સાથે જ સમાજ સેવા તરફ પોતાનું લક્ષ દોડાવ્યું. સમાજ સેવા સબંધી આ સ્થળે વાચકોનું લક્ષ અમે દોરવવા માગતા નથી. કારણુ કે પ્રશ્ન ખ્લાયદોજ ચર્ચરો બાકી રાખ્યો છે. અમે તો શ્રી હરિલાલભાઇની જ્ઞાતિ સેવાનુંજ યથોચિત ધ્યાન કરવાનું રાખ્યું છે. આપણુા ચરિત્ર નાયકનો કર્મ યજ્ઞ પોતાની જ્ઞાતિની સેવાથી શરુ થાય છે. પોતાની જ્ઞાતિ માટે એમને ઉચ્ચ અભિમાન અને ગૌરવ છે. પોતાની જ્ઞાતિના આગેવાન તથા અતિ પ્રખ્યાત એવા ઘણાખરા જ્ઞાતિરત્નોસમા મનુષ્યો સાથે એમણે ઘણોજ સરસ અને નીકટ સબંધ સાચવી રાખ્યો છે.

### મોઢ શુભેચ્છક મંડળ અને કેળવણી ફંડ.

શ્રી હરિલાલભાઇએ પોતાની જ્ઞાતિના જુદાં જુદા સ્થળની દરેક સંસ્થાઓ અને પરિષદોમાં ઘણો જ આગેવાનીભર્યો ભાગ લીધો છે. પોતાના વતનમાં પણુ પોતાની જ્ઞાતિના દરેક હિતકારી કાર્યોમાં તેઓએ ચેતન અને ઉત્સાહના ઉદધિઓ ઉછળાવ્યા છે. સને ૧૯૭૦ ની સાલમાં પોતાના વતન અમરેલીમાં તેઓએ અમરેલી મોઢ શુભેચ્છક મંડળ એ નામની એક જ્ઞાતિ સંસ્થા જ્ઞાતિના કેળવાયેલા યુવકોને સાથે લઇને સ્થાપી હતી. જો કે આ મંડળ અત્યારે અંગભંગ પડી ભાંગ્યું છે તો પણુ એ મંડળ જેટલી મુદત

સુધી ચાલ્યું તેટલી મુદત સુધી એ મંડળને પોતાના તરફથી તન મન અને ધનથી તેઓએ સંગીન મદદ કરી હતી. મંડળના સભ્યોને જ્ઞાતિ હીતના દરેક કાર્યોમાં ઉત્તેજન આપી લાભદાયી સૂચનાઓ વખતો વખત આપતા રહીને તેઓની સભાઓમાં વખતો વખત હાજરી આપીને શ્રી હરિલાલભાઇ એ મંડળની ઘણીજ કીમતી સેવા બજાવી શકયા હતા. આ મંડળને અંગે તેઓએ અમરેલી મોઢ કેળવણી ફંડ ઉપસ્થિત કરીને જ્ઞાતિના વિદ્યાર્થીઓને કેળવણીનો લાભ ઘણી જ સંગીન રીતે મળે તે સારુ એક સારી રકમ એકઠી કરવામાં તનતોડ જહેમત ઉઠાવેલી છે.

## ભોજનગૃહ અમરેલી.

સં. ૧૯૭૪ માં શ્રી હરિલાલભાઇએ પોતાની જ્ઞાતિ માટે એક ભોજન ગૃહ ઉપસ્થિત કરવાના કાર્યમાં રા. ઓધવજીભાઇ સાથે ઘણો જ આગેવાની-ભરેલો ભાગ લીધો હતો. પોતાનાં જ્ઞાતિ ભાઇઓને આવા એક ભોજન ગૃહ બદલની જે મુશ્કેલીઓ નડતી હતી તે દુર કરવા સારુ તેમણે જાત મહેનતથી ભોજન ગૃહની જમીન વેચાણથી મેળવી લેવાના કાર્યને કુનેહભરી રીતે ફતેહ-મંદ બનાવી આપ્યું. આજે તેમની એ કીમતી સેવાના પરિણામે તેમના વતનના જ્ઞાતિ ભાઇઓ પોતાના આ ભોજન ગૃહની એક ભવ્ય ઇમારતમાં ભોજન અને રસોઇની સગવડતા મેળવવા અને કોઇ જાહેર સંસ્થાઓએ યોજેલા સંમેલનોમાં બહાર ગામથી આવનાર પરોણાઓને સુવા બેસવાની તેમજ ખાવા પીવાની સગવડતા કરી આપવા ભાગ્યશાળી થઇ શકયા છે.

## મોઢ યુવક મંડળ.

સં. ૧૯૭૫ ની સાલમાં એટલે કે તારીખ ૩. ૩-૮-૧૯ના રોજ શ્રી હરિલાલભાઇએ પોતાના વતનમાં જ્ઞાતિ યુવકો માટે ફરી એક વાર મોઢ યુવક મંડળ એ નામની સંસ્થા ઉપસ્થિત કરવા ખાસ શ્રમ લઇ પહેલ કરી. આ મંડળની ઘણીખરી સભાઓમાં નિયમસર હાજર રહી મંડળના સભ્યો સમક્ષ કેળવણી, કન્યા વિક્રયની બદી, બાળ લગ્નનો નિષેધ, લગ્ન તથા મરણ પ્રસંગના અસહ્ય ખરચોથી થતી જ્ઞાતિની અધોગતિ વગેરે જ્ઞાતિ હિતના વિષયો ઉપર ઘણા જ અસરકારક અને બોધદાયક ભાષણો આપ્યાં હતાં.

## ગોળ પરિષદ.

આ ઉપરાંત સને ૧૯૨૪ ની સાલમાં એટલે કે તા. ૨૧-૨-૨૪ ના રોજ અમરેલીમાં ભરાયેલા ૨૪ તાલુકાના મોઢ વણિક સંમેલનમાં શ્રી હરિ-

લાલભાઇએ સારો ભાગ લીધો હતો. આ સંમેલનના સન્માનકારિણી સમિતિના પ્રમુખ શ્રી હરિલાલભાઇજ હતા. આ પ્રસંગનું તેમનું ભાષણ ઘણુંજ સાવધાનીભર્યું અને ઉચ્ચ ( Restrained & Dignified ) લેખાયું હતું. અને ખાસ નોંધવા જેવી બાબત તે પ્રસંગે એ હતી કે અમરેલી શહેરના જુદી જુદી કોમોના પ્રતિષ્ઠિત અગ્રગણ્ય પુરુષો પણ હાજર હતાં. શ્રી હરિલાલભાઇના તે પ્રસંગના ભાષણનો સાર નીચે પ્રમાણે છે.

"આ પ્રાંતમાં આપણી કોમની સંખ્યા બહુ જ જુજ છે. છતાં ઉત્કર્ષને માટે બનતો સારો હિસ્સો તે આપે જાય છે. જ્યાં સુધી આપણી જ્ઞાતિમાં પ્રસરી રહેલ સડો દુર કરવામાં નહીં આવે ત્યાં સુધી રોગ વધતો જ જશે. ગોળ બાંધવાની પ્રવૃત્તિ પચીસ વરસ પહેલાં ઘડાયેલા જ્ઞાતિ બંધારણ અને વ્યવસ્થા કાબુમાં રાખી શકાય તેટલા માટે થયેલી હોવા છતાં સડો ઓછો થયો ન હોય તો ગોળનો હેતુ સચવાયેલો ગણાય નહીં ભ્રાતૃભાવ રહે નહીં ત્યાં સુધી ઉદ્ધાર થઇ શકે નહીં. જો તમે જ્ઞાતિનું અહિત થાય તેવા પગલા લેવામાં ભાગ લેશો તો તે પાપ જેવું તેવું નથી. શુદ્ધ દાનત સિવાય કોઇ પગલાં લેવા તેના કરતાં ઘેર બેસી રહેવું એ વધારે સારૂં છે. મહાત્મા ગાંધીજી આપણી કોમના છે. તેમના જ્ઞાતિબંધુ તરીકે હોવાનો આપણે દાવો કરતા હોઇએ તો આપણે આપણું વર્તન સુધારવું જોઇએ. આપણામાં કન્યા વિક્રય થાય છે, પાંચ પાંચ અને સાત સાત હજાર રૂપીયા લેવાય છે. તેનો શાસ્ત્રો પોકારી પોકારીને નિષેધ કરે છે. આવા કામ કરનાર સાથે અસહકાર ન થાય ત્યાં સુધી બધું વ્યર્થ છે. વેશવાળ પરણેતરનાં ખરચો ઉપર અંકુશ મુકવાની જરૂર છે. ઝારશાહીને હાંકી કાઢી વ્યવહારૂ સ્વરૂપ આપો. પીનલકોડ માફક કાયદા ( ધારા ) છે તો સાથે પોલીસખાતું પણ દાખલ કરો. ઇરાદાપૂર્વક પક્ષપાત થાય તો તેના જેવું બીજું એક પણ પાપ નથી. ગોળને ક્ષય તો લાગુ પડેલો છે. અને સર્જનની પરીક્ષામાં તે ત્રીજે સ્ટેજે પહોચ્યો છે તો બાઝી મરવું નકામું છે. સંગઠ્ઠનના આ જમાનામાં ગોળના ધારા ધોરણો કબુલ કરે તેને ગોળમાં ભેળવવા જોઇએ. આ દુનીયામાં જેનો મોટો જથો હશે તેના હાથમાં સત્તા રહેશે. મુસલમાનોના સંઘબળ તથા હિંદુઓની અવ્યવસ્થાની સરખામણી કરી જુઓ. ગોળના બંધારણમાં કેળવણીને સ્થાન નથી. તે માટે માર્ગ કાઢવો જોઈએ. જો દઢ મનથી કુંદન તરીકે રહેવું હોય તો એવી યોજના ગોઠવો કે જેથી કુંદન કાઢવાનો રસ્તો સહેલો થાય. કેળવણી સારી હશે તો નિયમ વિરૂદ્ધના ગુન્હાનું પ્રમાણ ઓછું થશે. આપ સર્વે ભાઇઓ ડહાપણ, બુદ્ધિ વગેરેનો

ઉપયોગ કરી બ્યાજબી કાર્યો કરશો. શારીરિક ખીલવણી કરવાની પણ જરૂર છે. બાળ લગ્ન જો કે ઓછાં થતાં જાય છે છતાં દરેક વ્યક્તિએ હાલની જે ઉમરે લગ્ન થાય છે તેમાં ઉમરનીયત્તાનો વધારો કરવાની જરૂર છે. છેવટે આપ સર્વ નિષ્પક્ષપાતપણે જેમ બને તેમ જલ્દીથી ફતેહમંદી સાથે આ કામ પાર ઉતારશો એવી આશા રાખું છું."

## વતનની જ્ઞાતિ પ્રતિ.

વળી આ સિવાય પોતાની જ્ઞાતિના મહાજન તરફથી બોલાવાતી મહત્ત્વની સભાઓમાં શ્રી હરિલાલભાઈ વખતો વખત હાજરી આપે છે અને એ સભાઓમાં જ્ઞાતિ વિષયક કોઈ ચર્ચાસ્પદ સવાલોનો સંતોષકારક નીવેડો લાવવાના કાર્યને સરળ અને સંતોષકારક બનાવવા સારૂ પોતાના જ્ઞાતિ બંધુઓને અતિ ઉપયોગી સલાહ આપવાનો અલભ્ય લાભ આપે છે. અમરેલીમાં રહેતા પોતાના લગભગ દરેક જ્ઞાતિ બંધુઓને શ્રી હરિલાલભાઇની સોબત એક ઉંચા પ્રકારનો આનંદ આપનારી થઈ પડી છે. એમની કીમતી સલાહ મેળવવા પોતાની જ્ઞાતિના અનેક સુખીયા દુખીયા બંધુઓ હર હમેશ આવ્યા કરે છે અને તે સર્વને માટે આપણા ચરિત્ર નાયકના ઘરના બારણાં સદા ખુલ્લાં જ રહેલાં માલુમ પડયાં છે. પોતાના વતનના જ્ઞાતિ બંધુઓ માટેની તેમની આ બધી નિઃસ્વાર્થ અને કીમતી સેવા જોતાં શ્રી હરિલાલભાઇનું ઠરેલ, મિલનસાર અને પ્રોત્સાહક વ્યક્તિત્વ પોતાના જ્ઞાતિબંધુઓ વચ્ચે એટલું તો લોકપ્રિય થઈ પડયું કે તેમના આ જ્ઞાતિ બંધુઓએ તેમને બે જુદા જુદા પ્રસંગો ઉપર માનપત્રો આપ્યાં હતાં. જ્યારે શ્રી હરિલાલભાઇ વડોદરા રાજ્યની ધારાસભાના એક લોકજ્ઞ સભાસદ ચુંટાયા હતા તે વખતે એટલે કે સને ૧૯૦૮ માં એક માનપત્ર અપાયું અને બીજું જ્યારે તેઓને વડોદરા નરેશના જન્મ દિવસ પ્રસંગે વડોદરા શહેરમાં તારીખ ૨૨-૩-૧૯ ના રોજ ભરાયેલા દરબારમાં રાજરત્નનો ચાંદ આપવામાં આવ્યો હતો ત્યારે તે બદલનું માનપત્ર સને ૧૯૧૯-૨૦, સંવત ૧૯૭૬ ની સાલમાં અપાયું હતું. આમાંનું સં. ૧૯૭૬ નું માનપત્ર નીચે મુજબ છેઃ-

અમારા દેશ રત્ન, નગર રત્ન, જ્ઞાતિ રત્ન અને કુટુંબ રત્નને શ્રીમંત મહારાજા સાહેબે એક દક્ષ પરીક્ષકની સચોટ દૃષ્ટિ વડે શોધી કાઢી રાજ રત્ન બનાવ્યા તેથી અમો આપના જેટલું જ અભિનંદન શ્રીમંત મહારાજા સાહેબને પણ આપવા તક લઇએ છીએ.

આપની ભાવિ ઉન્નતિનાં કાલ્પનિક ચિત્રો આપના વિદ્યાર્થી જીવનમાં જ અમો જોઇ રહ્યા હતા. મરહુમ મી. ગ્લેડસ્ટનના જીવનનો અભ્યાસી

યુવક અમરેલીમાં જન્મવાથી એટલા મહાન પદે ન પહોંચે, પરંતુ ચારિત્ર અને લોક સેવાના વિકટ માર્ગોમાં તો લગભગ તેટલોજ યથસ્વી નીવડ્યો છે એ વાત હવે તો અમારી જ્ઞાતિ કે અમરેલી ગામ જ નહીં પણ આખું કાઠીયાવાડ તથા વડોદરા રાજ્ય સુદ્ધાં સ્વીકારી ચુક્યું છે. સરલ જીવન અને ઉન્નત મનન જેવા મોંઘા મંત્રની દીક્ષા લઇને આપે ઘણા વરસોથી ધારા સભા, સુધરાઈ, પ્રાંત પંચાયત, મહાલ પંચાયત, વગેરે અર્ધ રાજકીય સંસ્થાઓ પેઢેજ, સેવક મંડળ, કિંડર ગાર્ટન, લાયબ્રેરી, સ્ત્રી હુનર ઉદ્યોગ-શાળા વગેરે ઉછરતી પ્રજાકીય સંસ્થાઓમાં આપનું જીવન ઓતપ્રોત કરી દીધું છે. એટલુંજ નહીં પણ આપણી જ્ઞાતિની પ્રવૃત્તિઓ પણ મુખ્યત્વે આપનાજ પ્રયાસનું ફળ છે એ કહેવાની જરુર નથી.

માતાને પોતાના બાળક તરફ સ્વાભાવિક પ્રેમ હોયજ. પરંતુ એ બાળક જ્યારે આવી ઉચ્ચ વિભૂતિઓથી વિભૂષિત હોય ત્યારે તો પ્રેમ સાગરની લહેરો ઓર ઉછળે. એ ન્યાયે આપણી જ્ઞાતિ ગંગા પોતાના પ્રેમને આ રીતે વ્યક્ત કરવા ઇચ્છે એ યોગ્ય છે.

છેવટે આપને એક વખત ફરીથી અભિનંદન આપતાં અમો હરિ પાસે એટલું યાચીએ છીએ કે હરિલાલની દિન દિન ચઢતી કળા રહે અને આપ સહ કુટુંબ પરિવાર દીર્ઘાયુષ અને આરોગ્ય ભોગવો. અસ્તુ.

| અમરેલી<br>સંવત ૧૯૭૯ | લી. અમો છીએ<br>આપના જ્ઞાતિભાઇઓ |
|---|---|

આ પ્રમાણે પોતાની જ્ઞાતિ તરફથી એનાયત થયેલાં આવાં વિરલ માનપત્રો, અને એ રીતે જ્ઞાતિ તરફથી જળવાતું તેઓશ્રીનું માન, એ તેઓ એક અમૂલ્ય અને અસાધારણ જ્ઞાતિ રત્ન છે તેના સબળ પુરાવારુપ છે. અનેક નિરાધાર તેમજ દુઃખી જ્ઞાતિજનો જેના ઔદાર્યથી પોતાની દુઃખદ સ્થિતિ-માંથી ઉગરવા પામ્યા છે તેવી એક મહાન્ જ્ઞાતિહિત માટે સદાય તત્પર વ્યક્તિને આ પ્રમાણે માનપત્રો એનાયત કરવાનું માન આપીને શ્રી હરિલાલભાઇના જ્ઞાતિ બંધુઓએ પોતાની જાતનેજ એક જાતનું અપ્રતિમ માન આપ્યું છે.

આ પ્રમાણે પોતાના વતનના જ્ઞાતિબંધુઓની યથાશક્તિ અને યથા-મતિ પ્રમાણે વિવિધ પ્રકારની સેવા બજાવી પોતે સંતોષ માની શ્રી હરિલાલભાઇ બેસી રહ્યાં નથી પરંતુ એક સાચા ને સર્વ દેશી ભાવનાવાળા જ્ઞાતિ હિતેચ્છુને શોભે તેમ પોતાની શક્તિઓ પોતાના વતનની બહારના જુદા જુદા સ્થળોના જ્ઞાતિ બંધુઓનાં દરેક હિતના કાર્યો કરવામાં વાપરવી

એ પોતાનું કર્તવ્ય છે, એમ તેઓ સમજે છે. પોતાની જ્ઞાતિમાં સંપની વૃદ્ધિ થાય, અરસપરસ વિચારોની આપ–લે કરવામાં સહિષ્ણુવૃત્તિ જળવાય, કન્યા વિક્રય અને બાળ લગ્નના કુરીવાજો નાબુદ થાય, અને એ પ્રમાણે દરેક રસ્તે પોતાની જ્ઞાતિ ઉન્નત થઈને સમૃદ્ધ અને કીર્તિવંત બને, તેવી આપણા ચરિત્ર નાયકને તીવ્ર ઇચ્છા છે. અને તે ઇચ્છા ફળીભૂત કરવા તેઓ તન-તોડ મહેનત વારંવાર ઉઠાવે છે. આવીજ ઇચ્છા અને લાગણીથી દોરવાઇને પોતાની જ્ઞાતિના જુદા જુદા સ્થળોના જુદા જુદા સંમેલનોમાં આગેવાની-ભર્યો ભાગ લઈ પોતાની પ્રખર શક્તિઓ જ્ઞાતિ હિતના વિવિધ વિષયોમાં તેઓએ કેવી અસરકારક રીતે કામે લગાડી છે, તે સબંધીના જે જે જાણવા જેવા અને બોધ આપે એવાં ઉદાહરણો અમને મળી આવેલાં છે તે તે ઉદાહરણોનું વિવેચન જે અમે આ સ્થળે કરવા યોગ્ય લેખ્યું છે તે ઉપર વાંચકો લક્ષ આપશે એવી આશા છે.

## ચોત્રીશ તાલુકાની (ગોળ) પરિષદ.

સં. ૧૯૬૫ માં કાઠીયાવાડના રાણપુર શહેરમાં મોઢ જ્ઞાતિનું એક સંમેલન ભરાયેલું હતું. આ સમયે જ્ઞાતિના ગોળની અંદરના સર્વ તાલુકાના પ્રતિનિધિઓ પ્રસ્તુત સંમેલનમાં હાજર થયા હતા. આ સંમેલનમાં ચર્ચાના વિષયો તથા જ્ઞાતિ વિષયક બાબતના સંખ્યાબંધ ફેંસલા કરવાનું કામ એટલું બધું અસાધારણ હતું કે જુદા જુદા વિષયોના ફેંસલા કરવા જુદી જુદી કમીટીઓ યોજીને તેના જુદા જુદા પ્રમુખો નીમવામાં આવ્યાં હતા. બધા મળીને પાંચ પ્રમુખો હતા તેમાં શ્રી હરિલાલભાઇને આ સંમેલનના એક પ્રમુખ તરીકેનું વિરલ માન મળ્યું હતું. રાજકોટના મોઢ વણિકોને જામનગર કન્યા આપવાની છુટ જારી રાખવી કે નહીં, તેમ જ્ઞાતિના બંધારણ તથા ધારા ધોરણો તોડવાના ગુન્હાઓ માટે કેવાં પગલાં લેવાં, કાશીકરણવાળા કેસ માટે શી વ્યવસ્થા કરવી, વીરમગામ તથા ઉપલેટાના મોઢ વણિકોને ગોળમાં ભેળવવા કે નહીં, વગેરે વિષયોની ચર્ચા હાથ ધરવામાં આવી, ત્યારે જુદા જુદા સભ્યોએ એવો તો ભારે ઉહાપોહ કર્યો કે આ સંમેલનમાં કદાચ ફાટફુટ પડી તે ભાંગી પડશે એવી દહેશત કેટલાક દુરંદેશ અને શાંતિપ્રિય આગેવાનોને લાગવા માંડી. આ દુરંદેશ અને શાંતિપ્રિય આગેવાનોમાં આપણા ચરિત્ર નાયક સ્વાભાવિક રીતે જ સૌથી મોખરે હતા. વાદ વિવાદનું સ્વરુપ ઘણુંજ ગંભીર અને ચિંતાજનક દેખાવા લાગ્યું. આ સમયે સમાધાની કરાવવા એક કાબેલ અને ન્યાયવૃત્તિવાળા આગેવાનોના ડહાપણ અને સમયસૂચકતાપણાની

બુદ્ધિની જરુર પડી. આ જરુરીઆત પુરી પાડવાને માટે આપણા ચરિત્ર નાયક શ્રી હરિલાલભાઇ હાજર હતા. તેઓને લાગ્યું કે આ ધાંધલમાં વચ્ચે પડીને કુસંપ અટકાવવા માટે સાહસ અને હીંમત કરનાર વ્યક્તિની રાહ જોયા કરવાથી મામલો કદાચ હાથથી છટકી જશે માટે હવે ઢીલ કર્યા વગર મારે પોતાનેજ સંમેલનના એક સુકાની તરીકે ઝંપલાવવું જોઇશે. આ વિચારને અમલમાં મુકવા તેઓએ તુર્તજ સમયસૂચકતા વાપરીને બેઉ પક્ષકારોને પોતાનું બોલવું શાંતિથી સાંભળીને યોગ્ય સમાધાન કરી લેવા પોતાના પ્રમુખસ્થાનથી જરા આગળ આવીને આગ્રહભરી વિનંતિ કરી. વિનંતિનો સત્વર સ્વીકાર થયાથી તેઓએ પોતાના સમર્થ ભાષણમાં એવીતો કુનેહભરીરીતે ન્યાયી અને નિષ્પક્ષપાત સૂચનાઓ એ સમિતિ સમક્ષ રજુ કરી તેથી સભામાં શાંતિ પથરાઈ અને પ્રમુખસ્થાનેથી રજુ કરાયેલી સૂચનાઓ મુજબ સર્વ આગેવાનોએ કાર્ય આગળ ચલાવવા કબુલાત આપી. સભામાં આવી રીતે શાંતિ પથરાયાથી શ્રી હરિલાલભાઇ ગોળ વિરુદ્ધના લગભગ ૨૦૦ થી ૨૫૦ જેટલા ગુન્હાઓનો ફેંસલો કરાવી લેવામાં ફતેહમંદ થઇ શકયા. આ પ્રસંગે કુસંપ અને ફાટફુટ અટકાવવામાં તેમજ સંમેલનનું સર્વકાર્ય નિર્વિઘ્ને પાર પાડવામાં શ્રી હરિલાલભાઇએ પોતાની જે ન્યાયવૃત્તિ, કાબેલ્યત, સમયસૂચકતા, કુનેહ, વિદ્વત્તા અને સમાધાન કરવાની શક્તિ બતાવી આપી હતી, એ બદલ આ યાદગાર સંમેલન (Memorable Congress ) માં ભાગ લેવા આવનાર સર્વ પ્રતિનિધિઓએ તેમને હાર્દિક ધન્યવાદ આપ્યો હતો.

શરીરની નાદુરસ્ત તબીયત, ધંધાની અનિવાર્ય રોકાણો, લોકહિતની સંખ્યાબંધ જાહેર પ્રવૃત્તિઓના સતત કામનો સખ્ત બોજો, એ બધી મુશ્કેલીયો છતાં સને ૧૯૭૬ ની સાલમાં તારીખ ૧-૧૧-૧૯. ના રોજ કાઠીયાવાડના રાણપુર શહેરમાં ભરાયેલા સમસ્ત મોઢ વણીક સમેલનમાં શ્રી હરિલાલભાઇએ ગ્નાતિ હિત હૈયે ધરીને ખાસ શ્રમ લઇ હાજરી આપી હતી. અમરેલી તરફના આગેવાન તરીકે એ સંમેલનમાં તેમણે આપેલા વિદ્વત્તાભર્યા ભાષણમાં તેમની ગ્નાતિ હિત માટેની ધગશ ખુલ્લી રીતે દેખાઇ આવતી હતી. તેમની સાદી રહેણી કરણી, મીઠાશભરી નમ્રતા, અને ગ્નાતિ દાઝ પોતે રહ્યા ત્યાં સુધીના દરેક પ્રસંગે એ સંમેલનમાં દૃષ્ટિગોચર થઈ શકતાં હતાં. આ સંમેલનમાં ગ્નાતિ હિત માટે તેઓ પોતાની અસાધારણ શક્તિઓ સર્વાંશે કામે લગાડે તે પહેલાં સખ્ત તાવની બીમારીએ તેમને

જકડી લીધા. આ કારણને લઇને તેઓને અમરેલી આવવા માટે રાણપુર એકાએક છોડવું પડયું.

**શ્રી કાઠીયાવાડ મોઢ વણીક વિદ્યાર્થી ભુવન** ( ભાવનગર )

દરેક દેશની ઉન્નતિ ઉત્તમ રીતે સાધવાને માટે કેળવણીનો બહોળો ફેલાવો થાય તેવા પ્રયાસો ઉપસ્થિત કરવાની અનિવાર્ય આવશ્યક્તા છે. આ વાત જેટલી દેશને આવશ્યક છે તેટલીજ તેની કોઈ પણ જ્ઞાતિ યાને કોમને આવશ્યક છે. આવો ઉચ્ચ અને સંગીન હેતુ બર આવે તે માટે મોઢ વણિક જ્ઞાતિનાં બાલકો સારુ કાઠીયાવાડમાં એક વિદ્યાર્થી ભુવનની સંસ્થા ઉપસ્થિત કરવાની જરૂર શ્રી હરિલાલભાઈને તેમજ જ્ઞાતિના બીજા આગેવાન ગૃહસ્થોને ઘણી લાંબી મુદતથી જણાઈ આવેલી હતી. આ જરુરીઆતને પહોંચી વળવાને માટે કેટલાક છુટા છવાયા પ્રયાસો પણ ચાલતા હતા. તેવામાં સંવત ૧૯૭૨ ની આખરમાં મુંબઇનિવાસી શેઠ શ્રી સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસનું અમરેલી મુકામે આગમન થતાં આવી સંસ્થાની કાઠીયાવાડમાં બહુજ અગત્ય છે એ હકીકત આપણા ચરિત્ર નાયકે તથા ભાઇ લલ્લુભાઈ જમનાદાસે તેઓશ્રીને નિવેદન કરતાં તે ઓનરેબલ શ્રીમાન શેઠ સાહેબ તરફથી આ સદ્ વિચારને સંપૂર્ણ પુષ્ટિ તેમજ ઉત્તેજન મળતાં જન સમાજની અનેક જાહેર પ્રવૃત્તિઓમાં ખંત અને ઉત્સાહથી ભાગ લેનાર આપણા ચરિત્ર નાયકે આ વાત ઉપર વિશેષ ઉહાપોહ કરવા કાઠીયાવાડના મુખ્ય શહેરોમાંથી જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોને આમંત્રણ કરી બોલાવ્યાં. ભાવનગરથી રા. ભીખાભાઇ ગોપાળજી વગેરે આગેવાનો આમંત્રણને માન આપી અમરેલી આવ્યા. બધાએ આ વિષય સબંધે ગંભીરપણે વિચાર કરી આ પ્રયત્ન આગ્રહપૂર્વક હાથ ઉપર લેવા મુકરર કર્યું. સં. ૧૯૭૩ માં શ્રી હરિલાલભાઇ, લલ્લુભાઇ તથા ઓધવજીભાઇને સાથે લઈ આ કાર્ય માટે ભંડોળ એકઠું કરવાના હેતુથી ભાવનગર આવ્યા. ભાવનગરમાં તેઓએ એક ડેપ્યુટેશનની યોજના કરી. આ ડેપ્યુટેશને કાઠીયાવાડમાં ફરીને સારી રકમ એકઠી કરી. પછી મુંબઈમાં શેઠ પુરુષોત્તમદાસ ઠાકોરદાસ પાસેથી ભંડોળ માટે સંગીન રકમ પ્રાપ્ત કરીને અને બીજું પરચુરણ ભંડોળ સારી રીતે એકઠું કરીને શ્રી હરિલાલભાઈએ ડેપ્યુટેશનના બીજા સભ્યોને સાથે રાખી આ વિદ્યાર્થી ભુવન ખુલ્લું મુકવા ભારે જહેમત ઉઠાવી. ભાવનગર મુકામે આ વિદ્યાર્થી ભુવન ખુલ્લું મુકવાની ક્રિયા રા. રા. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીના શુભ હસ્તે તા. ૧૨-૫-૧૭ ના રોજ થઈ. ખરેખર આ સમયે

મોઢ જ્ઞાતિ જનોનો ઉત્સાહ અને ઉછરંગ અવર્ણ્ય જ હતો. જ્ઞાતિની આવી નમુનેદાર સંસ્થા ખુલી મુકવાની જોગવાઇ કરી દેવામાં જ્ઞાતિની જો કોઈ પણ વ્યક્તિએ સૌથી વધારે સ્વાર્થ ત્યાગ અને આત્મ ભોગ આપી જ્ઞાતિની કીમતી સેવા બજાવી હોય તો તે વ્યક્તિ આપણા ચરિત્ર નાયક શ્રી હરિલાલભાઈજી છે. ભાવનગરના આ શ્રી કાઠીઆવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભુવનની વ્યવસ્થાપક કમીટી ( Managing Commitee ) ના શ્રી હરિલાલભાઇ એક ટ્રસ્ટી તરીકે માનનીય સભાસદ છે. આ બોર્ડીંગનું ટ્રસ્ટડીડ યોજનાર તરીકે શ્રી હરિલાલભાઈએ જે ખંતપૂર્વક કામ કર્યું છે. તે સૌ જ્ઞાતિ બંધુઓની યાદદાસ્તમાં હજુ તાજુ જ છે. આ કાર્ય બદલ તેમની દક્ષતાની તેમજ વિદ્વત્તાની પીછાન પણ જ્ઞાતિ બંધુઓને તે વખતે ઘણી જ સરસ રીતે થયેલી હતી. અને તેથી આ બોર્ડીંગના ભવ્ય મકાનમાં વાસ્તુની શુભ ક્રિયા સર્વ જ્ઞાતિ બંધુઓએ શ્રી હરિલાલભાઇના શુભ હસ્તેજ કરાવી હતી.

## સમસ્ત મોઢવણીક યુવક મંડળ પરિષદ ( બોટાદ ).

કાઠીયાવાડ અને ગુજરાતમાં વસતા મોઢ વણિક યુવકોને તેઓની જ્ઞાતિ હિતની સર્વ ચળવળોમાં ચેતન અને ઉત્સાહ રેડવા શ્રી હરિલાલભાઈ વારંવાર તન, મન અને ધનથી ઉત્તેજન આપી રહ્યાં છે. આ વાતના સમર્થનમાં કાઠીયાવાડના બોટાદ શહેરમાં સને ૧૯૭૫ની સાલમાં જ્યારે સમસ્ત મોઢ વણિક યુવક મંડળ પરિષદ યોજવામાં આવી હતી ત્યારે આ પરિષદનું પ્રમુખસ્થાન સ્વિકારવાનું આમંત્રણ થતાં શ્રી હરિલાલભાઇએ પોતાની કેટલીક અનિવાર્ય રોકાણો છતાં કોઇપણ જાતની પાછી પાની કર્યા વગર પોતાની જ્ઞાતિ દાઝ આચરણમાં મુકી આપી તે આમંત્રણનો સ્વીકાર કરીને આ યુવકમંડળ પરિષદના યુવાન કાર્યકર્તાઓના આનંદ અને ઉત્સાહમાં કાંઈ ઓર વધારો કરી આપ્યો હતો. બોટાદ શહેરમાં તા. ૧૪–૮–૧૯ના રોજ ભરાયેલી આ મોઢ વણિક યુવકમંડળ પરિષદના પ્રમુખ તરીકેનું શ્રી હરિલાલ-ભાઇનું ભાષણ ઘણું જ મનનીય અને બોધપ્રદ હતું. પ્રમુખ તરીકે તેમણે આપેલા વિદ્વત્તાભર્યા આ ભાષણમાં તેઓશ્રીએ જ્ઞાતિના યુવકવર્ગને ચારિત્ર-શીલ, નિઃસ્વાર્થ કર્મમાર્ગી, સહિષ્ણુ અને પોતાની જ્ઞાતિને ઉચ્ચ કોટિમાં લાવવાના કાર્યમાં આદર્શભૂત બનાવવાની હૃદયદ્રાવક અપીલ કરી હતી. તેમના એ વખતના ભાષણમાં પણ મુદ્દો ખરેખર આ સ્થળે નોંધવા જેવો છે. તેઓશ્રીએ કહ્યું હતું કે, " કીર્તિનો લોભ લાવ્યા વગર નિઃસ્વાર્થપણે તમે યુવકો જ્ઞાતિની સેવા બજાવો અને પછી વખત અને સંજોગો અનુકૂળ

થયે સમાજની પણ તે જ પ્રમાણે સેવા કરવા કટિબદ્ધ થાઓ." ખરેખર શ્રી હરિલાલભાઈના આ ઉમદા શબ્દો સોનેરી અક્ષરે કોતરી રાખવા યોગ્ય છે. આ પ્રસંગે અમને પંજાબના એક વિદ્વાન્ પુરૂષ સ્વર્ગસ્થ પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી કે જેણે પંજાબ કેસરી લાલા લજપતરાય પર એક વખત જે પત્ર લખ્યો હતો અને તેમાં તેણે જે ઉમદા શબ્દો દર્શાવ્યા હતા તે ખરેખર યાદ આવ્યા વગર રહેતા નથી. પંડિતજીએ લાલાજી ઉપરના તેમના પત્રમાં એવું જણાવ્યું હતું કે, "મારા વ્હાલા મિત્ર, કીર્તિને માટે બહુ મહેનત ન કરો, તમે જેટલી કીર્તિને યોગ્ય હો તે કરતાં વધારે કીર્તિ મેળવ્યા વિના તમારા દેશનું, તમારા સમાજનું કાંઈ તાત્વિક કલ્યાણ કરો. ગુપચુપ કામ કર્યે જાવ અને પછી વંશ પરંપરાની કીર્તિના રુપમાં તમને તેનો લાભ મળશે. હાલનો સમાજ એવો નથી કે જેની પાસેથી કીર્તિ મંદિરમાં દાખલ થવા માટેની પ્રસાદી મેળવવા માટે તમારે યત્ન કરવો ઉચિત હોય." પંડિત ગુરુદત્તના આ કિમતી શબ્દામૃત કરતાં આપણા ચરિત્ર નાયકનું ઉપરોક્ત કલ્યાણદાયી શબ્દામૃત ખરેખર કોઈ રીતે ઉતરતું તો ન જ કહી શકાય. મોઢ જ્ઞાતિના યુવકવર્ગ પ્રત્યેની આ અમુલ્ય અને દીલોજાનીભરી તેમની સેવા ઘણી જ ઉપયોગી અને અગત્યની લેખાશે.

સંવત ૧૯૮૩ના આસો સુદ ૩ના દિવસે ભાવનગર શહેરમાં મોઢ વણિક ગોળ પરિષદ્ ઘણા આકરા સંયોગોમાં ભરાઇ. ગોળનું ૧૯૫૩માં સ્થાપન થયું ત્યારથી મળેલી બધી પરિષદો શંભુમેળા જેવી જ થતી હતી. તેમાં નહિ સત્કાર મંડળ કે નહિ રીતસર ચુંટાએલ એક પ્રમુખ, નહિ સત્કાર કમીટીના પ્રમુખનું ભાષણ કે નહિ પરિષદના પ્રમુખનું ભાષણ, નહિ નિયત કાર્યક્રમ કે નહિ નિયમન કરનાર કોઇ સત્તા. આ પરિષદ્ રીતસરની બંધારણ પૂર્વકની પહેલી જ હતી અને તેવી આ પરિષદ્‌માં પ્રમુખસ્થાન ચુંટણીથી આપણા ચરિત્ર નાયક હરીલાલભાઇને આપવામાં આવ્યું હતું. ચાર વાગતાં પ્રતિનિધિઓ મંડપમાં હાજર થયા. સત્કાર કમીટીના પ્રમુખ રા. સુખલાલ ઝવેરભાઇએ પોતાનું ભાષણ વાંચ્યું. તેમાં સુદૃઢ બંધારણના હિમાયતીને આપણું તકલાદી, કાચુ અને અસ્તવ્યસ્ત બંધારણ નીરખીને અંતરમાં ઉડતી આગનું દીગ્દર્શન હતું. ત્યારબાદ આપણા ચરિત્ર નાયક હરિલાલભાઇએ પ્રમુખસ્થાનેથી પોતાનું મનનીય ભાષણ વાંચી સંભળાવ્યું. આ ભાષણમાં ગોળને વિસ્તૃત કરવા સંબંધી, કેળવણીની સંસ્થાઓ સંબંધી, બાળલગ્ન, કન્યાવિક્રય, રડવાકુટવા, ઉત્તર કાર્ય અને સ્ત્રી કેળવણી વિગેરે ઘણા મહત્વના વિષયોની ચર્ચા કરવામાં આવેલી છે અને તેમાં પોતાના વિચારો

સચોટ અને નીડર રીતે જણાવેલા છે. આ પરિષદ્‌માં ધારાધોરણમાં આ પ્રગતિના જમાનાને અનુસરતા સુધારા વધારા કરવામાં આવ્યા હતા. સરહદ પણ થોડીક વધારવામાં આવી અને વધુ ગામો ગોળમાં ભેળવવા કે કેમ તેના નિર્ણય માટે કમીટી નીમી હકીકત એકઠી કરવા ઠરાવ્યું હતું. પરિષદ મળતાં પહેલા નીશાળોમાં થયેલા ગુન્હાઓનો ઇન્સાફ કરવા માટે ન્યાય સમિતિ નીમવામાં આવી તે કમીટીએ ચુકાદા આપેલા. ભાવનગર મોઢ વિદ્યાર્થી ભૂવનને આ પ્રસંગે રા. નારણદાસ ઓઘડભાઇ વકીલની અપીલથી પ્રતિનિધિની મદદ થઈ. આ પરિષદ્‌માં આળસને અવકાશ નહોતો. સૌ કોઇમાં ત્વરાથી કામ આટોપી લેવાની વૃત્તિ હતી. તેના દરેક કામમાં નિયમ હતો, બંધારણના પ્રશ્નને આ પરિષદ્‌માં મહત્વનું સ્થાન અપાયું. આ બધું પ્રમુખના ઉદાર નેતૃત્વ, પ્રબળ પ્રતિભા અને સૌજન્યશીલતાનું પરીણામ હતું. પરિષદ્‌નું કામ નીહાળનાર એક પ્રતિનિધિએ ખરેખર કહ્યું છે કે," હરિલાલભાઈ એટલે પ્રત્યેક વિષયની ઉભય બાજુનું વિમલવૃત્તિથી ન્યાયપુરઃસર નીરૂપણ, સ્મીત હાસ્યયુક્ત સચોટ વિવેચનથી તોફાની બારકસ કે પ્રતિપક્ષીનો વિજેતા, ઉન્નત વધારો ને સંસ્કારી ભાષામાં વ્યક્ત કરવાની શક્તિ, વમળે ચઢેલ ગોળપરિષદ્‌ની નૌકાને ખલાસીઓમાં સંપ અને સંગઠન સ્થાપી, નિર્દિષ્ટ સ્થાને લઇ જનાર પ્રવીણ નાવીક—હરિલાલભાઇ એટલે સમાજ સેવાની ધગશ, હરિલાલભાઇ એટલે કૃશ દેહમાં વસેલો ઉચ્ચ આશયી આત્મા, પ્રશાન્ત તેમની મુખમુદ્રા, ગંભીર તેમની વાણી, ઉદાર તેમનું દીલ અને ઉન્નત તેમના વિચારો, તેમનું શાંત સ્મીત કદી મ્હોં ઉપરથી અદસ્ય થયું નથી.

## અખીલ ભારતવર્ષીય મોઢ સંમેલન

સં. ૧૯૭૮ની સાલમાં મોઢ જ્ઞાતિના જુદે જુદે સ્થળે અખિલ મોઢ વણિક જ્ઞાતિના બે સંમેલનો ભરાયેલા હતા. એક સંમેલન રાજકોટ મુકામે તા. ૩૦–૧૧–૨૧ના રોજ ભરાયું હતું અને બીજું રજપુતાના પાસે આવેલા ભોપાળ મુકામે તા. ૧૦–૬–૨૨ના રોજ ભરાયેલું હતું. રાજકોટ સંમેલનમાં અમરેલી તાલુકા તરફથી શ્રી હરિલાલભાઇએ હાજર રહીને ઘણો જ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. સંમેલનના પ્રમુખની ચુંટણીની દરખાસ્તને ટેકો આપતાં શ્રી હરિલાલભાઇએ નીચે મુજબનું ભાષણ કરેલું હતું. " દરેક જ્ઞાતિ પોતાનો ઉત્કર્ષ કરવા સંમેલનો ભરે છે. અને આપણી એ સદ્‌ભાવના પ્રભુએ પુરી પાડી છે. જ્ઞાતિની અંદર કેળવણી કેમ વધે, સાંસારિક રીવાજો કેમ સુધરે વગેરે ચર્ચા કરવાનો આ પરિષદ્‌નો હેતુ છે. આપણી આ પ્રવૃત્તિમાં અનુભવી અને જ્ઞાતિહિતમાં ઉંડો વિચાર કરનાર પ્રમુખ

આપણને મળ્યા છે. તેથી આપણું કામ ચોક્કસ સફળ થશે.” આ સંમેલનની સબજેક્ટસ કમીટીમાં શ્રી હરિલાલભાઇએ કેટલાક મહત્ત્વના ઠરાવો નક્કી કરવામાં ઘણી જ ઉપયોગી અને અસરકારક ચર્ચા કરી હતી. સંમેલનનું બંધારણ ( Constitution ) તથા તે સંબંધી ધારાધોરણો બાંધવાની સત્તાવાળી જે કમીટી આ સંમેલનમાં નીમવામાં આવી હતી તેમાં શ્રી હરિલાલભાઈની નીમનોક થઈ હતી.

ભોપાળના સંમેલનનું અધ્યક્ષપદ સ્વીકારવા શ્રી હરિલાલભાઇને ખાસ આમંત્રણ થયું હતું. પરંતુ કેટલાક પ્રતિકૂળ સંજોગોને લઇને તેઓએ ભોપાળ સંમેલનનું પ્રમુખપદ સ્વીકારવા અશક્ત હોઇને એ સંમેલનના પ્રવર્તકો ઉપર પોતાને આપવા ધારેલા માન બદલ આભાર દર્શાવવા તેમનું પ્રમુખપદ સ્વીકારવાની અશક્તિ વ્યક્ત કરવા અને સંમેલનનું કાર્ય ફતેહમંદ નીવડે તેવી આશા જાહેર કરવા એક લાગણીભર્યો પત્ર લખ્યો હતો. લગભગ આજ અરસામાં સમસ્ત મોઢ વણિક આલમમાં એક એવો બારીક પ્રશ્ન ઉપસ્થિત થયો કે ભોપાલ શહેરના અને તેની આસપાસના સ્થળોમાં રહેતાં મોઢ બંધુઓ વણિકો છે કે મોઢ ઘાંચી છે ? આ સવાલ ઉપર મોઢ જ્ઞાતિના વર્તમાનપત્રોમાં તેમજ બહારનાં છાપાઓમાં પણ જોસભેર ચર્ચા થવા લાગી. ભોપાળના મોઢ બંધુઓ ઉપર તેવો વણિકો છે એવા લેખી પુરાવા જાહેરમાં પ્રસિદ્ધ કરવા ચેલેંજ ઉપર ચેલેંજ ફેંકાવા લાગી. મહીનાઓ સુધી જબરજસ્ત, ઉહાપોહ થયા પછી આ સ્વાલનો ફેંસલો કરવાનું કાર્ય જામનગર મુકામે તા. ૧-૪-૨૩ના રોજ ભરાવાના અખાલ ભારતવર્ષીય દ્વિતીય મોઢ સંમેલનને સોંપવામાં આવ્યું. આ સંમેલનના પ્રમુખ સર પુરુષોત્તમદાસ હતા તેમાં શ્રી હરિલાલભાઇને હાજર રહેવા ખાસ આમંત્રણ થયું હતું. આ આમંત્રણનો સ્વીકાર કરીને પ્રસ્તુત સંમેલનમાં તેમણે બાળ વિધવા, સ્વદેશી અને કેળવણી એ ત્રણ મહત્વના ઠરાવો ઉપર ઘણા જ અસરકારક અને અને વિદ્વત્તાભર્યા ભાષણો કરેલાં હતાં. તેમણે તે વખતે સૌથી અગત્યનું કાર્ય એ કર્યું હતું કે ભોપાલના મોઢ ઘાંચી તેલી નહી પરંતુ શુદ્ધ મોઢ વણિકો જ છે. એ જાતનો છેવટનો અને જાથુકનો નિર્ણય ફતેહમંદ રીતે પાર પાડવામાં તેમણે આગેવાનીભરેલો ભાગ સબજેક્ટસ કમીટીમાં લીધો હતો. શ્રી હરિલાલભાઈની ભોપાળના આ મોઢ વણિકો માટેની લડત ઘણી જ પ્રશંસનીય નીવડી હતી. તેમની આ લડત માટે ભોપાળના જ્ઞાતિ બંધુઓએ શ્રી હરિલાલભાઇને ઘણો જ ધન્યવાદ આપ્યો હતો.

## મોઢ વિદ્યાર્થી ભુવન (રાજકોટ)

શ્રી હરિલાલભાઈની આ સિવાય જ્ઞાતિની કેળવણીવિષયક સેવા ઘણી જ મહત્ત્વની અને ઉપયોગી પુરવાર થઇ છે. આપણે સૌ કોઇ જાણીયે છીએ કે કેળવણી એ સમાજની સર્વદેશીય ઉન્નતિનું મુખ્ય સાધન છે. એ સિદ્ધાંત પુરવાર કરી બતાવવો પડે તેવી અજ્ઞાન અવસ્થામાંથી આપણી સમસ્ત મોઢ વણિક આલમ કયારનીએ પસાર થઇ ચુકી છે. દરેક જ્ઞાતિ પોતાના બાલકોને ઉચ્ચ કેળવણી આપવા માટે વિવિધ પ્રકારનાં સાધનો પુરાં પાડી આપે છે, એ વાત કાંઈ નવી નથી. એજ ઉદ્દેશને માટે મોઢ જ્ઞાતિના વિદ્યાર્થીઓ સારું કાઠીયાવાડમાં એક કરતા વધારે વિદ્યાર્થી ભુવનની જરુરીયાત જ્ઞાતિના આગેવાનોને જણાવા લાગી. આ જરુરીયાતને પહોંચી વળવાને માટે ખાસ કરીને રાજકોટના મોઢ બંધુઓ કાંઇક પહેલ કરવા લાગ્યા. રાજકોટના ડોકટર મદનજીભાઇ તથા શ્રી શીવલાલભાઇ કરશનજી વગેરે આગેવાનોએ આ કાર્ય માટે એક સ્કીમ યોજીને વધુ મુદત મોકલવા માટે શ્રી હરિલાલભાઇની રાજકોટ મુકામે મુલાકાત લીધી. તે સ્કીમ તેઓએ શ્રી હરિલાલભાઇને બતાવી અને તેમાં યોગ્ય ફેરફાર કરવો ઘટે તો તે કરીને તેને અમલમાં કેવી રીતે મુકવી તે સબંધી સલાહ આપવા વિનંતિ કરી. શ્રી હરિલાલભાઇએ આ સ્કીમ તપાસીને રાજકોટના આ આગેવાનોને એવી સલાહ આપી કે સ્કીમનું બંધારણ સારું છે. પરંતુ કાર્યમાં ફતેહમંદ નીવડે તેટલું તે વ્યવહારુ (Practical) છે કે કેમ તેની મને શંકા રહેતી હોવાથી પહેલાં તો તમે બધા પૈસાનું એક સંગીન ભંડોળ આપણા પ્રદેશમાંથી ઉપસ્થિત કરવા કોશીશ કરો તો આ કાર્ય પછી આપોઆપજ પગભરજ થઇ જશે, એમ મારુ માનવું છે. શ્રી હરિલાલભાઈની આ કીમતી સલાહ મુજબ તેવો કાંઈ પ્રબંધ કર્યા બાદ રાજકોટના આગેવાનોએ પછી આર્થિક મદદ માટે મુંબઇવાળા શેઠ શ્રી પુરુષોત્તમદાસ ઠાકોરદાસની જામનગર મુકામે કોન્ફરન્સ વખતે મુલાકાત લીધી. તેમણે આ સંબંધે રાજકોટ મુકામે વાત કરવા કહ્યું, તેથી હરીલાલભાઈ પણ રાજકોટ આ કામ માટે રોકાયા. અને શેઠ સાહેબને હકીકત સમજાવી. શેઠ પુરુષોત્તમદાસે બધી હકીકત સાંભળીને જવાબ આપ્યો કે બે વરસ સુધી રૂ. ૧૫૦૦ પંદરસોની મદદ બોર્ડિંગ પગભર થાય તોજ આ રકમ આપવાની શરતે હું ખુશીથી વચન આપું છું: પછી તુર્ત રાજકોટમાં બોર્ડિંગની સ્થાપના થઈ અને બે વરસ સુધી ચાલું રહ્યા પછી બોર્ડિંગના સેક્રેટરી ડોકટર મદનજીભાઇએ સદર રકમ આપવા માટે શેઠ સાહેબ શેઠ પુરુષોત્તમદાસભાઇ તરફ

માગણી કરી. શેઠશ્રીએ કહ્યું કે મદદ આપવા તો હું બંધાયેલોજ છું પરંતુ આ માટે પહેલાં તમારે એક ટ્રસ્ટડીડ મારી પાસે રજુ કરવું પડશે. આ માગણી મુજબ રાજકોટના આગેવાનોએ ટ્રસ્ટડીડ ઘડીને શેઠ પાસે રજુ કર્યું. ટ્રસ્ટડીડ તપાસીને શેઠ શ્રી પુરુષોત્તમદાસે તે આગેવાનોને જવાબ આપ્યો કે ટ્રસ્ટડીડ તૈયાર કરાવવા માટે અમરેલીવાળા શ્રી હરિલાલભાઇની તમે મદદ લ્યો. તેમનું ( શ્રી હરિલાલભાઇનું ) તૈયાર કરેલું ટ્રસ્ટડીડ મને મળશે એટલે રુપીઆની રકમ તુર્તજ મોકલાવી દઇશ. આ સૂચના મુજબ રાજકોટના ડોકટર મદનજીભાઇએ ટ્રસ્ટડીડ તૈયાર કરી દેવાની માગણી શ્રી હરિલાલભાઇને કરી. શ્રી હરિલાલભાઇ કે જેઓ જ્ઞાતિ હિતની સેવા માટે હમેશ તત્પરજ હોય છે તેમણે આ વિનંતિનો સ્વીકાર કરીને ટ્રસ્ટડીડ તુર્તજ તૈયાર કરી આપ્યું. આ ટ્રસ્ટડીડનો મુસદ્દો (Draft) શેઠ શ્રી પુરુષોત્તમદાસ ઠાકોરદાસને પસંદ પડવાથી રાજકોટના આગેવાનો છેવટે ઠરેલી રકમ મેળવવા ભાગ્યશાળી થયા. આ પ્રમાણે રાજકોટ મુકામે તા. ૨૧-૬-૨૩ના રોજ રાજકોટ મોઢ વિદ્યાર્થી ભુવન ખુલ્લું મુકવામાં આવેલું હતું.

આ ટ્રસ્ટડીડનો મુસદ્દો છપાવી નાણાં ભરનારાઓની સૂચનાઓ મંગાવવા માટે પ્રસિદ્ધ કર્યો હતો. તે પ્રમાણે પ્રસિદ્ધ થયા પછી સૂચનાઓ તો કાંઈ આવી નહી. પરંતુ તે વધારે સારી રીતે ચર્ચાને ટ્રસ્ટડીડ પાકું કરી તે રજીસ્ટર કરાવવાના કામે ડોકટર મદનજી જેઠાભાઇએ રાજકોટ શ્રી હરિલાલભાઈને બોલાવ્યાં. તે ઉપરથી તેમણે ત્યાં તા. ૨-૬-૨૬ ના રોજ જઇ આગેવાન ગૃહસ્થો સાથે તે વંચાણમાં લઇ જરૂરનો ફેરફાર કરી તે કમીટીમાં મંજુર કરાવી તેને રજીસ્ટર કરાવવામાં મદદગાર પોતે થયા અને બોર્ડીંગ ફંડમાં રૂ. ૧૦૦ ભર્યા.

આ વખતે બોર્ડીંગનું મકાન ચણાતું હતું અને તે મકાન રા. ગોવિંદજી જેઠાભાઇએ આપેલી મદદથી તૈયાર થતું હતું. રા. હરિલાલભાઇએ આ મકાન જોયું અને તેમાં કેટલાક સુધારાવધારા સૂચવ્યા પરંતુ જેટલી રકમ શેઠ ગોવિંદજીભાઇએ આપેલી તેટલી રકમથી તમામ પ્રકારની સગવડવાળું મકાન થઇ શકે તેમ નહોતું તેમ જ આ બોર્ડિંગના નિભાવ માટે કાયમી ફંડ પણ જુજ રકમનું હતું તેથી વધુ ખર્ચ કરવા રા. મદનજી જેઠાભાઇએ અશક્તિ બતાવી. હરિલાલભાઇએ મુંબઈ ફંડ માટે જવા સૂચના કરી અને તે તેમણે સ્વીકારી અને ડેપ્યુટેશન સં. ૧૯૮૩નાં કારતક મહીનાની શરૂઆતમાં મુંબઈ ફંડ માટે જવા ઠરાવ્યું. ડૉકટર મદનજી જેઠાભાઈ, અમૃતલાલ

પ્રેમચંદ, અને કોઠારી ગીરધરલાલ એ ગૃહસ્થો મુંબઇ રવાના થયા અને શ્રી હરિલાલભાઇ કારતક સુદ ૧૧ ના રોજ મુંબઇ પહોંચ્યા. આ ચારે ગૃહસ્થોએ મુંબઇમાં ઠેરઠેર ફરી શેઠ ગોવિંદજી જેઠાભાઇ, શેઠ વાઘજી લક્ષ્મીદાસ, શેઠ વનમાળી વીરજી અને શેઠ હરજીવન મોહનજી કાપડીઆની મદદથી સારી રકમ ભરાવવા માંડી, છેવટ સર પુરૂષોત્તમદાસભાઈને ત્યાં ડેપ્યુટેશનને જમવાનું થયું. શેઠ વાઘજીભાઇ પણ સાથે હતા. ઇશ્વર–કૃપાથી અને બોર્ડીંગનો લાભ લેનાર ભાવી મોઢ યુવકોના સારા નસીબે આ પ્રસંગે સર પુરૂષોત્તમદાસભાઈની જ્ઞાતિદાઝના સુયોગે તેમની સૂચનાથી શેઠ વાઘજીભાઇએ રૂપીઆ ૨૫ હજારની સખાવત કરી પાંચ હજાર શેઠ પુરૂષોત્તમદાસભાઇએ ફંડમાં ભર્યા તેથી ડેપ્યુટેશનના ગૃહસ્થોના આનંદનો પાર રહ્યો નહીં. ટ્રસ્ટડીડમાં સુધારા કરવાનું કામ તુરત હાથ ઉપર લેવાયું, અને શેઠ ગોવીંદજીભાઇએ પણ છેવટ શેઠ વાઘજીભાઇ જેટલી રકમ આપવાની ઉદારતા બતાવી અને આ બોર્ડીંગને શેઠ ગોવિંદજી જેઠાભાઇ અને વાઘજી લક્ષ્મીદાસનું નામ આપવા સૂચવ્યું.

આ હકીકત વાંચીને સૌ કોઇ કબુલ કરશે કે આ કાર્યને ફતેહમંદીથી પાર પાડવામાં શ્રી હરિલાલભાઇનો શ્રમ પણ ઘણો હતો. જ્ઞાતિહિતના આ કાર્યમાં અવિશ્રાંત શ્રમ લઇને તેમણે જે ખંત, ઉત્સાહ અને વિદ્વત્તા દર્શાવ્યાં છે તે ખરેખર ધન્યવાદને પાત્રજ છે.

## મોઢ મહોદય

કોઈ પણ જ્ઞાતિનું હિત ઉત્તમ રીતે સાધવાને વાસ્તે તે જ્ઞાતિમાં વર્તમાનપત્રોનો શોખ જગાડી તેમની મારફત જ્ઞાતિની સર્વ શક્તિઓ ખીલવી તેને સમૃદ્ધિવાન બનાવવાની ઘણી જરૂર છે. આ ઉત્તમ હેતુ ધ્યાનમાં રાખી "મોઢ મહોદય" નામના મોઢ જ્ઞાતિના માસિકને પગભર રાખવા સારુ તેમજ તેની પ્રતિષ્ઠા વધારવા અને જ્ઞાતિનું દરેક રસ્તે હિત કરવામાં તે બળવાન થાય તે માટે એ માસિકની કાર્યવાહક કમીટી (Managing Committee) મા સને ૧૯૨૪ ની સાલમાં જોડાઈને તેમાં અગ્રગણ્ય ભાગ લઇ શ્રી હરિલાલભાઇ જ્ઞાતિની કીમતી સેવા બજાવી રહ્યાં છે.

આટલી બધી અને આવી જુદી જુદી પ્રવૃત્તિઓ દ્વારા જ્ઞાતિ સેવાનાં અમૂલ્ય કાર્યોથી કોઈ પણ જ્ઞાતિ બંધુ પોતાની જ્ઞાતિ તરફથી પ્રેમ તથા માન મેળવી શકે તે સ્વાભાવિકજ છે, શ્રી હરિલાલભાઇના સબંધમાં પણ તેવુંજ બની શકયું છે. આવી ઉજ્જવલ કીર્તિવાળા અનેક જ્ઞાતિ બંધુઓ મોઢ વણિક આલમમાં જન્મ પામો એ જ અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

પ્રકરણ
૯ મું :

## સમાજસેવા દેશસેવા

" One comfort is that great men taken up in any way are profitable company. We cannot look however imperfectly, upon a great man without gaining something by it on any terms whatsoever you will not grudge to wander in his neighbourhood for a while. "

( Carlyle. )

**અર્થ**—એટલું તો સુખકર છે કે મહાન્ પુરુષોનાં જીવન ચરિત્રો ગમે તે દૃષ્ટિથી નિહાળતા લાભદાયક મૈત્રી છે. ગમે તેમ અધુરા નિહાળતા પણ તેમના જીવન ચરિત્રમાંથી કંઇને કંઇ જાણવાનું તો મળેજ છે. એમના જીવનના સહવાસથી કોઇ પણ રીતે તેમને એમની પાસે રહેવા માટે પશ્ચાત્તાપ થશે નહીં.

**કાર્લાઇલ.**

પરમેશ્વરે આ જગતની તેમ માનવ સ્વભાવની એવી ઘટના કરી છે કે જે મનુષ્ય સ્ત્રી વા પુરુષને સુખી થવાની ઇચ્છા હોય, તેણે અન્યને–સમાજને સુખી કરવાને પ્રયત્ન કરવો જોઇએ. સૂક્ષ્મ રીતે વિચાર કરનારને માલુમ પડશે કે આપણું પોતાનું સુખ વધારવાનો માર્ગ બીજાઓને સુખ કેમ થાય એ બાબત વિચાર કરવામાં રહેલો છે.

કોઈ પણ જીવન જ્યાં સુધી કોઇને પણ મદદગાર ન થાય, ત્યાં સુધી તે ખરેખર સુખી જીવન નથી. સુખી જીવન બનાવવાની ચાવી સેવાજ છે. ખરેખર સેવાની ઇચ્છા એ પારલૌકિક ઇચ્છા જ ગણી શકાય. જગતભરમાં પવિત્રમાં પવિત્ર ઇચ્છા એ સેવાનીજ હોવી જોઇએ. જગતમાં રહેતા હોઇએ ત્યાં સુધી જગતને વધારે ઉન્નત–વધારે સુખી કરવાની, કોઈ સારા કાર્યમાં આગળ પડવાની, કોઈ સારી હીલચાલને ફતેહમંદ ઉતારવાને આપણું બનતું

કરવાની અને કોઇ મહાન્ ઉન્નતિના કાર્યમાં સહાયતા આપવાની ઇચ્છા કરતાં અન્ય કોઇ વધારે પ્રિય ઇચ્છા આપણા હૃદયમાં થવી જોઇએ નહી. હરકોઇ મનુષ્ય સૂક્ષ્મ અવલોકન કરશે તો તેને માલુમ પડશે કે તેનું શરીર, તેનું મન, તેનો આત્મા, તે સર્વની ઉત્પત્તિ અને તેનો વિકાસ અન્યને લીધે જ છે. અન્યની સહાનુભૂતિ સિવાય, અન્યની સહાયતા સિવાય, જન્મથી માંડી મરણપર્યંત મનુષ્ય પોતાનું કાંઇ પણ કામ કરી શકે નહીં. માનવ જીવન અને તેના વિકાસનો ઘણો આધાર સ્વાર્થત્યાગ ઉપરજ રહે છે. તો દરેક મનુષ્યે પોતાના બંધુઓ અને ભગિનીઓની સેવા કરવા–સ્વાર્થ ત્યાગ કરવા તત્પરતા બતાવવી એ તેનું કર્તવ્ય છે. આ રીતે માણસે પોતાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓનો ઉપયોગ જનસમાજની સેવાર્થે કરવો જોઇએ. જો કોઇ વ્યક્તિ પરના શ્રેય માટે પોતાના આત્માનું બળિદાન આપી સ્વાર્પણ કરી શકે, તો તે પોતાના આત્માને ઉન્નત દશાએ પહોંચાડયા વિના રહેશે નહી. આનંદ અને હર્ષથી દરેક તરફ માયાળુ લાગણી, દરેક માટે શુભેચ્છા, સર્વ મનુષ્ય તરફ ભ્રાતૃભાવના જો આનંદથી પ્રકાશમાન કરવામાં આવે તો જીવન હમેશા વિજયવાન નીવડે છે. આપણા ચરિત્રનાયકનું જીવન પણ આજ પ્રમાણે વિજયવાન નીવડી શકયું છે. જ્ઞાતિસેવાના કાર્યો જોયા પછી જ્યારે આપણે શ્રી હરિલાલભાઇની સમાજ તેમજ દેશસેવાનાં કાર્યો તપાસીશું તો વાચકને સહેજે અનુભવ થશે કે એમનું જીવન સર્વ સ્થળે વિજયમાનજ નીવડી શકયું છે.

જ્ઞાતિસેવાના સંકુચિત ક્ષેત્રમાંજ પોતાની પ્રખર શક્તિઓ કામે લગાડી પોતે સંતોષ માન્યો હોત તો એમના આ ચરિત્રનો જન્મ થવા પામ્યો હોત કે કેમ એ પ્રશ્નનો ઉકેલ સુજ્ઞ વાચકગણ કરી લેશે. પરંતુ એક નામાંકિત દેશભક્ત અને સમાજ સેવકને શોભે અને છાજે તેમ, શ્રી હરિલાલભાઇ પોતાની બધી શક્તિઓ જ્ઞાતિ અને ધર્મમાં કોઇ પણ જાતની દેખીતી ભિન્નતા કે ભેદ રાખ્યા વગર સમાજ હિતનાં અને દેશ હિતનાં ઉમદા કાર્યોમાં કામે લગાડી રહ્યાં છે. સમાજની સેવાર્થે શ્રી હરિલાલભાઇએ પોતાની પ્રવૃત્તિઓ વિવિધ કર્તવ્ય ભૂમિકાઓમાં વહેંચી નાખી એવું સહેજે અનુમાન થઇ આવે છે. સંસાર સુધારો, ધાર્મિક અને રાજકીય પ્રવૃત્તિ, વિવિધ પ્રકારે સરસ્વતી દેવીની ઉપાસના અને સમાજના ઉદ્યોગોદ્ધાર અર્થે પ્રવૃત્તિ વગેરે પ્રવૃત્તિઓએ શ્રી હરિલાલભાઇની સમાજસેવાના મુખ્ય અને મહત્ત્વના વિષયો છે. જેમાં તેઓ પોતાના સંસર્ગિક બુદ્ધિ બળનો દરેક રીતે ઉપયોગ કરી રહ્યા છે.

આમાંની તેમની પ્રથમ કેળવણીવિષયક પ્રવૃત્તિઓનું કાંઇક આછું ધ્યાન અમે આ સ્થળે કરીશું.

## કેળવણીવિષયક પ્રવૃત્તિઓ.

કોઇ પણ સમાજની કે દેશની ઉન્નતિનો મુખ્ય આધાર કેળવણી ઉપરજ રહેલો હોય છે. એ બીના સર્વ સમંત છે. અને એ સિદ્ધાંતાનુસાર આપણા ચરિત્ર નાયક કેળવણીવિષયક પ્રવૃત્તિઓમાં હર હમેશ અવિશ્રાંત શ્રમ ઉઠાવી રહ્યા છે. સૌથી પહેલાં શ્રી હરિલાલભાઇની પોતાના વતનની પુસ્તકાલયોની સંસ્થાઓને લગતી પ્રવૃત્તિનું કાંઇક સંક્ષિપ્ત વિવેચન કરીશું.

પુસ્તકાલયની મહત્તા અને તેના ઉપયોગો વિષે જેટલું લખાય તેટલું ઓછુંજ લેખાશે. પુસ્તકાલયનો ઉપયોગ એ મનુષ્યનો એક શહેરી તરીકેનો મોટો હક છે. પુસ્તકાલય એ એક જાતનું સાંસારિક દેવળ છે. જમાનાઓના મોટામાં મોટા અવાજો સાંભળવાનું એ એક અનેરુ મંદીર છે. સર્વ ભૂમિઓમાંથી ભેગા કરેલા ડહાપણનો એ એક વિરલ ભંડાર છે. અને તેનો જે કોઇ પણ યથાવત્ ઉપયોગ કરે છે તે વગર ખરચે પોતાના માટે ઉચ્ચ કેળવણી પુરી પાડે છે. જ્યાં સુધી પુસ્તકાલયોની આવી અનિવાર્ય અને કલ્યાણપ્રદ ઉપયોગિતાની પીછાન વધુ પ્રમાણમાં થશે નહીં, ત્યાં સુધી ભારતદેશ પોતાનાં ઐતિહાસિક ભૂતકાળને આસ્શાવાન વર્તમાન જેવું ઝળહળતું ભવિષ્ય પ્રાપ્ત કરી શકશે નહીં. અને વધારામાં તેની પ્રજા વિશ્વની બીજી મહાન પ્રજાઓમાં સામ્રાજ્ઞીની પદે પણ વિરાજી શકશે નહીં. આ વાતના સમર્થનમાં શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ સરકારે એક સ્થળે પોતાની લાક્ષણિક છટાથી ઘણોજ મનનીય અભિપ્રાય દર્શાવ્યો છે કે:—

"The people must rise superior to their circumstances & realize that more knowledge is their greatest need, their greatest want. They must be taught to love books, not attractive buildings, nor pretty pictures, but the contents of those books. They must be taught to make books a part and parcel of their lives. The Libraries would not then be a luxury, but a necessity of existance."

કાંઇક આવા પ્રકારની વિચાર સરણી પ્રજાવર્ગમાં લોકપ્રિય બને તે સારું શ્રી હરિલાલભાઇએ પુસ્તકાલયોનો પ્રચાર કરવામાં તેમજ તેની

ઉપયોગિતાનું જનસમાજને ભાન કરાવવા ઘણી મહેનત કરી છે, અને હજુ પણ કરે જાય છે. અમરેલી શહેરમાં પ્રથમ એકજ લાયબ્રેરી હતી. અને તેની સ્થાપના સને ૧૮૭૬ માં થઇ હતી. આ લાયબ્રેરી અમરેલીના એક વખતના આસી. રેસીડેન્ટ મે. કરનલ ચેમ્બરલેન વિલીયમ વોકર સાહેબના શુભ હસ્તે કરવામાં આવી હતી. તે વખતે લાયબ્રેરીનું ફંડ માત્ર નામનુંજ હતું. શ્રીમંત સરકાર મહારાજા સાહેબના રાજ્યારોહણના શુભ વર્ષમાં આ લાયબ્રેરી માટે સને ૧૮૮૧ માં જે મકાન મળ્યું હતું તે વખતના વહેવા પ્રમાણે આ લોકોની હાજતો વધતી જતી હોવાથી ન્હાનું અને પુરતી સોય વિનાનું લોકોને જણાવા લાગ્યું. આથી વધારે મ્હોટું અને બધી બાબતોની સગવડતાવાળું મકાન પ્રાપ્ત કરવાની જોગવાઇ કરી આપનાર કોઇ સમર્થ આગેવાનની જરુર પડી. આ જરુરીયાતને પહોંચી વળવાને માટે શ્રી હરિલાલભાઈએ ઘણીજ આતુરતાથી બીડું ઝડપ્યું. તેઓએ સતત મહેનત લઈ રાજ્યના અમલદારો તેમજ શહેરના ઉત્સાહી કાર્યકર્ત્તાઓની સહાયથી મકાનની જોગવાઇ કરી લેવામાં છેવટે ફતેહ મેળવી. આજ પ્રમાણે આ લાયબ્રેરી માટે પુસ્તકોનો સારો જમાવ કરવા સારું એક સંગીન ફંડ ઉભું કરવામાં પણ તેઓએ ઘણીજ જહેમત ઉઠાવી હતી. પરિણામમાં આજે એ લાયબ્રેરીમાં લગભગ ૧૮૧૮૦ રુપીયાનાં વાર્તા, નાટક, કાવ્ય, ઇતિહાસ, ચરિત્ર પ્રવાસ, ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, શાસ્ત્ર, કલા વગેરે વિષયોનાં ઉપયોગી અને બોધદાઈ પુસ્તકો હસ્તીમાં આવી શક્યાં છે. અને વધારામાં લાયબ્રેરી માટે એક સુંદર ને વિશાળ, ભવ્ય ને ખુલ્લી હવા અજવાળાની સૌઇવાળું મકાન પણ ઉભું કરી શકાયું છે. ઘણા વરસથી આ લાયબ્રેરીની વ્યવસ્થાપક સભાના શ્રી હરિલાલભાઇ એ એક અગ્રગણ્ય સભાસદ છે અને સંસ્થાના તેઓ લાઇફ મેમ્બર પણ છે. તેમણે પોતા તરફથી આ સંસ્થાને ફરનીચરમાં એક કપાટ સને ૧૯૧૦ માં અને કેટલાંક ઉપયોગી પુસ્તકો ભેટ તરીકે આપ્યાં છે. લાયબ્રેરીમાં પ્રજા વર્ગ તરફથી દિન પ્રતિદિન વધુ લાય લેવાય તે માટે તેઓ સતત્ પ્રયાસ કરી રહ્યાં છે. લાયબ્રેરીના ફંડમાં ઉમેરો કરવા માટે તેઓએ શ્રીમંત લોકોને લાઇફ મેમ્બર અને પેટ્રન બનાવવા અને એ રીતે લાઇફમેમ્બરશિપની અને પેટ્રનની ફી રુ. ૧૦૦ અને રુ. ૨૫૦ જેટલી રકમ એવા શ્રીમંતો પાસે મેળવી લેવા જે ખંત અને પરિશ્રમથી તનતોડ મહેનત કરી છે તે માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. તેમની આ સેવા માટે પ્રસ્તુત સંસ્થાના કાર્યકર્તાઓએ એક સ્થળે જે આભાર વચનો દર્શાવ્યાં

છે તે અમે અત્રે રજુ કરીએ છીએ. " આ રાજ્યની ધારાસભાના સભાસદ રા. રા. વકીલ હરિલાલ ગોવીંદજી સાહેબે વખતો વખત કમીટીમાં હાજર રહી ખરો ઉત્સાહ અને લાગણી બતાવી લાયબ્રેરીના કામમાં યોગ્ય સલાહ આપી જે મદદ કરી છે તે માટે આ લાયબ્રેરીની સંસ્થા તેમની આભારી છે. "

આ લાયબ્રેરી ઉપરાંત શહેરમાં અત્યારે બીજી ચાર પાંચ લાયબ્રેરીઓ કાંઈક નાના પ્રમાણમાં હસ્તીમાં જે આવી શકી છે તે ઘણે અંશે શ્રી હરિલાલભાઇના સતત્ પ્રયાસ અને સલાહને આભારી છે. આ ચાર પાંચ લાયબ્રેરીઓમાં બાળ પુસ્તકાલય અને મહીલા પુસ્તકાલયનો પણ સમાવેશ થઇ જાય છે. આ બેઉ ઘણી મહત્ત્વની સંસ્થાઓને ઉપસ્થિત કરવામાં શ્રી હરિલાલભાઇએ ઘણોજ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. બાળ પુસ્તકાલય એ કીંડરગાર્ટન સ્કુલને અંગે છે અને મહીલા પુસ્તકાલય એ અમરેલી સેવક મંડળને અગે છે. આ બેઉ સંસ્થાઓને ઉચ્ચ સ્થિતિમાં લાવવામાં તથા તેઓનો ચાલુ નિભાવ કરવામાં તેઓ ઉત્સાહભર્યો ભાગ લે છે અને આજે એ સંસ્થાઓ બાળકો તથા સ્ત્રીઓ માટે ઘણીજ ઉપયોગી અને આશાર્વાદ સમાન થઈ પડી છે. પ્રસ્તુત સંસ્થાઓની આ ફતેહનો આધાર શ્રી હરિલાલભાઇને જ આભારી છે.

**અમરેલી હિંદુ સ્ત્રી હુન્નર ઉદ્યોગશાળા.**

અમરેલી હિંદુ સ્ત્રી હુન્નર ઉદ્યોગશાળા સ્થાપન કરવાનું કાર્ય એ પણ બીજા ગૃહસ્થોની સહાય સાથે એમની એક મુખ્ય અને મહત્ત્વની પ્રવૃત્તિજ લેખાશે. નિરાધાર તેમજ અન્ય સારી સ્થિતિ ભોગવનારી હિંદુ સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપવાને લગતી સંસ્થાના અભાવે કાઠીયાવાડમાં આવેલી આવી કેટલીક અબળાઓને ઘણી કષ્ટદાયક અને હલકા પ્રકારની મહેનત મજુરી કરી પોતાનો નિર્વાહ ચલાવવો પડે છે. તેમજ મનુષ્ય જીંદગીમાં દરેક સમય એક સરખો નહીં રહેતાં જીવનમાં થતાં ફેરફારોથી ઘણી વખત સ્થિતિ ફેર થઇ જાય છે. જેથી પોતાનું જીવન સુખરુપ ચલાવી શકાય એ અર્થે તેમજ ગૃહસંસારમાં આવું શિક્ષણ ઘણું ઉપયોગી અને મદદરુપ થઇ પડે, તે અર્થે મુંબઇનિવાસી શેઠ વીરજીભાઈ પેરાજ કે જેઓની લાગણી સમાજ હિતના કાર્યો પ્રત્યે હમેશાં એક સરખી છે તેમના અંતઃકરણમાં કાઠીયાવાડના એક મધ્ય બિંદુ જેવા અમરેલી શહેરમાં આવી એક સંસ્થા ઉઘાડવા કોઈ સજ્જન તરફથી થયેલ સુચના મુજબ ઇચ્છા ઉત્પન્ન થઇ અને, તેને અમલમાં મુકવા પોતાની માયાળુ ઉદારતા બતાવવામાં આવી. આ વિષયને લગતી બધી હકીકત અમરેલીના

પ્રતિષ્ઠિત આગેવાનો આગળ રજુ કરવામાં આવી. આ આગેવાનોમાં આપણા ચરિત્ર નાયક આ કાર્ય પાર પાડવા માટે સૌથી મોખરેજ હતા. થોડીક મુદ્દત સુધી આ વિષયમાં ઘટતે ઠેકાણે પત્રવ્યવહાર ચલાવવામાં આવ્યો અને પરિણામે આ યોજના મુકરર થતાં સંવત ૧૯૬૬ ના આશ્વીન શુદી ૨ અને તા. ૬-૧૦-૧૦ ના રોજ અમરેલી હિંદુ સ્ત્રી ઉદ્યોગશાળા એ નામની સંસ્થા ખુલ્લી મુકવામાં આવી. છેલ્લા ૬ વર્ષથી આ સંસ્થાના શ્રી હરિલાલ-ભાઈ પ્રમુખ છે. ઉપરાંત આ સંસ્થાના તેઓ લાઇફ મેમ્બર છે. આ સંસ્થામાં અત્યાર સુધી જો કોઇએ વધુ આગેવનીભર્યો ભાગ લઈ સંસ્થાને હાલની ઉચ્ચ તેમજ આદર્શ સ્થિતિમાં મુકી હોય, તો તે શ્રી હરિલાલભાઇજ છે. "આ સંસ્થા પ્રત્યે પૂર્ણ ભાવ બતાવનાર અને પ્રમુખ તરીકે સંસ્થાનું કામ કરનાર રાજ રત્ન વકીલ રા. રા. હરીલાલભાઇ ગોવીંદજી એમનો અમે ફરીને આભાર માનીએ છીએ." આ અભિપ્રાય જે આ સંસ્થાના સંચા-લકોએ વ્યક્ત કર્યો છે, તે આ વાતની સાક્ષી પુરે છે. હાલ આ સંસ્થા અમરેલીમાં તેમજ સમસ્ત કાઠીયાવાડમાં એક નમુનેદાર સ્ત્રી ઉપયોગી હુન્નર શીખવતી સંસ્થા તરીકે તેના ઉત્પાદકોની ઉજ્જવલ કીર્તિ જગજાહેર કરે છે. સ્ત્રી શિક્ષાવિષયક આવી આદર્શ સંસ્થા ઉપસ્થિત કરવામાં આવો આગેવાનીભર્યો ભાગ લઇને સ્ત્રીઓની ઉન્નતિના કાર્યોમાં આવો સંગીન ફાળો સમાજની આગળ ધરીને એક સાચા અને આદર્શ સમાજ સુધારકનું કાર્ય આપણા ચરિત્ર નાયકે બજાવ્યું છે.

કેળવણીના વિષયમાં આપણા ચરિત્ર નાયકની ત્રીજી મુખ્ય પ્રવૃત્તિ અમરેલી કિન્ડરગાર્ટન સ્કુલ એ સંસ્થા સંબંધીની છે.

**કિન્ડરગાર્ટન સ્કુલ.** નાનાં બચ્ચાઓને કેળવણીનો લાભ આપવો અને તેમ કરવામાં બચ્ચાંઓને એક આનંદનું કાર્ય થઇ પડે તથા તેમના મન, શરીર અને આત્માને યોગ્ય અને પુરતો વિકાસ મળે તેવા હેતુથી અમરેલીમાં કિન્ડરગાર્ટન સ્કુલ (નાનાં બચ્ચાંઓને આનંદની સાથે શિક્ષણ મળે તેવી શાળા) નામની જે સંસ્થા તા. ૧-૮-૧૯૧૨ ના રોજ સ્થપાઇ છે, તે ઘણે અંશે આપણા ચરિત્ર નાયકનેજ આભારી છે. અને એ સંસ્થાને એક ઝળકતી કારકીર્દિમાં થોડાંક વર્ષ પસાર કરાવવામાં તેમજ તેનો ચાલુ આર્થિક નિભાવ જાળવી રાખવામાં શ્રી હરિલાલભાઇએ જે મરદાની ટેકો આપ્યો છે અને જે વિરલ જાતિભોગ આપ્યો છે, તે માટે તેમની એ સંસ્થાની અદ્વિતીય સેવા ખરેખર અમરેલીની તવારીખમાં સોનેરી

અક્ષરોથી હમેશને માટે કોતરાઇ રહેશે. આ સંસ્થાની યોજના જ્યારે નક્કી કરવામાં આવી અને તેને અમલમાં મુકવાનો જ્યારે સમય પરિપક્વ થયો, ત્યારે તે અતિ મુશ્કેલીભર્યું કાર્ય પાર પાડવામાં આ યોજનાના ઉત્પાદકોને પ્રજાવર્ગના એક નિઃસ્વાર્થી અને મોભાદાર એવા એક આગેવાનની સહાયની પ્રથમ અનિવાર્ય આવશ્યક્તા લાગી. આ જરુરીયાતને પહોંચી વળવાને માટે ઉત્પાદકોને બહુ વાર લાગી નહી. તેઓની નજર શ્રી હરિલાલભાઈ ઉપર સહેજે પડી અને પ્રસ્તુત કાર્યમાં તેઓને એમની સહાય કુદરતી રીતેજ મળી આવી. કુદરતી રીતે એટલા માટે કે જ્યારે શ્રી હરિલાલભાઇને જણાયું કે કીન્ડરગાર્ટન સ્કુલ એ નામની એક સંસ્થા અમરેલીમાં સ્થાપવા માટે કેટલાક કાર્યકર્તાઓ પ્રયાસ કરી રહ્યાં છે, અને તેમને ઉત્તેજનની ખાસ જરુર છે, ત્યારે તેમણે એકદમ પોતાની યથાશક્તિ સેવા માટે પ્રબળ ઇચ્છા વ્યક્ત કરી, આ સબંધમાં પ્રસ્તુત સંસ્થાના સેક્રેટરી રા. રા. ચત્રભુજભાઈ જગજીવનદાસ દોશી બી. એ. એલ. એલ. બી. કે જેઓ વડોદરા રાજ્ય પ્રજા મંડળના પાંચમા અધિવેશનના સ્વાગત સમિતિના અધ્યક્ષ હતા તેમના શ્રી હરિલાલભાઈ સબંધીના કેટલાક પ્રાસંગિક શબ્દો કે જે અમે અમરેલી કીન્ડરગાર્ટન સ્કુલના સને ૧૯૧૫ ના રીપોર્ટમાંથી ઉતારી લીધા છે તે ઉપર વાચકનું ખાસ લક્ષ ખેંચવા અમો અત્રે તે શબ્દોની નોંધ લઇએ છીએ. શ્રી ચત્રભુજભાઇ એ રીપોર્ટમાં લખે છે કે, " કીન્ડરગાર્ટન સ્કુલ એ નામની સંસ્થા સ્થાપવાનો નિર્ણય અમલમાં મુકાય તે પહેલાં અહીંના પ્રજાવર્ગના લક્ષણોથી પૂર્ણ માહીતગાર હોય એવા એક પરિપકવ બુદ્ધિના નિઃસ્વાર્થી ગૃહસ્થની પૂરી અગત્ય લાગી અને આ રાજ્યની ધારાસભાના માનનીય સભાસદ અને અહીંના આગેવાન શહેરી રા. રા. હરિલાલ ગોવિંદજી પારેખ બી. એ. એલ. એલ. બી. કે જેઓશ્રીએ જાહેર સેવા માટે કેવળ નિસ્પૃહતાથી પોતાના અંગત લાભોના અનેક ભોગો આપ્યાં છે તેમની સહાય કુદરતી રીતે મળી આવી. " અર્થસૂચક પંક્તિઓ ઉપરથી એ તો સહેલાઇથી સમજી શકાશે કે શ્રી હરિલાલભાઇમાં પ્રજાવર્ગ તરફ કેવો આદરભાવ અને ગાઢ વિશ્વાસ હોવાનું જણાય છે.

ખાસ કરીને વડોદરાની લેજીસ્લેટીવ કાઉન્સીલના લોકપ્રિય સભાસદ રા. રા. હરિલાલ ગોવીંદજી પારેખ બી. એ. એલ. એલ. બી. અહીંની બીજી બધી લોકોપયોગી સંસ્થાની માફક આ બાલ સંસ્થાની પણ સ્નેહથી સંભાળ લે છે. એ તેના ભવિષ્યને માટે શુભ આશાઓ રાખવાનું કારણ છે.

મણીશંકર રત્નજી ભટ્ટ બી. એ.
માજી ડાયરેક્ટર ઑફ એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ.
ભાવનગર સ્ટેટ.

" This School is very greatly supported by Mr. Hiralal and he deserves the town's thanks for the same. "

17–5–13 Amreli } (Sd.) Vishwanath P. Vaidya.
Barrister–at–Law
Bombay.

I heartily congratulate Mr. Hiralal ( President ) for the zeal & genuine magnanimity, with which, he is working. "

1–4–14 Amreli } (Sd.) Anopram R. Bhatt.
B. A. L. L. B.
Asstt. Revenue Officer
Una Division
Junagadh.

" This institution has the proud priviledge to work under the fostering care of a public spirited citizen like Mr. Hiralal. I wish every success to this infant institution. "

24–4–14 Amreli } (Sd.) M. N. Amin.
Asst. Curator of state
Libraries
Baroda State.

આ સંસ્થાને રા. રા. હરિલાલ ગોવિંદજી વકીલ તે ધારાસભાના સભાસદ જેવા ભલા સુકાની મળ્યાં છે એટલે એ હકીકતજ એ સંસ્થાની આબાદીની નીશાની છે.

દોરાબ ટી. પાવરી.
તા. ૧૭–૮–૧૪. સુબા અમરેલી પ્રાંત.

**અમરેલી કેળવણી ફંડ.**

કિન્ડર ગાર્ટન સ્કુલ પછી અમરેલી કેળવણી ફંડની પ્રવૃત્તિ વિષે હવે કંઇક લખીશું આ ફંડ કે જેનો હેતુ અમરેલીમાં ગરીબ તેમજ નીરાધાર બાળકોને કેળવણી લેવાના કાર્યમાં જરૂરી મદદ આપવાનો છે તેની શ્રી હરિલાલભાઇએ અમરેલીના કેટલાક ઉદાર અને સખી ગૃહસ્થોને સાથે રાખીને તા. [illegible] ના રોજ સ્થાપના કરી આ કાર્યમાં શ્રી હરિ-

લાલભાઈએ સૌથી આગેવાની ભર્યો ભાગ લીધો છે. અને આ ફંડના વ્યવસ્થાપક મંડળ managing Commitee ના તેઓશ્રી કાયમના અધ્યક્ષ ( president ) છે. આ ઉપરાંત કોઇ પણ ગરીબ વર્ણના વિદ્યાર્થીને પોતાથી બની શકતી દરેક મદદ આપવાને હમેશાં તેમનું દયામય અને દીલસોજી ભર્યું હૃદય તૈયારજ જોવામાં આવે છે. તેમના આવા માયાળુ અને ઉદાર સ્વભાવને લઇને કોઈ પણ ગરીબ વિદ્યાર્થી અગર તો કોઇ પણ સહૃદય ગૃહસ્થ મદદની માગણી કરવા સારુ તેમના ઘરે ઘણીજ સહેલાઈથી જઇ શકે છે અને પુરતો સંતોષ લઇને પાછો ફરે છે. ઘણી વખત તેમને ઘેર ગરીબ વિદ્યાર્થીઓ અગર તો ગરીબ વિદ્યાર્થીઓના હિતચિંતકો અને વાલીઓ મદદની ભલામણ કરવા સારૂ દરોડો પાડતા જોવામાં આવે છે. વિદ્યાર્થીઓના હીત તરફ તેઓ કેવી અનુકરણીય કાળજી અને મમતા રાખે છે, એ જોવું હોય તો નીચે આપેલ એક પ્રસંગની હકીકત ઉપરથી આપણને એ જણાઇ આવશે.

સને ૧૯૨૬ ના ફેબ્રુઆરી માસમાં વડોદરા રાજ્યની અંગ્રેજી શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની ફીમાં જ્યારે લગભગ બેવડો વધારો સત્તાવાળાઓ તરફથી કરવામાં આવ્યો, ત્યારે અમરેલીના એ વિદ્યાર્થીઓમાં ભારે ખળભળાટ થઇ રહ્યો. વિદ્યાર્થીઓએ શાળામાં હડતાલ પાડી અને પ્રોટેસ્ટ મીંટીગો ભરી. આવી એક મીંટીગમાં શ્રી હરિલાલભાઇને અધ્યક્ષપદ સ્વીકારવા માટે વિદ્યાર્થીઓએ અસાધારણ આજીજીથી આગ્રહ કર્યો. અસાધારણ આજીજી એટલા માટે કે વિદ્યાર્થીઓ સમજતા હતા કે આપણો પ્રોટેસ્ટ વ્યર્થ ન જવા દેવો હોય તો આપણી મીંટીગના પ્રમુખ શ્રી હરિલાલભાઇનેજ બનાવવા. વિદ્યાર્થીઓ સમજતા હતા કે અમરેલીમાં જો કોઈ પણ વજનદાર અને નામાંકિત વ્યક્તિ હોય તો તે શ્રી હરિલાલભાઈજ છે, અને જો આપણી પ્રસ્તુત ચળવળને યશસ્વી બનાવવી હોય તો આપણો આપણી ચળવળમાં શ્રી હરિલાલભાઇને કોઈ પણ રીતે અને ભોગે ઘસડયા સિવાય છુટકો નથી. વિદ્યાર્થીઓ તરફની દીલસોજી ભરી લાગણી અને કેળવણી વિષયક વિદ્યાર્થીઓની સેવા ઉઠાવવાની ધગશ એ બેઉ કારણોએ શ્રી હરિલાલભાઇને ઉક્ત સભાના પ્રમુખપદ સ્વીકારી લેવાની ફરજ પાડી. વિદ્યાર્થીઓની આ યાદગાર સભામાં તેઓએ પ્રમુખ તરીકે એક લંબાણથી છટાદાર ભાષણ કર્યું હતું. તેમના આ ડહાપણ યુક્ત ભાષણમાં વિદ્યાર્થીઓના આવા અણધાર્યા અને લગભગ અસહ્ય સંકટ માટે લાગણી અને દર્દભર્યા ઉદ્ગારો હતા અને એ સાથે વિદ્યાર્થીઓને કર્તવ્ય વિમુખ ન થવાની સહેજ

કડક પણ સહ સ્નેહ ટીકા હતી. વિદ્યાર્થીઓને ખામોશ અને સબુરી રાખ-વાની તેઓએ સલાહ આપી હતી. અને તેઓનું (વિદ્યાર્થીઓનું) આ સંકટ જેમ બને તેમ જલદી દુર કરવા સારુ તેઓ પોતે યથાશક્તિ અને યથામતિ ઘટતાં પગલાં લેશે તેવા રાહત ભર્યા ઉદ્‌ગારોથી વિદ્યાર્થીઓના સ્વભાવિક આવે-શને ઓગળાવી નાખીને તેઓ બધાને ખુશ કર્યા હતા. આ ઉપરાંત પ્રસ્તુત સભામાં વિદ્યાર્થીઓને શ્રી હરિલાલભાઇએ એક પ્રાસંગિક અને ઘણોજ કીમતી બોધ આપ્યો હતો. વિદ્યાર્થીઓને તેમને શું મહત્વાકાંક્ષા રાખવી અને કયા ક્ષેત્રમાં કેવું કાર્ય કરવું તેના વિષે ઇસારો કરતાં જણાવ્યું કે "આજ કાલ સેવા કરવાનો એકજ માર્ગ હોય એવી માન્યતા ઘણે સ્થળે ચાલી રહી છે. અને ઘણા ખરા વિદ્યાર્થીઓ એમજ માનતા થયા લાગે છે કે માત્ર પ્રચલિત રાજ્ય નીતિના વિષયોમાં માથું માર્યાથી આપણે દેશની સાચી અને સંગીન સેવા કરી શકીશું. આ બાબતમાં (શ્રી હરિલાલભાઇએ) આથી વધારે ફળદાયક અને વધારે ઉપયોગી કાર્યક્ષેત્ર તરફ સૌ વિદ્યાર્થીઓનું ખાસ લક્ષ ખેંચ્યું હતું. અને સમાજ સુધારોના ખટપટ રહિત વિષયો તરફ વધારે કાળજી આપી પોતાનું વિદ્યાર્થી જીવન કૃતાર્થ કરવાની વિદ્યાર્થીઓને અનુકરણીય સલાહ આપી હતી. પોતાના અનુભવમાંથી તેમણે ઘણાજ રમુજી તેમજ લાભદાઈ દાખલા ટાંકી થોડી મહેનતે કેટલીક વાર કેવું સુંદર અને ફતેહમંદ કાર્ય થઈ શકે છે, તેનું અસરકારક વર્ણન કર્યું હતું અને ભણેલ ગણેલ ઉછરતા નવ યુવાનો જયારે નિઃસ્વાર્થ કુટુંબ સેવા અને સમાજસેવામાં દરેક પ્રકારની સાવધાની રાખી ઉત્સાહ, હીમત અને પ્રમાણિ-કતાથી ઝંપલાવશે, ત્યારે દેશમાં સુખજન્ય એવી દરેક પ્રકારની ઉન્નતિ રૂપી સુવર્ણમય સૂર્ય ઉગશે એવી આશા ભરી આગાહી કરી તેમણે પોતાનું મુસદ્દી અને બોધજનક ભાષણ સમાપ્ત કર્યું હતું."

આ પછી થોડી મુદતે શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી તા. ૧૮–૨–૨૬ ના રોજ અમરેલી પધારી ત્યારે શ્રીમંતને લેખી અરજી સ્કુલ ફી નહિં વધારવા માટે પ્રજા તરફથી શ્રી હરિલાલભાઈ, જગજીવનદાસ મહેતા વિગેરેએ આપી અને તે અરજીની હકીકત શ્રીમંતને રૂબરૂ નિવેદન કરવા શ્રી હજુર કામદાર સાહેબને શ્રી હરિલાલભાઇએ વિનંતિ કરી. ઘણી આનાકાની પછી શ્રી હજુર કામદારે અમરેલીના અગ્રગણ્ય ગૃહસ્થોના ડેપ્યુટેશન રૂપે શ્રી હજુરને મળવા ગોઠવણ કરી આપી. શ્રી હરીલાલ અને ડેપ્યુટેશનના ગૃહસ્થો શ્રીમંતને મળ્યા. ડેપ્યુટેશન તરફથી શ્રીમંત મહારાજા સાહેબને હાલ

વધેલી ફીનો અમલ અમરેલી પ્રાંતમાં નહિ કરવા વિનંતિ કરતાં હૃદયપૂર્વકના ઉદ્‌ગારોથી વિનવણી કરી કે–" આ પ્રાંતની પ્રજા બીજા પ્રાંતના મુકાબલે ગરીબ છે, અમો કાઠીયાવાડના દેશી સંસ્થાનોની વચ્ચે વસીએ છીએ. કાઠીયાવાડના ઘણા દેશી રાજ્યોમાં માધ્યમિક કેળવણી મફત અપાય છે. અને બીજા કેટલાંક રાજ્યોમાં જુજ ફી લેવાય છે. વળી અમરેલીમાં બહારના પ્રદેશના સખી ગૃહસ્થોની ઉદાર સહાયથી ઘણી બોર્ડીંગો સ્થપાએલી છે. અને સંખ્યાબંધ ગરીબ વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે. અમરેલી શ્રીમંતની કૃપાથી કેળવણીનું ધામ કાઠીયાવાડમાં ગણાય છે. રાજ્યનું ગૌરવ છે. સાથે પ્રજાનું ગૌરવ છે. આપણી સરકાર કાઠીયાવાડમાં સાર્વભૌમસત્તા મેળવવા પ્રયત્ન કરે છે તે વખતે કાઠીયાવાડી પ્રજામાં આપણી સરકારની કેળવણી વિષયક પ્રગતિ માટે ખોટો ખ્યાલ ફી વધારી મૂકવાથી થવો ઇષ્ટ નથી. તેમના સંસ્થાનો કરતાં આપણા રાજ્યમાં કેળવણી લેવા માટે તેમજ ઉત્કર્ષના બીજા સાધનોની સવડતા અને સુખ હોય એમ તેમની ખાત્રી થાય તો તેમની વૃત્તિ આ રાજ્ય તરફ સારી રીતે ખેંચાય. મીડલ અને હાઇસ્કુલના વિદ્યાર્થીઓની આર્થીક સ્થિતિનું પત્રક તૈયાર કરી રજુ કરેલું છે તેથી પણ સ્થીતિ ગરીબ છે એમ ખાત્રી થશે." ઘણી લાગણીથી અને ખરા જીગરથી આમ કરવામાં આવેલી વિનંતિનો શ્રીમંતે જવાબ આપ્યો કે,

There are two sides of a Shield. You have not referred to the other side. ઢાલને બે બાજુ હોય છે તમે બીજી બાજુ સંબંધે બોલ્યા નહિ. તે એ છે કે, શિક્ષકોના પગાર વધારવામાં આવ્યા છે તેથી ફી વધારવી જોઇએ. છતાં વિચાર કરીશું. તેના જવાબમાં શ્રી હરીલાલભાઇએ ફરી વિનંતિ કરી કે રાજ્યના બજેટમાં ઘણી બચત છે તેથી પગાર વધારવામાં આવે અને ફી ન વધારવામાં આવે તો પણ કાંઇ હરકત આવે તેવું નથી. વળી કાઠીયાવાડના કેટલાક દેશી સંસ્થાનોમાં પણ પગાર આપણા જેટલા અપાય છે, છતાં શિક્ષણ મફત છે. આ ડેપ્યુટેશનની મુલાકાત થયા પછી શ્રી હરીલાલભાઇને આશા હતી કે અમરેલી પ્રાંતને લાભ મળશે. પરંતુ લગભગ બે માસે તે પછી તે અરજીનો જવાબ નકારમાં મળ્યો, પરંતુ માફીના ટકા કાંઇક વધ્યા. પોતાનો ધર્મ બજાવતાં શ્રી હરીલાલભાઇને આ પરીણામથી ઘણી નાશીપાસ થઈ પરંતુ તેઓ હમેશ એવું માનનારા છે કે "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" તેથી તેમણે મનનું સાંત્વન કર્યું.

અમરેલીના મુસલમાન ભાઇઓને શ્રી હરિલાલભાઈ માટે ઘણું ઉંચા પ્રકારનું માન છે. શ્રી હરિલાલભાઇ પોતાની વિદ્વત્તા, ઉદાર મનોવૃત્તિ, અને અસાધારણ નિસ્પૃહતાથી ઈસલામી બીરાદરોનો અસ્ખલિત વિશ્વાસ સંપાદન કરી શક્યા છે. પોતાની કોમના કેટલાક અતિ મહત્વના

**ધી અમરેલી મોહમેડન એજ્યુકેશનલ સોસાયટી.**

પ્રશ્નોની ઉકેલ કરાવવા અમરેલીના ઈસ્લામી બીરાદરો શ્રી હરિલાલભાઇની વખતો વખત સલાહ લે છે. જ્યારે સને ૧૯૦૪ ના એપ્રીલ માસની તારીખ ૨૪ મીએ સ્થપાયેલી ધી અમરેલી મોહમેડન એજ્યુકેશનલ સોસાયટીની તારીખ ૪-૧-૧૪ ની વાર્ષિક જનરલ સભા અમરેલીના તે વખતના સુબા ( Couotor) મે. દોરાબ. ટી. પાવરી. કે જેઓ આ સંસ્થાના અધ્યક્ષ હતા, તેમના પ્રમુખપણા નીચે ભરાયેલી હતી. ત્યારે આ સંસ્થાની મેનેજીંગ કમીટીના ચેરમેનની (વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષની ) જગ્યા સ્વીકારવા શ્રી હરિલાલભાઈને આ સંસ્થાના પ્રવર્તકોએ ઘણોજ આગ્રહ કર્યો હતો. આ ઉપરથી જોઇ શકાશે કે ઇસલામી ભાઇઓને શ્રી હરિલાલભાઇ માટે કેટલો બધો ચાહ અને વિશ્વાસ છે. શ્રી હરિલાલભાઇએ આ આગ્રહભરી માગણીના જવાબમાં આસપાસના સંજોગો ધ્યાનમાં લઇને પોતાની લાક્ષણિક ત્યાગ વૃત્તિ દરશાવતાં ઇસલામી ભાઇઓને જણાવ્યું કે આ હોદ્દો કોઈ મુસલમાન કેળવાયેલા આસામીને અપાય તો તે વધુ આવકારદાયક થઇ પડશે. આથી મુસલમાન ભાઇઓએ તેમની આ સૂચના માન્ય રાખી. પરંતુ તે સાથે તેઓએ શ્રી હરિલાલભાઇ પાસે મેનેજીંગ કમીટીના સભાસદની જગ્યા સ્વીકારી લેવાનું વચન પણ લીધું. આ સંસ્થાની નૌકાને કોઈ પણ અડચણો રૂપી ખડકો સાથે નહીં અથડાવા દેતાં સુફલદાઈ વિચારો અને વિચારશીલ કાર્ય પદ્ધતિ અમલમાં મુકાવવાનો શુભ આરંભ કરાવી આપી, નિયોજિત ધ્યેયે તે સરળતાથી અને વખતસર પહોંચે તેવી વ્યવસ્થા કરી આપી. શ્રી હરિલાલભાઇએ મુસલમાન કોમની સંગીન સેવા બજાવી છે. મુસલમાન કોમના વિદ્યાર્થીઓ માટે અમરેલીમાં બોર્ડીંગ સ્થાપવા સારુ તેમણે સારો ભાગ લીધો છે. હાલ પણ મુસલમાન કોમ ઉન્નતિના સર્વે પ્રદેશોમાં પ્રગતિ કરી શકે તેવા કાર્યોમાં ભાગ લેવાની જ્યારે જ્યારે તેમને તક મળે છે ત્યારે ત્યારે તેઓ તેમાં પોતાના તરફથી યથાશક્તિ દરેક મદદ આપે છે. અને એ રીતે એ કોમની કીમતી સેવા બજાવે જાય છે.

પહેલી ગુજરાત કેળવણી પરિષદ અમદાવાદમાં તા. ૨૩-૧૦-૧૯૧૬ માં થએલી તેમાં સમસ્ત ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની ચર્ચા અને [illegible] [illegible]

વણીના વહેવારૂ કાર્યો કરવા ગુજરાત કેળવણી મંડળ સ્થાપવાનું પરિષદે ઠરાવેલું. તે કાર્ય માટે જોઈતા જરૂરી પગલાં લેવા માટે કમીટી નીમવામાં આવેલી તેમાં શ્રી હરિલાલભાઈ એક સભ્ય નીમાએલા. તદુપરાંત ગુજરાત કેળવણી મંડળના ધારાધોરણ ઘડવા માટેની કમીટીમાં પણ તેઓ એક સભાસદ નીમાએલ.

**કાઠી પરિષદ.**

દરેક કોમને કેળવણીની અભિવૃદ્ધિ કરવા માટે તે પ્રયાસમાં સારી નિષ્ટાથી તેમણે મદદ કરેલી છે. કાઠી કોમમાં કેળવણીના સાધનો પૂરા પાડવા માટે તે કોમના અમરેલી પ્રાંતના કાઠી આગેવાનો તેમની સલાહ લેવા માટે આવેલા અને તેમની સહાનુભૂતિ અને યોગ્ય દોરવણીથી અમરેલીમાં તા. ૨૯–૧–૨૮ ના રોજ અમરેલી પ્રાંત કાઠી પરિષદ્ મળેલી.

**જીમખાનાની સંસ્થા બાબત.**

પ્રજાની શારીરિક સંપત્તિ વધે, પ્રજાનું આરોગ્ય અને તંદુરસ્તી જળવાય રમત ગમત અને અખાડાથી પ્રજાનો શારીરિક વિકાસ થાય, અને પ્રજામાં ભ્રાતૃ ભાવની વૃદ્ધિ થાય, તેવા હેતુથી અમરેલી શહેરમાં જીમખાનાની જે સંસ્થા તા. ૭–૫–૨૪ ના રોજ સ્થપાઇ છે, તે સંસ્થાની સ્થાપનામાં શ્રી હરિલાલભાઇએ સેવાનો સારો હિસ્સો આપ્યો છે. સંસ્થાને ઉન્નત સ્થિતિ ઉપર લાવવામાં તથા તેના ચાલુ નિભાવ અને વહીવટની બાબતમાં તેઓ ઘણા ઉત્સાહ અને ખંતથી આગેવાનીભર્યો ભાગ લે છે. આ સંસ્થાની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે માટે તેનો સંક્ષિપ્ત હેવાલ આપવો અસ્થાને નહીં ગણાય.

અમરેલીના કેટલાક કેળવાયલા યુવકોએ શહેરના પ્રતિષ્ઠિત આગેવાનોની સહાયથી સહાયકફંડ નામનું એક ભંડોળ ઉપસ્થિત કર્યું હતું. આ ફંડની જમાવટ સારી થાય તે માટે આ યુવકોએ એક સુંદર નાટચ પ્રયોગની યોજના કરી હતી. નાટય પ્રયોગને પ્રજા તરફથી સારૂં ઉત્તેજન મળવાથી રૂ. ૫૦૦ જેટલી રકમ આ ફંડમાં જમા થઈ શકી. આ અરસામાં શ્રી હરિલાલભાઇ તેમજ શહેરના બીજા આગેવાનો અમરેલી કે જે કાઠીઆવાડનું એક મધ્ય સ્થળ છે. વડોદરા રાજ્યના એક પ્રાંતનું એક મહત્ત્વનું અને મુખ્ય શહેર છે, જેને કુદરતે ઉત્તમ પ્રકારના હવા પાણીની બક્ષિસ આપી છે. અને તેમ બહારના તેમજ રાજ્યના ઘણા માણસો આરોગ્ય મેળવવા માટે વખતો વખત આવે જાય છે, તેવા સ્થળે જીમખાના જેવી એક સંસ્થાની ભારે જરૂર હોવાથી તે સ્થાપવા માટે પ્રાથમિક પ્રયાસો કરે જતા હતા. પછી તા. ૧૨–૯–૨૦ ના રોજ આ સંસ્થા માટે ફંડ એકત્ર કરવા,

જમીન મેળવવા, જરૂરી સાધનો પુરાં પાડવા, તથા મકાન બંધાવવા વગેરે વ્યવસ્થા કરવા માટે શ્રી હરિલાલભાઇના પ્રમુખપણા નીચે શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક કમીટી નીમવામાં આવી. એ કમીટીના લગભગ દરેક સભ્યને જુદુ જુદુ કાર્ય શ્રી હરિલાલભાઇએ વહેંચી આપ્યું. એક પાસથી વેપારીઓને ને વકીલોને, ગુજરાતી તેમજ ઇંગ્રેજી શિક્ષકોને તથા ઉત્સાહી અને વજનદાર એવા મોટી ઉમરના વિદ્યાર્થીઓને આ કાર્ય આગળ ધપાવવા સારૂં તેમણે ઘણીજ કુનેહ અને માયાભરી લાગણીથી કામે લગાડી દીધા અને બીજી પાસથી પોતે સંસ્થાના મકાન માટે સરકાર પાસેથી જમીન મફત મેળવવાનું કાર્ય ઉપાડયું. પરંતુ આ પ્રયાસમાં સફળતા મળી શકી નહીં. આથી નિરાશ ન થતાં તેઓએ કાર્યની દિશા ફેરવી. છેવટે પ્રભુ કૃપાથી તે કાર્યની સિદ્ધિ થઇ મુંબઇના એક સખી ગૃહસ્થ શેઠ ત્રીભોવનદાસ પ્રાગજી સંપટ કે જેઓ પોતાના સ્વ. સૌ. પત્ની રામકુંવરબાઈનું સ્મારક રાખવાના હેતુથી એક સાર્વજનિક સંસ્થા બંધાવવાની ખાયેશ ધરાવતા હતા તેમની પાસે જીમખાના માટે જોઇતી જમીન અને તેના અંગનું મકાન બક્ષિસ તરીકે આપવાથી આ હેતુ બર આવશે એવી સમજાવટ આપીને અને એ રીતે મકાનની અને તેના અંગની જમીનની ગર્ભિત માગણી કરતાં અને તેનો સ્વીકાર થતાં શ્રી હરિલાલભાઇએ મે. માધવરાવ મુરારરાવ શીતોળે સા. અને મે. ડાહ્યાભાઇ કસનજી નાયક સા. તથા ડોકટર દિવાનજી અને રા. વકીલ મોહનલાલ વિરજીભાઇ એમની મદદથી આ કાર્યમાં ફતેહ મેળવી.

સંસ્થાને હજુ વધારે સારા પાયા ઉપર લાવવા માટે એક સારૂં ભંડોળ ઉભુ કરવાની જરૂર જણાઈ. આ જરૂરીયાતને પહોંચી વળવાને માટે લોકોને જીમખાનાની જરૂરીયાત માટે અનેક દષ્ટાંતોથી તેઓ વાકેફ કરવા લાગ્યા. તેઓએ સમજાવ્યું કે દેશની શારીરિક નિર્માલ્યતા તથા નૈતિક અને બુદ્ધિ વિષયક નિર્બળતા, જો દુર કરવી હોય તો સમાજનું આરોગ્ય સાચવવાની ઘણીજ અગત્ય છે. અને આરોગ્ય સાચવવા માટે કસરતશાળા અને જીમખાના જેવી સંસ્થાની ખાસ જરૂર છે. શાન્તિ એ શારીરિક તેમજ સામાજીક આરોગ્યનું પહેલું તત્ત્વ છે. સમાજ જો જીવતું શરીર હોય તો તેની સંપૂર્ણ આરોગ્યતાનો આધાર તેના જુદા જુદા અંગોની નિયત કરેલાં કાર્યો બરાબર બજાવવાની શક્તિ ઉપરજ છે. સમાજનો દરેક સભ્ય સશક્ત અને પ્રવૃત્તિશીલ હોવો જોઇએ, પોતાનું કર્તવ્ય કરવાની અને પોતાના નક્કી કરેલા ક્ષેત્રમાં વિજયશાળી થઇને સમાજને બળવાન બનાવવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. આ શક્તિ ઉછેરવાને તેમજ ખિલવવાને

લોકોના આરોગ્યની અનિવાર્ય આવશ્યકતા છે. આરોગ્ય વધારવાનું સૌથી અસરકારક સાધન કસરત છે. જુદી જુદી જાતની કસરત લોકો શીખે તે સારૂં દેશમાં કસરત શાળાઓ અને અખાડાઓ સ્થાપવાની પહેલી અને અતિ મહત્ત્વની જરૂર છે. દેશની સાચી અને ચિરસ્થાયી દોલત એ દેશના તંદુરસ્ત યુવકોજ છે. આવી ઉચ્ચ પ્રકારની સમજાવટથી મે. માધવરાય મુરારરાવ શીતોળે સાહેબ તથા મે. ડાહ્યાભાઈ કસનજી નાયક સાહેબ અને શ્રી હરિલાલભાઇએ પ્રજાનું મન જીતી લીધું અને જીમખાનું અને અખાડો એ બંને કસરતના સાધનોને સારી રીતે પગભર કરવા માટે લોકોની તન મન અને ધનની સહાય ઘણીજ સહેલાઇથી મેળવી લીધી અને એક મોટી રકમનું ભંડોળ એકઠું કર્યું.

આ અરસામાં અમરેલીમાં શ્રીમંતરાજપૌત્ર યુવરાજ શ્રી પ્રતાપસીંહરાવ રાજે સાહેબ પધાર્યા હતા. આ તકનો લાભ લઇ તેઓ સાહેબના શુભ હસ્તે તા. ૭–૫–૧૨ ના રોજ જીમખાનાના મકાનના ખાત મુહુર્તની શુભ ક્રિયા આ ત્રણે મહાનુભાવોએ શ્રમ લઇ કરાવી હતી.

મે. માધવરાવ મુરારરાવ શીતોળે સાહેબે પ્રસ્તુત સંસ્થા માટે ફંડમાં નાણાંનો વધુ ઉમેરો કરવા માટે શ્રી હરિલાલભાઇ સાથે એક ડેપ્યુટેશન રૂપે મુંબઇ શહેરની ખાસ મુલાકાત લીધી. મુંબઈમાંથી ધનાઢ્ય વેપારીઓ પાસેથી તેઓ બન્નેએ લગભગ રૂા. પાંચહજારનું ફંડ ઉઘરાવી આપ્યું. આ રકમમાં મુંબઇવાળા શેઠ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ વગેરે કેટલાક ધનાઢ્ય ગૃહસ્થોએ ઘણોજ સંગીન ફાળો આપ્યો હતો. જીમખાનાની સંસ્થાના આત્મા રૂપ એવા આ બેઉ લોક હિત ચિંતકો જ્યારે મુંબઇથી અમરેલી આવ્યા ત્યાર પછી થોડી મુદ્દત વીત્યા બાદ જીમખાનાની આ સંસ્થા જાહેર પ્રજા માટે ખુલ્લી મુકવામાં આવી. આ જીમખાનાના અંગે એક અખાડાનું મકાન પણ સાથે જોડવામાં આવ્યું છે. જીમખાનાના કંપાઉન્ડનો વિસ્તાર લગભગ અડધા માઇલ જેટલો હશે. અમરેલીમાં ઉપસ્થિત થયેલી આ જીમખાનાના જેવી સંસ્થા આખા કાઠીઆવાડમાં બીજે ભાગ્યેજ મળી આવશે. આ સંસ્થાના હાલ શ્રી હરિલાલભાઈ જનરલ સેક્રેટરી છે. શ્રીમંત માહારાજા ગાયકવાડ સરકાર સર સયાજીરાવ માહારાજ જ્યારે તા. ૧૮–૩–૨૬ ના રોજ અમરેલી આવ્યા ત્યારે તેઓએ આ જીમખાનાની મુલાકાત લીધી અને શ્રી હરિલાલભાઇએ તેઓશ્રીને સંસ્થા સંબંધી હકીકત નીવેદન કરતાં તથા સંસ્થાનાં મેદાન, મકાનો વગેરે જોઇ તેઓશ્રીએ સારો સંતોષ બતાવ્યો હતો અને સંસ્થાના પેટ્રનમાં તેઓશ્રીનું નામ નોંધવા [illegible]

બતાવી હતી. શ્રીહરિલાલભાઇએ આ મહત્ત્વના કાર્યને જે ખંત અને અવિશ્રાંત શ્રમથી ફતેહમંદ રીતે પાર પાડયું છે જે સ્વાર્થ ભોગ આપી સમાજની સેવા કરી છે, તે ખરેખર હમેશને માટે જન સમાજને એક આશીર્વાદ સમાનજ થઈ પડશે. જો મનની ઋજુતા, અંતઃકરણની સરળતા, સ્વાર્થ ભોગ માટે તત્પરતા અને છેવટ સત્યપરાયણતા તેમનામાં ન હોત, તો તેમના આ પ્રશંસનીય પ્રયત્નમાં પરમ કૃપાળુ ઇશ્વરે સંખ્યાબંધ શ્રીમંત ગૃહસ્થોની સહાયતાની અનુકુળના એમને આપી તે લાભ એમને મળતજ નહીં. માટે એમના જીવનના આ જવલંત દષ્ટાંતથી આપણે સૌએ એજ ધડો લેવાનો છે કે જો આપણે પણ એવા એવા સદ્દગુણ કેળવીશું તો આપણને પણ એવી રીતની ઇશ્વરી સહાય મળશે અને ફુલ નહીં તો ફુલની પાંખડી જેટલું જન સેવાનું પુણ્ય આપણે પણ મેળવી શકીશું. અને એ રીતે આપણા જીવનને આદર્શ બનાવી શકીશું.

### પ્રાથમિકશાળાના શિક્ષકોની પરિષદ.

અમરેલીમાં તા. ૧૬-૪-૧૯૨૭ ના રોજ વડોદરા રાજ્ય પ્રાથમિક શાળાઓના શિક્ષકોની પરિષદ થએલી. તેમાં સત્કાર કમીટીના અધ્યક્ષ તરીકે તેમણે મનનીય ભાષણ, પ્રાથમીક કેળવણી અને શીક્ષકોના દરજ્જા સંબંધી કર્યું હતું. આજ અરસામાં શિક્ષણ સાહિત્ય પ્રદર્શન અને આરોગ્ય પ્રદર્શન તથા બેબી વીકના જનરલ સેક્રેટરી તરીકે બાહોશીથી કામ કરી બન્ને પ્રદર્શનો ઉપયોગી બનાવ્યા હતા.

### છાત્રાલય સંમેલન.

અમરેલીમાં તા. ૨૭-૨-૨૮ થી તા. ૨૯-૨-૨૮ સુધી છાત્રાલય સંમેલન ભરાએલું. તેની વ્યવસ્થાપક કમીટીના અધ્યક્ષ તરીકે ઘણા શ્રમ અને ઉત્સાહથી કામ ફતેહમંદ કરવામાં તેમણે બધો વખત અર્પ્યો હતો. આ સંમેલન ભરાતાં પહેલાં અંત્યજના પ્રશ્ને અમરેલીમાં બહુજ હોહા કરી મૂકેલી. પરંતુ ધૈર્યથી અને અડગતાથી એક સાચા નાયકને તે શોભે તેવી વૃત્તિ શ્રી હરિલાલભાઇએ ધારણ કરી ઉભા થયેલા વિરોધને લગભગ દબાવી દીધો હતો. સંમેલનમાં સત્કાર પ્રમુખ ડૉક્ટર જીવરાજભાઇ મુંબઇથી નહિ આવી શકવાથી તેમનું આપેલું ભાષણ હરિલાલભાઇએ વાંચ્યું હતું અને પોતે પણ એક ખરા શહેરીને છાજે તેવું સત્કારનું ભાષણ મુત્સદ્દી ભરેલું કર્યું હતું. આ પરિષદથી ઘણા સાક્ષરોની પીછાણ તેમને થઇ અને તેઓએ પણ શ્રી હરિલાલભાઇને બરાબર આ પ્રસંગે ઓળખ્યા.

## સંસાર સુધારા વિષયક અન્ય પ્રવૃત્તિઓ.

**સેવક મંડળ.**

શ્રી હરિલાલભાઇની કેળવણી વિષયક સેવાઓથી અમારા વાંચકોને વાકેફ કર્યા પછી હવે તેમની સમાજ સેવાની બીજી ઉચ્ચ કોટિની પ્રવૃત્તિઓની અમે નોંધ લઇશું. ભારત વર્ષના પ્રખર દેશભક્ત સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેએ હિંદ સેવક સમાજ (The servants of India Society) નામની જે યાદગાર સંસ્થા ઉપસ્થીત કરેલી છે, તે સંસ્થાના હેતુઓને અનુસરીને શ્રી હરીલાલભાઇએ રા. કરસનદાસ જે. ચીતલીયા સાથે મળી પોતાની ખાસ દેખરેખ નીચે અમરેલી સેવક મંડળ એ નામની એક સંસ્થા સને ૧૯૧૩ના જાનેવારી માસની ૧ લી તારીખે અમરેલી શહેરમાં સ્થાપી. **आत्मवत् सर्वभुतेषु यः पश्यति स पश्यति**. એ મહાન સિદ્ધાંતાનુસાર દરેક મનુષ્યે પોતાની બુદ્ધિ ધન અને શરીરથી જેટલે અંશે બની શકે તેટલે અંશે જનસમાજને ઉપયોગી થવું એ તેની પવિત્ર ફરજ છે. જે સમાજમાં આપણે આપણું જીવન વ્યતીત કરતા હોઇએ, તેને જેટલે દરજ્જે ઉપયોગી થઇ શકીયે તેટલે દરજ્જે સમાજના ઉત્કર્ષનાં સાધનોનું નિરૂપણ કરી તેની ફલ સિદ્ધિ કરવા પ્રયત્ન કરવો એ જનસમાજ તરફની આપણી અગત્યની ફરજ છે. તદનુસાર રાજદ્વારી અને ધાર્મિક ઉત્કર્ષના વિષયો જરા બાજુએ રાખી સામાજીક એટલે લોકોપયોગી સેવાના સાધનોની બાબતો હાથમાં લઇને કાર્ય કરવું એ આ મંડળનો પ્રધાન ઉદ્દેશ છે. આ મંડળના શ્રી હરિલાલભાઇ આશરે બારેક વર્ષથી પ્રમુખ છે તેમના પ્રમુખપણા નીચે અને તેમની પ્રેરણાથી અને તેમની દોરવણીથી આ સંસ્થાએ શ્રી હરગોવિંદદાસ પાઠક, શ્રી કરસનદાસ જે. ચીતલીયા, શ્રી દેવચંદ રામજી વિગેરેએ નીચે દર્શાવેલા લોક સેવાના અતિ અગત્યનાં અને કલ્યાણપ્રદ કાર્યો બજાવ્યાં છેઃ—

૧. સ્ત્રીઓ માટે મફત વાંચનાલય (મહીલા પુસ્તકાલય) સને ૧૯૧૩ થી શરૂ કરેલું છે. આ સંસ્થાના અંગે સંખ્યાબંધ પુસ્તકો જમા થઇ શકયાં છે. ઘેર બેઠા પણ સ્ત્રીઓને પુસ્તકો મળી શકે તેવી સગવડ આ સંસ્થાએ રાખેલી છે. જાહેર પુસ્તકાલયમાં સ્ત્રીઓ બનતાં સુધી વાંચવા જઇ શકે નહીં. તેમજ ત્યાંથી કદાચ પુસ્તકો પણ મંગાવી વાંચી શકે તેટલી જાહેર હીમત આપણા સ્ત્રી વર્ગમાં ન હોવાથી આ પુસ્તકાલય સ્થાપવાથી જ્ઞાનનો ફેલાવો સ્ત્રી વર્ગમાં થવાનું સાધન પુરૂ પાડી શકાયું છે. અને તેનો લાભ સન્નારીઓએ સારી રીતે લીધો છે. આ પુસ્તકાલયની

અભિવૃદ્ધિ માટે વડોદરા લાયબ્રેરી ડીપાર્ટમેન્ટની તેમજ અમરેલી સુધરાઇની મદદ લેવામાં આવી છે. તેના નિયમ મુજબ લાયબ્રેરી ખાતે જે કુલ ખર્ચ થાય તેની ૩ રકમ સરકાર અને પંચાયત ખાતાની મદદ રૂપે મળે છે. [ આ સંસ્થા તા. ૨-૨-૧૯૧૩ ના રોજ ખુલ્લી મુકવામાં આવી હતી. ]

૨ ગરીબોને મફત દવા પુરી પાડવાનું સને ૧૯૧૩ ના ફેબ્રુઆરી માસની બીજી તારીખથી આ સંસ્થાએ શરૂ કરેલું છે. પ્રથમ જુદાં જુદાં ૬ સેંટરમાં તાવ ઉધરસ ઝાડો વગેરે સામાન્ય દરદો માટે સામાન્ય દવાઓ રહેતી અને લોકો તેનો સારો લાભ લેતા. છેલ્લા ૬ વર્ષથી આ સંસ્થા તરફથી એક મફત દવાખાનું ચલાવવામાં આવે છે. જેનો વાર્ષિક ખર્ચ રૂ. ૧૫૦૦ નો છે.

૩ મોટી ઉમરના અંગ્રેજી નહીં ભણેલા પુરૂષો માટે એક રાત્રીશાળા તા. ૨-૨-૧૩ થી આ સંસ્થાએ કાઢેલી, તેમાં શરૂઆતમાં ફી રાખેલી પણ પાછળથી વગર ફીએ અને જોઇતા સાધનો આપીને લોકોને આપવા આગ્રહ કર્યો પરંતુ છએક માસમાં કમનસીબે તે પ્રયોગ નિષ્ફળ થયો. પછીથી ગુજરાતી શીખવવાનું આ સંસ્થાએ શરૂ કર્યું જેનો લાભ લોકોએ સારી રીતે લીધો હતો.

૪ જન્માષ્ટમી જેવા તહેવારોને દિવસે કેટલાએક લોકો હલકી રમતો અને જુગારમાં વખત ગાળે છે તેને બદલે મેળો તથા રમત ગમતના મેળવડા અને હરિકથા અને ભજનો વિગેરે પ્રયોગો કરીને આવા જન-સમૂહને બીજી દીશાએ વાળવા આ સંસ્થાએ નીયમીત રીતે અનેકવાર પ્રશંસ-નીય પ્રયત્નો કર્યા છે.

૫ સુપ્રસિદ્ધ વિદ્વાનોનું અત્રે આગમન થાય ત્યારે અથવા તો ખાસ આમંત્રણ આપી બોલાવીને પણ તેમનાં વ્યાખ્યાનોનો લાભ પ્રજાને આ સંસ્થાએ વખતો વખત અપાવ્યો છે.

૬ તા. ૧-૯-૧૬ થી ભગિની સમાજ એ નામની એક પુસ્તિકાલયની પેટા સંસ્થાની ( આ સંસ્થાને અંગે ) સ્થાપના થયેલી છે. તેમાં દરરોજ વાંચન ઉપરાંત અભણ અથવા ઓછી ભણેલી સ્ત્રીઓને સાધનો આપીને શીખવવાનું કામ આ સંસ્થા ચલાવે છે. રવિવારે સ્ત્રીઓની ખાસ બેઠકોમાં મહાભારત અને રામાયણ વગેરે ધાર્મિક અને બોધદાયક પુસ્તકો વંચાય છે. સ્ત્રીઓમાં લેખન શક્તિ ખીલે તે સારુ જરુરી પ્રયાસો પણ ચાલુ રાખવામાં આવે છે.

૭ દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની પ્રખ્યાત લડત વખતે ઉઘરાણું કરાવીને લગભગ રૂ. ૨૦૦. આ મંડળે મોકલાવેલ હતા.

૮ કાઠીયાવાડમાં આવેલા પાલીતાણા શહેરમાં અગાઉ આવેલા જળ પ્રલયની આફત વખતે લગભગ રૂ. ૧૫૦ નું અનાજ એકઠું કરીને આ મંડળે મોકલાવ્યું હતું.

૯ તા. ૧૦–૮–૧૭ ના રોજ શ્રી કૃષ્ણ જયંતિના દીવસે શહેરમાં ઘેર ઘેર ફરીને આ મંડળના સભ્યો અને તેના માનનીય અધ્યક્ષ શ્રી હરિલાલભાઇએ લગભગ રૂ. ૩૦૦નું ઉઘરાણું કરી શહેરના લોકોપયોગી ખાતાઓમાં તે ઉઘરાણાની રકમ વહેંચી આપી હતી.

૧૦ આ મંડળે અજ્ઞાન લોકોમાં સ્વચ્છતા નિયમિતતા અને કરકસરના ગુણો લાવવા તથા દારૂના વ્યસનમાંથી તેમને મુક્ત કરવાના પ્રયાસો કરવા એક ઘણીજ ઉપયોગી અને વ્યવહારુ યોજના કરી હતી.

૧૧ આ મંડળે વિદ્યાર્થીઓની રમત ગમત અને કસરત તરફ અભિરુચિ વધે તે માટે શરતોના મેલાવડાઓ યોજાવીને સારા ઇનામો આપેલાં હતા.

૧૨ વિદ્યાર્થીઓમાં વકત્વને ઉતેજન મળે તે માટે પણ હરિભાઇની યોજના કરી આ સંસ્થાએ ઈનામો વહેંચાવ્યા હતાં.

૧૩ મહાત્મા ગાંધીજીને આમંત્રણ આપી આ શહેરની પ્રજાને તેમના દર્શન અને જ્ઞાનનો આ મંડળે સને ૧૯૧૬ માં લાભ અપાવ્યો છે. અને તે પ્રસંગે સ્વર્ગસ્થ ગી. કે. ગોખલેના સ્મારક ફંડમાં રૂ. ૫૦૦ જેટલી રકમ એકઠી કરી મહાત્મા શ્રી ગાંધીજીને મોકલાવી હતી.

શ્રી ગાંધીજીની પધરામણી કરાવવા સારુ શ્રી હરિલાલભાઈ આ મંડળના અધ્યક્ષ તરીકે અમરેલીથી ખાસ રાજકોટ ગયા હતા. ગાંધીજીના સ્વાગત માટે તેમણે મંડળના બીજા કાર્યકર્તાઓને સાથે રાખીને ઘણીજ દબદબા ભરી તૈયારીઓ કરાવી હતી. તે વખતે શહેરની શોભા ઘણીજ રમણીય અને ભવ્ય બની શકી હતી. ગાંધીજીને સ્ટેશનથી તે તેમના માટે તૈયાર રાખેલા કપોળ બોર્ડીંગના મકાન સુધી એક ભવ્ય સરઘસના ઠાઠ સાથે લાવવામાં આવ્યા હતા. ગાંધીજી સાથે રાજકોટ વાળા શ્રી દેવચંદભાઇ બેરીસ્ટર ભાવનગરવાળા શ્રી ગોપાળજીભાઇ અને પુનાની સર્વન્ટ ઓફ ઇન્ડીયા સોસાયટીવાળા શ્રી. દેવધર હતાં. આ પ્રસંગનો સૌથી વધારે અલભ્ય લાભ જો કોઇને મળ્યો હોય તો તે શ્રી હરિલાલભાઇનેજ મળ્યો હતો. ગાંધીજીએ ઘણાજ સ્નેહ ભાવથી શ્રી હરિલાલભાઇના ઘેર પધારી લગભગ એક કલાક



મહાત્મા ગાંધીજી અને શ્રી. હરિલાલભાઇ.

(૧) મહાત્મા ગાંધી...... (૨) મનુભાઇ ........(૩) શ્રી. હરિલાલભાઇ.

સુધી તેમને મુલાકાત આપી હતી. પોતાને ઘેર દુનીયાના એક મોટામાં મોટા મહા પુરુષ ( Greatest man of the World )ની પધરામણી થઇ શકે એ બીના માટે તેમને કુદરતી રીતેજ ઘણોજ હર્ષ થયો. ગાંધીજીના સ્વાગત માટે તેમણે પ્રસંગને છાજે તેવી વ્યવસ્થા કરવામાં કોઈ પણ જાતની કચાસ રાખી નહોતી. આ મુલાકાત સબંધી એક ખાસ જાણવા જેવી બાબત એ છે કે ગાંધીજીએ શ્રી હરિલાલભાઇના ઘેર આવી તેમનાં ધર્મપત્ની સાથે હિંદુ સમાજમાં સ્ત્રીઓ અને સ્ત્રીવર્ગને માટે તેમની શું ફરજ છે એ વિષય સંબંધી વાતચીત કરવામાં ઘણો સમય ગાળ્યો હતો. શ્રી હરિલાલભાઇની સ્થિતિ આ સમયે એક પ્રેક્ષકનાજ જેવી હતી. પોતાના ઘેરથી ગાંધીજીની વિદાયગીરી વખતે શ્રી હરિલાલભાઈએ પોતાને આપેલા આવા અમૂલ્ય લાભ બદલ ગાંધીજીનો ઘણાજ આદરભાવથી આભાર માન્યો હતો. આ મુલાકાત સમયે લીધેલા ગાંધીજી અને આપણા ચરિત્ર નાયકના ફોટાને અમે આ સ્થળે વાંચકોના દર્શનાર્થે સ્થાન આપીએ છીએ.

૧૪ પુના શહેરવાળા પ્રોફેસર ડી. કે. કર્વેનું હિંદુ મહીલા વિશ્વ વિદ્યાલય ( Hinady Women's University ) ના કાર્ય માટે અત્રે સને ૧૯૧૭ માં આગમન થતાં રૂ. ૩૦૦ જેટલી રકમનો ફાળો ઉઘરાવી આપ્યો હતો અને એ રીતે સ્ત્રી કેળવણીને યથાશક્તિ ઉત્તેજન આપીને આ મંડળે બીજી સંસ્થાઓને દાખલો બેસાડી આપ્યો હતો.

૧૫ ગુજરાત બાળલગ્ન પ્રતિબંધક મંડળ એ નામની સંસ્થા તા. ૬-૬-૧૯૧૬ના રોજ ગુજરાત અને કાઠીયાવાડની પ્રજા બળવાન અને દીર્ઘાયુષી થાય એવા હેતુથી ઉપસ્થિત કરીને તેમજ તેને અંગે બાળલગ્ન પ્રતિબંધક નિયમો ઘડીને સેવક મંડળની આ સંસ્થાએ લગભગ ૧૦૦ જેટલા આસામીઓને બાળલગ્ન નહી કરવા પ્રતિજ્ઞાઓ લેવરાવી હતી.

૧૬ આ ઉપરાંત આ સંસ્થાએ નાના નોકરોને મદદ કરવા લોન ફંડ રૂ. ૨૦૦૦નું શેઠ રામજી હંસરાજ પાસેથી મેળવ્યું હતું. જેનો લાભ સેંકડો ગરીબોએ લીધો છે.

૧૭ મહાત્મા ગાંધીજીની જન્મ તીથિના પ્રસંગે સં. ૧૯૭૨ માં હુન્નર ઉદ્યોગનું એક પ્રદર્શન ભર્યું હતું. એવું ભવ્ય પ્રદર્શન આ ભાગમાં ભાગ્યેજ થયું હશે. જેનો લાભ વિશેક હજાર માણસોએ લીધો છે.

૧૮ વિદ્યાર્થીઓને માસિક રૂ. ૫૦ ની સ્કોલરશીપો પાંચ વર્ષ સુધી અપાવી હતી.

૧૯ રેટીંયા પ્રવૃત્તિ માટે અમરેલીના એક આગેવાન શહેરી શ્રી રામજીભાઈ હંસરાજ પાસેથી રૂ. ૫૦૦ ની મદદ મેળવીને ઓછા ભાવે ખાદી વેચેલી હતી. તથા રા. ચીતળીઆની દેખરેખ નીચે કંતામણ અને વણાટની યોજના કરીને હજારો બાઇઓ તથા સેંકડો વણનારાઓને આશ્રય આપ્યો હતો.

૨૦ સં. ૧૯૭૪ ની સાલમાં અમરેલીમાં પ્લેગ અને ઇન્ફ્લ્યુએન્ઝા ફાટી નીકળ્યો હતો ત્યારે નિરાધાર માણસોને અનાજ તથા દવાઓ પુરા પાડવા માટે તથા ગરીબ લોકોને આખર મજલે પહોચાડવાનાં સાધનો પુરાં પાડવા જરુરી ફંડ એકત્ર કરી એક સ્વયંસેવકો દ્વારા જાત મહેનત વેઠી સતત ફેરણી કરી આ સંસ્થાએ ઘણુંજ સંગીન કાર્ય બજાવ્યું હતું.

આ સંસ્થાની આવી જુદી જુદી કીમતી સેવાઓથી આ સંસ્થા એ શું ચીજ છે તેનો ખ્યાલ ગરીબ અને શ્રીમંત સર્વ કોઇને બહુ સારી રીતે થઈ શકયો છે. અને એ બધાનો આ સંસ્થા તરફ અને તેના અથાગ કાર્ય શક્તિવાળા તેમજ મુગ્ધ કરે એવી કાર્યની કુશળતા વાળા અધ્યક્ષ શ્રી હરિલાલભાઈ તરફ અપૂર્વ સદ્દભાવ પ્રગટી નીકળ્યો છે. સેવાવૃત્તિની લોકોને ઝાંખી થઇ છે. નિષ્ઠુર હૃદયો પણ અનુકંપાનો પાઠ શીખ્યા છે એટલે આ મંડળના કાર્યથી લોકોની સેવા સાથે લોક શિક્ષણનો પાઠ અપાયો છે. આ સંસ્થાની મારફત શ્રી હરિલાલભાઇએ કરેલાં આ બધા લોક હિતનાં કાર્યોથી સ્થાનિક પ્રજામાં ઉત્સાહ અને ચેતનના ઉદધીઓ ઉછળ્યા હતા એમ કહેવામાં કંઈજ ખોટું નથી. આ હકીકત ઉપરથી જોઇ શકાશે કે આ સંસ્થાના ઉક્ત પરોપકારી કાર્યો શ્રી હરિલાલભાઇના પ્રતાપેજ ઉપસ્થિત થઇ શક્યાં હતાં. અને તે બધાંને ઘણીજ અસરકારક રીતે પાર પાડવામાં આવ્યા હતાં.

**દુષ્કાળ.**

શ્રી હરિલાલભાઇની સમાજ સેવાની હદ આટલેથીજ માત્ર બાંધવાની નથી જ્યારે જ્યારે તેમને કોઇ પણ પરોપકારી અને લોકહિત કાર્ય કરવાની તક મળે છે ત્યારે ત્યારે તે તક તેઓશ્રી કદી પણ હાથમાંથી જવા દેતા નથી. અને ૧૯૧૮–૧૯ માં કાઠીઆવાડમાં જ્યારે એક ભારે દુષ્કાળ પડયો હતો, ત્યારે તેમણે સરકારને અને પ્રજા વર્ગમાંથી ધનવાનોને બહુ બહુ વીનવીને તથા સમજાવીને ભૂખે મરતા ગરીબોના પ્રાણ બચાવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. શ્રી હરિલાલભાઇના એવા પ્રયત્નથી અને વગથી તે વખતે એક ગંજાવર જાહેર સભા મે૦ નારાયણ કેશવ અલોની સા.ના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી હતી. આ દુષ્કાળને પહોંચી વળવા યોજના

અને ફંડ કરેવા ઠર્યું પછી ફંડ એકઠું કરવા અને યોજનાઓ ઘડવા માટે કમીટીઓ નીમાઇ પછી જનરલ સભાએ કેટલ કેંપ, અનાથ ગૃહ, ઉચ્ચ વર્ગને મફત નિર્વાહ, રસ્તા અનાજની દુકાન સ્થાપવા ઠરાવ કર્યો. આ સભાએ એમ પણ ધાર્યું કે બીજા તાલુકાઓમાં તેમ પ્રાંતમાં જ્યાં જ્યાં ગરીબોને આવી મદદ કરવા જેવી સંસ્થાઓ હોય ત્યાં પણ પૈસાની મદદ આપવી. જુદી જુદી કમીટીઓ નાણાં એકઠાં કરવા માટે નીમવામાં આવી. એ કમીટીઓ જે સંસ્થા ઉઘાડવામાં આવતી હતી. તેની વ્યવસ્થા કરે. અને ઢોરોને માટે ઘાસ એકઠું કરે એમ ઠરાવવામાં આવ્યું. આ પ્રમાણે કમીટીઓ નીમવામાં આવી અને નક્કી કરેલી સંસ્થાઓ પણ તુર્તજ ઉભી કરી દેવામાં આવી. આ યોજનાના પ્રમુખ મે. રા. રા. નારાયણ કેશવ અલોની સાહેબ હતા. અને ઉપપ્રમુખ મે. રા. રા. મોતીભાઇ છોટાભાઇ દેશાઇ અને શ્રી હરિલાલ-ભાઈ હતા. તેમજ લગભગ બધી કમીટીઓમાં શ્રી હરિલાલભાઇનું સ્થાન મોખરેજ હતું. દુષ્કાળ ફંડ કમીટી અને અનાથ ગૃહ કમીટી એ બેઉ કમીટીઓમાં તો તેઓને લગભગ સંપૂર્ણ સુકાન સોંપવામાં આવ્યું હતું. અનાથ ગૃહમાં કાઠી-યાવાડનાં ગામડાઓમાંનાં ગરીબોને લગભગ પાંચ ૭ માસ સુધી મફત ખવરાવ્યાં ઉપરાંત તેમને પહેરવાના વસ્ત્ર અને ઓસડ વેસડ વગેરેની પણ સંપૂર્ણ વ્યવસ્થા રાખી હતી. આ અનાથ ગૃહમાં ભોજનં લેતી સ્ત્રીઓમાંથી જેમને પ્રસવનો સમય હતો તેમને માટે તેમના પોતાના ઘરના કરતાં પણ સારો બંદોબસ્ત પણ શ્રી હરિલાલભાઇએ પોતાના હાથ નીચે કામ કરતા કાર્યકર્તાઓને સાથે રાખીને કરી આપ્યો હતો. આ ગૃહમાં જેમ જેમ ગરી-બોની સંખ્યા વધતી ગઇ તેમ તેમ વ્યવસ્થાનું કાર્ય પણ વધવા લાગ્યું. રસો-ઇયા અને પીરસનારા પુગતી સંખ્યામાં મળી શકતા નહોતા કેટલાક તો કામના દબાણના લઇને અધવચથી ચાલ્યા જતા. આવા મામલામાં બરાબર બંદોબસ્ત રહે તે સારુ ઘણી વખત શ્રી હરિલાલભાઈ પોતે તે બીચારા ગરીબોને ભોજન પીરસી આપતા, હલકા વર્ણના લોકોનો કોઈ અનાદર કે તિરસ્કાર ન કરે તેને માટે તેઓ પોતે તેમના શરીરે ઘણીજ માયાળુતાથી હાથ ફેરવીને તેમની ખબર પૂછતાં તથા પોતાના હાથે તેમના માથામાં કોઇ વખતે તેલ પણ નાખી આપતાં. આ સંસ્થાના એક માનનીય અધ્યક્ષ તરી-કેનાં તેમના આવા કાર્યથી પ્રજાવર્ગના ઘણા માણસો શ્રી હરિલાલભાઈને એક નિષ્કામ સંત પુરુષ તરીકેજ ઓળખવા લાગ્યા. સરકારી મોટા અમ-લદારોએ પણ તેમના આવા જનહિત, કાર્ય અને અનુકરણીય પરિશ્રમની ભારે પ્રશંસા કરીને તેમની ઉંચી તારીફ કરી હતી.

આ ભયંકર દુષ્કાળ વખતે શ્રી હરિલાલભાઇએ જેમ ગરીબ માણસોની અનહદ સેવા બજાવી હતી, તેમ બીચારા નિરાધાર ઢોરોની પણ તેમણે એટલીજ સેવા ઉઠાવી હતી. ભૂખે મરતા ઢોરોને બચાવી લેવા માટે અમરેલીમાં તે વખતે એક કેટલકેમ્પ એ નામની એક ગંજાવર સંસ્થાની કાઠીયાવાડના પ્રતિષ્ઠિત ધનવાનો અને વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતના અમલદારોની સહાયથી તારીખ ૨૪-૧-૧૯૧૯ ના રોજ અમરેલીના તે વખતના સુબા મે. અલોની સાહેબની દેખરેખ નીચે સ્થાપન થઇ હતી. આ ભયંકર દુષ્કાળમાં સંખ્યાબંધ ઢોરો મરી જશે એમ જણાયાથી કાઠીયાવાડની આસપાસનાં રખડતાં ઢોરોને અથવા જે માલીકો પોતાનો હક છોડી દે તેવા ઢોરોને ભેગાં કરવામાં આવ્યાં. ઘણાજ ટુંક સમયમાં અમરેલી કેટલકેમ્પમાં સેંકડો ઢોરોની સંખ્યા ઉભરાઇ વળી. શરુઆત માત્ર લગભગ ૨૯ ઢોરોથી થઇ હતી, ૬ માસમાં ઢોરોની સંખ્યા ૧૩૪૨ જેટલી થઈ ગઇ ઢોરોના માટે ઘાસ ઘણું ખરીદવામાં આવ્યું હતું. આ કેમ્પની વ્યવસ્થા રાખનારા મહેકમમાં લગભગ ૧૯૫ માણસો હતાં. આવી ગંજાવર સંસ્થાની વ્યવસ્થા કરવામાં તેમજ તેનો રોજનો નિભાવ ચાલુ રાખવામાં, સંસ્થાના બીજા મુખ્ય કાર્યકર્તાઓની સાથે શ્રી હરિલાલભાઇએ જે અથાગ શ્રમથી ખંતપૂર્વક કાર્ય બજાવ્યું છે તે જાહેર પ્રજાની યાદદાસ્તમાં હજુ તાજુજ છે. હજારો ઢોરોને ભૂખે મરતાં બચાવીને તેઓ આ પ્રમાણે મોટું પુણ્ય મેળવી શકયાં છે. તેમની સમર્થ કાર્ય દક્ષતાની અને ઉંચા પ્રકારની વ્યવસ્થા શક્તિની યોગ્ય ઓળખ આ ભયંકર દુષ્કાળના વખતે લોકો ને સારી રીતે થયેલી હતી. પોતાના ધંધાનો કેટલેક અંશે ભોગ આપીને તેમજ પોતાની નબળી શરીર શક્તિ હોવા છતાં દુષ્કાળ વખતના તેમનાં આ બધાં કાર્યોમાં તેઓએ કેવી સરસ દીર્ઘ દૃષ્ટિ દર્શાવીને પોતાની બાહોશી અને કર્તવ્ય નિષ્ઠા પુરવાર કરી છે તે જાણવાને ઉપર આપેલી હકીકત વાંચકોને એક આરસી સમાનજ લાગ્યા વગર રહેશે નહીં.

આપણા દેશમાં દાન પુણ્ય અને લોક સેવા એજ સર્વોત્તમ પુણ્ય કાર્ય પરાપૂર્વથી શાસ્ત્ર સિદ્ધ ગણાતું આવ્યું છે. તે પ્રમાણે આપણા ચરિત્ર નાયક પણ એવા પુણ્ય દાન ને લોકસેવાના એક સાચા અનુરાગી છે. અંગ્રેજ લોકના સંગ અને શિક્ષણથી પાશ્ચાત્ય રીતિ નીતિ પ્રમાણે કીર્તિદાનની પ્રથા હાલ પ્રબળ જોવામાં આવે છે. અને તેની ઉપકારિતાપણું કાંઇ ઓછી નથી. પરંતુ જે પ્રગટપણે દાન લઇ શકે નહીં તેવાને ખરા અણીના પ્રસંગે યોગ્ય સહાય કરવાની એટલે ગુપ્ત મદદની મહત્તા એથી વધારે મના-

પેલા છે: ગ્રીક્લોમા ધર્માચાર્ય ઇશુ ખ્રિસ્તે પણ એવો ઉપદેશ કર્યો છે કે જે તમારો જમણો હાથ કરે તે તમારા ડાબા હાથને જોવુવા દેતા નહીં; એવા દાનથી આપનાર અને લેનાર બન્નેના આત્માને પૂર્ણ સંતોષ મળે છે. શ્રી હરિલાલભાઇ પણ લોકસેવાના કાર્યમાં સત સ્થાને એ પ્રકારના દાન પુણ્યના વિશેષ પક્ષપાતી બની શક્યા છે. તેમણે છેક લાચાર દીન હીન દુ:ખી દરિદ્રી લોકોને તેમના નિર્વાહના કાર્યમાં તથા અન્ય પ્રયોજનીય સાંસારિક વિષય કર્મમાં ઉપયુક્ત સહાય કરવા સાથે અજાચક વૃત્તિ વાળા કર્મ ધર્મ યોગે દૈવદુર્વિપાકના ભોગ થઇ પડેલા સંખ્યાબંધ મધ્યમ અને ઉચ્ચ શ્રેણિના આબરુદારોની પંક્તિમાં ગણાતા મનુષ્યોને યથા ઉચિત સહાયદાન કરીને ડુબતા બચાવ્યા છે. એ વાતનાં અનેકાનેક ઉદાહરણ તેમના જીવનમાંથી મળી આવે તેમ છે. આ ઉદાહરણો જાહેરમાં વાંચકો સમક્ષ મુકવાં એ અજુગતું લેખાય એમ ધારી અમે તે અત્રે આપી શકતા નથી. ગુપ્ત મદદ સિવાય આ દુષ્કાળના પ્રસંગે શ્રી હરિલાલભાઇએ પોતાના મીત્રો અને અન્ય સહાયકોની મિશ્ર મહેનતથી અમરેલીમાં એક સસ્તા અનાજની દુકાન અગસ્ટ સને ૧૯૧૮ માં ઉપસ્થિત કરી હતી. આ સંસ્થા કે જેના શ્રી હરિલાલભાઇ વાઇસ પ્રેસીડેન્ટ હતા. તે રૂ. ૩૦૦૦ ત્રણ હજારના ફંડથી ઉઘાડવામાં આવી હતી. આ દુકાનમાં શરુઆતમાં બજાર ભાવથી આઠ આના ઓછા લઇને અને પાછળથી એક મણે બાર આના ઓછા લઇને જુવાર ચણા અને ચોખા વેચવામાં આવતા હતા. દરેક માણસને એકી વખતે રૂ. ૧ નું અનાજ આપવામાં આવતું હતું. શરૂઆતમાં દરરોજ ૧૭૬ માણસો તેનો લાભ લેતા હતાં પરંતુ પાછળથી તે સંખ્યા વધીને લગભગ ૬૨૬ જેટલી થઇ હતી. અને એક દીવસ તો લગભગ સાતસોથી તે આઠસો માણસ થઇ ગયાં હતાં. આ દુકાનનો લાભ સરાસરી દરરોજ ૩૯૦ માણસોએ લીધો હતો. આ વેચાણથી થતું નુકશાન અર્ધું ફંડમાંથી અપાતું હતું. અને અરધું ગાયકવાડ સરકારે મંજુર કરેલી રકમમાંથી અપાતું હતું. અનાજ લેવા આવનારામાંથી કોઇ પણ જાતનો ન્યાત જાતનો કે ધર્મનો તફાવત રાખવામાં આવ્યો નહોતો. કારણ કે ઢેઢ ભંગીને પણ આમાંથી અનાજ આપવામાં આવતું હતું. ઢેઢ ભંગી વગેરે લોકોને તેમના જ્ઞાતિબંધુ ભાઇ જેઠા આપાભાઇ કે જેને સર્વન્ટ ઓફ ઇન્ડીયા સોસાયટીએ આ કાર્યને માટે મોકલ્યા હતા તેણે ઘણી મહેનત કરીને શ્રી હરિલાલભાઇની દેખરેખ નીચે કાપડ અને અનાજ વહેંચ્યાં હતાં. આ અરસામાં ગરીબ માણસોને કપડાં પુરાં પાડવાને

મુંબઇમાં જે ભાટીયા વોલંટીયર કોર ઉપસ્થિત થઇ હતી તે સંસ્થા તરફથી કાઠીયાવાડ વિભાગમાં આ સ્તુત્ય કામ બરાબર અમલમાં આવે તે હેતુથી શ્રી હરિલાલભાઇને આ સંસ્થાનાએક ખાસ એજંટ નીમવામાં આવ્યા હતા. આથી કાઠીયાવાડના હજારો ગરીબ અને નીરાધાર માણસોને કપડાં વહેંચાવી આપવાની લગભગ બધી ગોઠવણ શ્રી હરિલાલભાઇ તરફથી જ થઇ શકી હતી.

ઈન્ફ્લુએન્ઝા.

આ અરસામાં એટલે કે સને ૧૯૧૭ ના માહે અકટોબર માસમાં અમરેલી શહેરમાં તેમજ કાઠીયાવાડના ઘણા ખરા ભાગોમાં ઇન્ફ્લુ એન્ઝા નામના ભયંકર રોગે પોતાનો સખ્ત હુમલો અજમાવ્યો હતો આવા કટાકટીના સમય વખતે શ્રી હરિલાલભાઇએ જાતે લગભગ બધી દેખરેખ પોતાના હસ્તક રાખી રોગ પીડિત લોકો અને તેમાં વિશેષે કરીને ગરીબ અને નિરાધાર લોકોને ઔષધાદિની યોગ્ય અને સત્વર મદદ મળે તેને સારૂ રાજ્યના અગ્રણ્ય અમલદારો અને પ્રજા વર્ગમાંથી ધનાઢય શહેરીઓની સહાય મેળવીને સંતોષકારક બંદોબસ્ત કરાવી આપ્યો હતો. તેમણે અમરેલી મ્યુનીસીપાલીટીની મદદ મેળવીને એક ઇન્ફ્લુએંઝા હોસ્પિટલ ખુલી મુકાવી આપી. ગરીબ લોકોમાં તેમણે મફત દુધ વહેંચવાની યોજના અમલમાં મુકાવી હતી. સાવચેતીના ઉપાયો લેવાને તેમજ સારવારની રીતો સમજાવવાને જાહેર પ્રજામાં તેમણે તારીખ ૫-૧૦-૨૭ ના રોજથી હેન્ડબીલો વહેંચાવ્યાં. કાઠીયાવાડના રોગ પીડિત ગામોના ગરીબ લોકો માટે તેમજ અમરેલીના લોકોમાં ઔષધો પુરી પાડવા માટે એક મેડીકલ ડેપો તેમણે ખુલ્લી મુકી, આ વખતે શ્રી હરિલાલભાઇને હોસ્પિટલ અને મેડીકલ ડેપો માટે સ્ટાફની અનિવાર્ય આવસ્યકતા લાગી આવી. તેથી તેમણે જરા પણ વખત ગુમાવ્યા વગર તુર્તજ આ જરૂરીયાતને પહોંચી વળવાને માટે વડોદરા રાજ્યના નામ-દાર દિવાન સાહેબને તાકીદ ભર્યો તારથી સંદેશો મોકલાવ્યો. તેમની આ તાકીદ ભરી માગણી નામદાર દીવાન સાહેબે તેટલીજ ત્વરાથી મંજુર રાખી અને ડૉકટર વીઠલરાય માધવજી ભટ્ટ એલ. એમ. એન્ડ. એસ. એમને સરકાર તરફથી અમરેલી તરફ રવાના કર્યા. થોડા સમય પછી દરદીઓની સંખ્યાના વધારાથી તેમજ રોગની ભયંકરતા ફેલાવાથી બીજા વધુ ડૉકટરોની જરૂર જણાવા લાગી. શ્રી હરિલાલભાઇની સતત અને આગ્રહ યુક્ત વિનવણીથી સરકારે ઘણી ઉદારતાથી બે કેળવાયલા અને અનુભવી ડૉકટરોને અમરેલી મોકલી આપ્યાં. આમાં એક ડૉકટર આર. એન. જાદવ સાહેબ અને બીજા ડૉકટર

તાપીદાસ મગનલાલ હતા. બંને એલ. એમ. એન્ડ. એસ. ની ડીગ્રીવાળા હતા. શ્રી હરિલાલભાઇએ આ ડૉકટરોને વખતો વખત સાથે રાખીને રોગ પીડિત અને દુઃખી દરિદ્રીઓને ઘેર ઘેર ફરીને તેમને ઔષધ તથા પથ્યની સહાયતા કરી મૃત્યુ મુખમાંથી બચાવવાનો એક ભગીરથ પ્રયત્ન કરેલો હતો. દીન દુખીઓને ઔષધાદિની સહાય કરવામાં તેઓ જાતિ કે વર્ણનો જરાય ભિન્ન ભાવ રાખ્યા વિના તે વખતે તત્પર અને ચિંતાતુર રહેતા. અને પરિણામમાં તેમણે તે વખતના રોગોની ચિકિત્સાનું કાંઇક અધ્યયન પણ કરી જોયું. જો કે તેમની ચિકિત્સા ડૉકટરોની સલાહને અંતેજ બનવા પામી હતી. તો પણ એ ચિકિત્સાનું અનુશીલન કરીને વ્યવહારમાં તેનો ઉપયોગ તેમના ઘણા સ્નેહીઓ અને સગા સબંધીઓએ આદર્યો હતો. શ્રી હરિલાલભાઇ જ્યારે દરદીઓની મુલાકાત લેવા માટે જ્યાં જ્યાં જતા ત્યારે વખતો વખત તેઓ ડૉકટરોની અનિવાર્ય ગેરહાજરીને અંગે ઔષધની નાની નાની પેટીઓ સાથે રખાવતા અને વધારામાં પ્રસ્તુત રોગને લગતાં પુસ્તકો હેન્ડબીલો અને ડૉકટરી અભિપ્રાયવાળી પત્રિકાઓ પણ પોતાનીજ સાથે રખાવતા. તેમણે કોઈ કોઇ વાર પોતાના ખર્ચથી પણ એટલા બધા રોગીઓની તેમને ઘેર રખડીને ચિકિત્સા અને ઔષધ સેવન કર્યું છે કે તેનું વિગતવાર વર્ણન કરતા આ પુસ્તકનો વિસ્તાર ઘણો વધી જાય. આ વખતે એક ચમત્કારી દૈવ-યોગે ( grony of fate ) એ થયો કે શ્રી હરિલાલભાઇ પોતે ઈન્ફ્લ્યુ-એંઝાથી પટકાઈ પડયાં. છતાં તેમના આ રોગની નબળાઇમાં ઉપરની બધી યોજનાઓ અને કામગીરીઓ સતત મહેનતથી કરવામાં અને શ્રીમંત ગાયકવાડના સરકારના અમલદારો અને પ્રજાના આગેવાનો સાથે રહી આ ઘાતકી રોગ ફેલાતો અટકાવવામાં તેમજ રોગથી થયેલી ભારે મુશકેલીઓને પહોંચી વળવા માટે તેમણે જે ભગીરથ જહેમત ઉઠાવી હતી તે ખાતે તેમણે પ્રજાજનોના ચાહ તથા આશીર્વાદની જે ઉમદા ભેટ મેળવી લીધી હતી તે ખરેખર અદ્વિતિયજ હતી. વડોદરા રાજ્યના હાલના સર સુબા તથા માજી એકાઉન્ટન્ટ જનરલ અને તે વખતના એટલે કે ઇન્ફ્લ્યુએંઝાના રોગ ચાળાના અને દુષ્કાળના વખતમાં અમરેલી પ્રાંતના સુબા મે. નારાયણ કેશવ અલોની બી. એ. બાર. એટ–લૉ અને અમરેલી પ્રાંત દુષ્કાળ સંકટ નિવારણ મંડળના અધ્યક્ષ એઓ સાહેબે શ્રી હરિલાલભાઈની આ વખતની ઉમદા કામગીરી બદલ પ્રશંસાના જે કીમતી ઉદ્દગારોને તેમના એક પ્રસિદ્ધ લખાણમાં દર્શાવ્યાં છે તે અમે અત્રે રજુ કરીએ છીએ.

"લોકોની સ્થિતિ સુધારવા માટેના પ્રયત્નમાં અહીંના [illegible]

સામાજિક ખાતા તરફથી રા. રા. હરિલાલ ગોવિંદજી પારેખની દેખરેખ નીચે સેવક મંડળના પ્રશંસનીય પ્રયત્નોમાં આ પ્રયત્ન સંબંધી ઉલ્લેખ કર્યા સિવાય આગળ ચાલવું ઉચિત લાગતું નથી. સેવક મંડળના પ્રમુખ ( શ્રી હરિલાલ ભાઇ ) અને તેમનું સેવા મંડળના સભ્યોનું ઉમદા મંડળ બહુજ શાંતિથી મક્કમ રીતે લોકોની સામાજીક અને કેળવણીની સ્થિતિ સુધારવાને માટે છેલ્લાં ઘણાં વરસોથી પ્રયત્નો કરી રહ્યું છે. અમરેલીમાં કીન્ડર ગાર્ડન સ્કુલ ભગિનીસમાજ, સ્ત્રી હુન્નરશાળા. સ્ત્રીઓની મફત લાયબ્રેરી ( મહિલા પુસ્તકાલય ) સ્ત્રી શિક્ષણ વર્ગો, રાત્રીશાળા, અને ધર્માદા દવાખાનું, વગેરે સંસ્થાઓ સારી ચાલે છે તે તેમના સતત પ્રયાસોનું ફળ છે. આ સંસ્થાઓની વ્યવસ્થા બહુજ સારી ચાલે છે. અને લોકોને જ્ઞાન અને પ્રગતિના માર્ગે લઇ જવાને માટે આ સંસ્થાએ ઘણું કર્યું છે. આ સંસ્થાઓ આખા કાઠીઆવાડમાં આદર્શ રૂપ છે. પ્લેગ, ઇન્ફ્લ્યુએંઝા, દુષ્કાળ. વગેરે જાહેર આફતોના સમયમાં સેવામંડળના સંચાલકો નિસ્વાર્થ બુદ્ધિથી લોકોની સેવા કરે છે. તેમજ તેઓની દરેક જાતની જરૂરીયાતો પણ હમેશ પુરી પાડે છે. અનાથગૃહ અને સસ્તા અનાજની દુકાનમાં ઘણી બુદ્ધિથી વ્યવસ્થા રાખીને જે ઉપયોગી સેવા અને મદદ તેઓએ મને આપી છે તેનો હું આ સ્થળે ઉપકાર માનું છું. તે ઉપરાંત તેઓએ શહેરોમાં અને ગામડાઓમાં મોટા પાયા ઉપર તપાસ કરીને કયા કયા કુટુંબોને મદદની જરૂર હતી તે નક્કી કર્યું હતું. જે આબરૂ-દાર કુટુંબો દુઃખી હાલતમાં હતા અને ગુપ્ત મદદની જેમને જરૂર હતી તેમની પણ સંખ્યા સેવક મંડળ તરફથી નક્કી થઇ હતી. તેઓનું કામ આવી ઝીણી અને ખંત વાળી તપાસથીજ અટક્યું નહીં. પરંતુ તેઓએ ગરીબ લોકોને અનાજ અને કપડાં આપવાનું શરૂ કર્યું અને એવી સારી રીતે કર્યું કે તેમની તપાસમાં જે જે કુટુંબો આવ્યાં અને જેમને મદદની જરૂર હતી, તેમાંનું કોઈ કુટુંબ મદદ મેળવ્યા સિવાય બાકી રહ્યું નહીં.”

ઇન્ફ્લ્યુંએંઝા અને આ દુષ્કાળના અરસામાં મુંબઇની પ્રાર્થના સમાજ તરફથી મી. એસ. સી. બેનરજી નામના એક પરોપકારી ધર્મોપદેશક, અમરે-લીમાં. કાંઇક યથાશક્તિ સેવાર્થે શ્રી હરિલાલભાઇના ઘરે ઉતર્યા હતા. શ્રી હરિલાલભાઇએ મળેલી આ તકનો લાભ લઇને અમરેલીની આસપાસના ગામડાઓમાં ગરીબ લોકોની માવજત લેવા માટે તેમને ( મી. બેનરજીને ) મોકલ્યાં. મી. બેનરજીએ અમરેલીના કેટલાક ગામડાઓની મુલાકાત લીધી અને શ્રી હરિલાલભાઇની પ્રેરણા અને સલાહ મુજબ ધારીમાં તેમણે તા. ૨૫-[illegible]૧૯ ના રોજ એક અનાથ ગૃહ ( Poor House ) સ્થાપ્યું. આ

સંસ્થાને આવી રીતે ચલાવવામાં શ્રી હરિલાલભાઇએ વખતો વખત તે સ્થાનની મુલાકાત લઇને અને શ્રી. બેનરજીને બોધતી દરેક સગવડો અને તે બાબત સૂચનાઓ આપીને ઘણી મહેનત લીધી હતી.

સમાજ સેવા બજાવતી શ્રી હરિલાલભાઇની આવી કીર્તિવંત કારકીર્દીનું દિગ્દર્શન કર્યા બાદ હવે તેમની સંસાર સુધારા વિષયક બેહદી પ્રધાન પ્રવૃત્તિ સબંધે કાંઇક પ્રાસંગિક વિવેચન કરીને આ પ્રકરણનો પ્રથમ ભાગ સમાપ્ત કરીશું.

સને ૧૯૧૯ માં કાઠીયાવાડના સેવા સમાજોનું એક સંમેલન અમરેલીમાં રા. કરશનદાસ ચીતળીયાના પ્રયાસથી ભરાયું હતું તે સંમેલનમાં શ્રી હરિલાલભાઇએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો. આ સંમેલન ઉપસ્થિત કરવામાં મુંબઇની હિંદ સેવક સમાજવાળા શ્રી કરશનદાસ ચીતળીયાએ ઘણી મહેનત લીધી હતી. હિંદ સેવક સમાજ (The servents of India Societs) નામની જે ગંજાવર સંસ્થા સ્વર્ગસ્થ દેશભક્ત ગોખલેજી એ સ્થાપી હતી. તે એક સંસ્થાના ધોરણ ઉપર કાઠીયાવાડમાં એક સંસ્થા યોજવાનો આ સંમેલનનો ખાસ પ્રાધાન્ય હેતુ હતો. પ્રાચીન સમયમાં જેમ લોક કલ્યાણ કાજે સંસારના સર્વ સુખ વૈભવનો ત્યાગ કરી ઋષિ મુનિ અને મહાત્માઓ એકાંત સેવી પ્રજાના કલ્યાણનુંજ નિરંતર ચિંતન કરતા અને જનસમૂહને સતમાર્ગે દોરતાં તેમ સર્વન્ટસ ઓફ ઇંડીયા સોસાયટીના સભાસદો આ જમાનાના (વીસમી સદીના) સંસારી સંન્યાસીઓ છે જીવન પર્યંત નિર્ધનતા સ્વીકારી પોતાનું સર્વસ્વ સમર્પણ કરી માતૃભાવથી દરેક દેશ બંધુઓને સમાન ગણી નિર્મળ પવિત્ર બ્રહ્મચર્ય જીવન વડે એક નિષ્ઠાથી દેશની સેવાજ બજાવવી એ તે સંસ્થાના સભ્યોનું જીવન સૂત્ર છે. આવી પરગજુ અને સેવા ધર્મને મહા પુણ્ય આપનારી એક સંસ્થા કાઠીયાવાડ માટે સ્થાપવા તેના જનરલ સેક્રેટરીના હુદ્દા ઉપર શ્રી હરિલાલભાઇને ઉક્ત સંમેલન વખતે નીમવામાં આવ્યા. પરંતુ કાઠીયાવાડના કમનશીબે આ સંસ્થા હસ્તીમાં આવી શકી નહિ.

સને ૧૯૨૭ ના જુલાઇના છેલ્લા અઠવાડીયામાં ગુજરાત અને કાઠીયાવાડના કેટલાક ભાગોમાં અતિવૃષ્ટિથી ભારે નુકસાન થએલું. રેલ્વે અને તાર સંબંધો બંધ થતાં હકીકતે કાઠીયાવાડમાં આ કરૂણ બનાવોની ખબર મળતી નહિ.

રેલ સંકટ.

અમરેલીમાં જ્યારે ઑગસ્ટની બીજી તારીખે ભાઇ જગજીવનદાસ મુંબઇથી ભાવનગર રસ્તે આવ્યા ત્યારે હોનારતોની વીગતો મળી. કેટલાક [illegible]

શ્રી હરિલાલભાઇએ તુરત સુબા મે. પવાર સાહેબને મળી જાહેર સભા બોલાવવાની ગોઠવણ કરી. તા. ૩-૮-૨૭ ના રોજ લાઇબ્રેરીના હૉલમાં શહેરીઓની સભા મળી. ફંડ તેજ વખતે એકઠું કરવા માંડયું. રોકડ ફંડ અનાજ અને કપડાં ઉઘરાવવા માટે કમીટીઓ નીમાઈ અમરેલીનું કામ સારી રીતે શરૂ થયું એટલે મે. પવાર સુબા સાહેબ રા. રા. આર, એન ધાડગે અને શ્રી હરિલાલભાઇ ધારી-ચલાલા-દામનગર જઈ ફંડ એકઠું કર્યું. અને કામ બરાબર વ્યવસ્થીત થયા પછી સંકટ ગ્રસ્ત પ્રદેશો જોવા માટે અમરેલીથી તા. ૧૪-૮-૨૭ ના રોજ રવાના થયા. ઘણા ગામો ગયા અને પોતાથી બનતી સેવા કરી અને આત્મ સંતોષ મેળવ્યો.

પરોપકાર કરવા જતા શ્રી હરિલાલભાઇએ ઘણી અકથનીય મુશ્કેલીઓ વેઠી છે તે છતાં લોકોના દુ:ખ નિવારણ કરવાને તેઓ કદી પણ વિમુખ થયા નથી. મનુષ્યનું દુઃખ સાંભળતા તેમના કોમળ અને હેતાળ હૈયામાં દયાનો અદભુત સંચાર પ્રગટ થાય છે. તેમનો પ્રેમભાવ એવા સરલ અને સાચા મનનો છે અને તેમની આ બધી ઉપર વર્ણવેલી લોક સેવાઓ વડે તેમની વિરલ પ્રતિમાનો અનુપમ પરિમલ એટલો બધો પ્રસરી વળ્યો છે કે પ્રજા વર્ગમાંની લગભગ દરેક વ્યકિત તેમને વશ વર્તી થઇનેજ રહ્યા કરે છે. આ પ્રમાણે જ્યારે મનુષ્ય કર્તવ્ય પરાયણ થઈ જીવન વ્યતીત કરે છે ત્યારેજ તે એમર્સન ( Emerson ) કહે છે તેમ જીંદગી આનંદ પૂર્ણ છે ( Life is Ecstacy ) એમ અનુભવી શકે છે જીવન પ્રવાહમાં સર્વત્ર આંનંદ વ્યાપ્ત થયેલો જોતાં પ્રેમથી તેનું હૃદય દ્રવે છે અને છેવટે વિભુનું આત્મ સ્વરૂપ ઈશ્વર પ્રેમ છે. (God is love) એ સાક્ષાત્કાર કરી શકે છે.

## ઔદ્યોગિક પ્રવૃત્તિ.

ઉપર લખ્યા મુજબ વર્ણવેલી શ્રી હરિલાલભાઇની અનેક પ્રકારની સામાજિક સેવાઓ ઉપરાંત આપણા ચરિત્ર નાયક રાજ્યના અને ખાસ કરીને સમાજના હુન્નરો અને ઉદ્યોગોના પુનરૂદ્ધાર માટે તથા તેની સાંપતિક યાને આર્થિક સ્થિતિ સુધારવા અર્થે પોતાનાથી યથા મતિ અને યથા શક્તિ પ્રમાણે સંગીન પ્રયાસો કરવા ચુકયા નથી. તેઓના ખ્યાલમાં એ વાત તો હમેશાં રમ્યા કરે છે કે દેશના કળા કૌશલ્ય અને હુન્નર ઉદ્યોગની બરાબર અભિવૃદ્ધિ થયા વગર તેની હાલની કંગાલ આર્થિક સ્થિતિમાં કંઇ પણ સુધારો થવો લગભગ અશકય છે. પોતાને મળતા દરેક યોગ્ય પ્રસંગનો લાભ લઇ તેઓ

લોકોની વધતી જતી નિર્ધનતા દુર કરવા માટે તેમના ઉદ્યોગોને જાગૃત કરી તેમની ખીલવણી કરવાના સબંધમાં પોતાના દેશ બંધુઓને કીમતી ઉપદેશ આપ્યાં વગર રહ્યાં નથી. તેઓ માત્ર ઉપદેશ આપીને કે કોઇ મહત્વની રાજકીય કે ઔદ્યોગિક પરિષદોમાં અગર તો કોઇ જાહેર સભામાં ભાષણો આપીને બેસી રહ્યાં નથી, પરંતુ પોતાના વિચારો કાર્ય રૂપે અમલમાં લાવવા માટે તેઓએ સ્વદેશી વસ્તુઓનાં પ્રદર્શનો યોજ્યા છે. દૃષ્ટાંત તરીકે કેટલાક પ્રસંગોની વિગત અમે અત્રે રજુ કરીશું.

સંવત ૧૯૬૬ ની સાલમાં જ્યારે વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સા. સયાજીરાવ ગાયકવાડ સરકાર અમરેલી પધાર્યા હતા ત્યારે હુન્નર ઉદ્યોગની કારીગીરીનું તથા ખેતીવાડીનું એક પ્રદર્શન ભરાયું હતું. આ પ્રદર્શનના જનરલ સેક્રેટરી તરીકે શ્રી હરિલાલભાઇએ ઘણોજ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. અમરેલીની આસપાસના ગામડાઓના ઘણા લોકોએ આ પ્રદર્શનનો લાભ લીધો હતો. પ્રદર્શનની અંદર કારીગરીની ચીજો મુકનારા કારીગરોને પ્રદર્શનના સંચાલકો તરફથી ઈનામ બદલ ચાંદ તથા સર્ટીફીકેટોની ભેટ આપવામાં આવી હતી. આ ઉપરાંત અમરેલીમાં દર વરસે યોજાતા ગણપતિ ઉત્સવના એક મેળા પ્રસંગે સને ૧૯૦૮ ની સાલમાં દેશી કારીગરીનું એક પ્રદર્શન જાહેર પ્રજા માટે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આ પ્રદર્શનના સેક્રેટરી તરીકે શ્રી હરિલાલભાઇએ અથાગ શ્રમથી ખંતપૂર્વક કામ કર્યું હતું. તેમની કાર્ય કુશલતાની તથા ઉત્તમ વ્યવસ્થા શક્તિની પિછાન પણ તે વખતે લોકોને ઘણી સારી રીતે થઇ શકી હતી. વળી સંવત ૧૯૭૨ સને ૧૯૧૬ માં મહાત્મા ગાંધીજીની જયંતિનો ઉત્સવ જ્યારે ઉજવાયો હતો ત્યારે હુન્નર ઉદ્યોગનું એક વધુ પ્રદર્શન અમરેલીના તે વખતના સુબા મે. નારાયણ કેશવ અલોની સાહેબના શુભ હસ્તે સેવક મંડળ સંસ્થાના આશરા નીચે શ્રી હરિલાલભાઇએ એ મંડળના અધ્યક્ષ તરીકે ઉપસ્થિત કરી ખુલ્લું મુકાવ્યું હતું. આ પ્રદર્શનનો લાભ લેવા માટે ગામડાના ઘણા લોકો આવ્યાં હતાં. લોકોને આ પ્રદર્શનનો લાભ પુરતી રીતે મળે તે સારું આ પ્રદર્શનને લગભગ ૮ દીવસ સુધી જાહેર પ્રજા માટે ખુલ્લું રાખવામાં આવ્યું હતું. આ પ્રદર્શનને સફળ બનાવવા માટે તેમજ ખંત અને ઉત્સાહ પૂર્વક કરેલી કામગીરી બદલ જાહેર પ્રજાએ શ્રી હરિલાલભાઇનો ઘણોજ આભાર માન્યો હતો. અને એ રીતે ફરી એક વાર તેમની નિઃસ્વાર્થ લોક સેવાનો પ્રજાને સારી રીતે ખ્યાલ થઇ શક્યો હતો. સને ૧૯૨૫ ની સાલમાં અમરેલીમાં મહાત્મા શ્રી ગાંધીજી પધાર્યા હતાં. મહાત્માજીની આ વખતની પધરામણી વખતે હાથ વણાટ અને

હાથ કારીગરીનું પ્રદર્શન શ્રી હરિલાલભાઇએ મહાત્માજી ના શુભ હસ્તે ખુલ્લું મુકાવ્યું હતું. સને ૧૯૧૯ અને સને ૧૯૨૫ ના બંને પ્રદર્શનોમાં શ્રી હરિલાલભાઇએ તેના જનરલ સેક્રેટરી તરીકે ઘણુંજ બાહોશી ભર્યું કામ કર્યું હતું. આ પ્રદર્શનોમાં અમરેલીનાજ તેમજ આસપાસના કાઠીઆવાડના ઘણાજ દુરનાં ગામોના લોકોએ હાજરી આપી હતી. પ્રદર્શનમાં દેશી બનાવટની વસ્તુઓ કાઠીઆવાડમાં લગભગ દરેક ભાગમાંથી આવી હતી. સને ૧૯૨૫ ના પ્રદર્શનમાં ફરીને દરેક નમુનાઓ જોઇને તથા પ્રદર્શનની દરેક પ્રકારની વ્યવસ્થા તેમજ તેની સુઘડતા માટે મહાત્મા ગાંધીજીએ ઘણોજ સંતોષ દરશાવ્યો હતો. સને ૧૯૧૯ ના પ્રદર્શનના પ્રવર્તક તરીકે શ્રી હરિલાલભાઇ માટે મહાત્મા ગાંધીજીએ જે ઉદ્‌ગારો પોતાના ગુજરાતી અઠવાડીક વર્તમાન પત્ર નવ જીવનના તારીખ. ૫–૧૦–૧૯૧૯ ના અંકમાં દર્શાવ્યા છે; તે અમે અહીં રજુ કરીએ છીએ. “ગયા અઠવાડીયામાં અમરેલીમાં સ્વદેશી હુન્નર ઉદ્યોગનું એક સુંદર પ્રદર્શન ભરાયું હતું. ગામના લોકો તથા કારીગરોમાં સ્વદેશીને માટે અપૂર્વ ઉત્સાહ છે અને ત્યાંના લોકપ્રિય સુબા સાહેબની પણ સારી મદદ છે. પ્રદર્શન જોવા આસપાસના ગામના પણ ઘણા લોકો આવ્યા હતા. બે દીવસ ખાસ સ્ત્રીઓ માટે સખવામાં આવ્યા હતા અને ઘણી સ્ત્રીઓએ તેનો લાભ લીધો હતો. આ પ્રદર્શનને ફતેહમંદ કરવા માટે પ્રદર્શન કમીટીને તથા તેના અથાગ ઉત્સાહી મંત્રી ભાઇ હરિલાલ ગોવીંદજીને ધન્યવાદ ઘટે છે.”

### ખેતીવાડી પેઢી અને સહકારી મંડળી.

પ્રજાના પડી ભાંગતા ઉદ્યોગોનો પુનરૂધ્ધાર કરવાની અથવા નવાઓને ઉત્તેજન આપવાની બાબતમાં સરકાર શું કરી શકે તે સબંધમાં શ્રી હરિલાલભાઇએ એક પ્રસંગે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે “નાણાં જમા કરવાની ડીપોઝીટ અને મર્હેસુલી બેંકો સરાફી પેઢીઓ સ્થાપન કરવામાં સહાય કરીને, તેમની તરફથી ધીરાતા નાણાં પાછાં મેળવવાની સગવડ કરી આપીને જામીનગીરીથી તથા નાણાંની મદદ વડે અથવા ઓછે વ્યાજે નાણાં ધીરી નવા ઉદ્યોગોને ઉત્તેજન આપીને, નવા સાહસનાં કામો માટે માર્ગ દેખાડી આપીને અને પરદેશમાં જઇ વસનાર અને અન્ય દેશથી આ દેશમાં આવી વસનારને સરલતા કરી આપીને, હુન્નરની શાળાઓ સ્થાપીને અને પોતાનાં આ દેશમાં જોઇતો સામાન પોતે તૈયાર કરાવીને, આપણા સહકારી યત્નોને યોગ્ય માર્ગે ચલાવવામાં સરકારે મદદ કરવી જોઇએ. આવી વિચાર સરણી અમલમાં મુકાવીને પ્રજાની આર્થિકસ્થિતિ સબળ બનાવવા માટે [illegible]

કાર્ય કરવા સારૂં શ્રી હરિલાલભાઇએ સં. ૧૯૧૦ ની સાલમાં અમરેલીમાં ખેતીવાડી પેઢી અને સહકારી મંડળ એ નામની જે બે સંસ્થાઓ ઉપસ્થીત થઇ હતી તેમાં જોડાઇને ઘણોજ ઉત્સાહભર્યો શ્રમ લીધો હતો. સં. ૧૯૧૧ ની સાલમાં શ્રી હરિલાલભાઇને અમરેલી તાલુકાની સહકારી મંડળીઓના ઓનરરી ઓર્ગેનાઇઝર ( પ્રવર્તક ) નીમવામાં આવ્યા હતા. અને તે હોદ્દા ઉપર સને ૧૯૧૫ સુધી રહી લોકોને સહકારી મંડળની આ સંસ્થાથી થતા લાભોની સમજાવટ આપીને તેમાં સારી રીતે રસ લઇ તેનો લાભ લેવા સમજાવ્યા હતા. આ અરસામાં એટલે કે સને ૧૯૧૮ માં વડોદરા રાજ્યની સહકારી મંડલીઓની કોન્ફરન્સની જે બેઠક દિવાન બહાદુર વાસુદેવ માધવ સમર્થ આમાત્ય સા. ના અધ્યક્ષપણા હેઠળ વડોદરા મુકામે ભરવામાં આવી હતી તેમાં અમરેલી પ્રાંત પંચાયતના સભાસદ તરીકે શ્રી હરિલાલભાઇએ મળેલા આમંત્રણનો સ્વીકાર કરીને હાજરી આપી હતી. આ મહત્ત્વની પરિષદમાં પ્રજાની આર્થિક સ્થિતિ સંગીન થઇ શકે તે માટે સમયોચિત વિધ વિધ સુચનાઓ મુકીને શ્રી હરિલાલભાઇએ સેવા બજાવી છે. સહકારી મંડળીઓની વ્યવસ્થામાં દેખાતી ખામી અને તે દુર કરવાના ઉપાયો એ વિષય માટે ઘટતી સુચનાઓ કરીને યોગ્ય નિર્ણય મેળવવા ઠરાવ ઘડવા આ પરિષદના અંગે જે એક પેટા કમીટી નીમવામાં આવી હતી તે કમીટીના અધ્યક્ષ તરીકે શ્રી હરિલાલભાઇને નીમવામાં આવ્યા હતા.

સહકારી મંડળીઓના એક પ્રવર્તક તરીકે તેમણે ઘણુંજ, બાહોશી-ભર્યું કામ કર્યું હતું. તેમના આવા પ્રયાસોથી લોકો આ સંસ્થાનો શરૂઆતમાં કાંઇક સારી રીતે લાભ લેવા ઉત્સુક બન્યા. અનેક પ્રવૃત્તિઓને લીધે પછી શ્રી હરિલાલભાઇએ તે કામ છોડયું.

આવાજ પ્રકારની બીજી સંસ્થા ખેતીવાડી પેઢીના કાર્યમાં શ્રી હરિલાલભાઇએ ઘણો આગેવાનીભર્યો ભાગ લીધો હતો. ખેડુત લોકો શ્રીમંત વેપારીઓના કરજના ભારમાં દબાઇ જઈ ઘણી વખત પોતાનો ધંધો ખોઈ બેસે છે, એ વાત કાંઇ નવી નથી. આથી ખેડુતો પોતાનું ગુજરાન ચલાવવામાં અપાર મુશ્કેલીઓ વેઠે છે. આ સ્થિતિ સુધારવા માટે અને ખેડુતોનાં જીવન સુખમય અને સમૃદ્ધ બને અને તે માટે તેઓને ઓછાં વ્યાજે નાણાની સગવડતા મળે તે સારૂં સને ૧૯૧૦ માં આ સંસ્થા સ્થાપવામાં આવી હતી. આ સંસ્થાની કેપીટલ લગભગ રૂ.

એક લાખની ઠરાવી છે. રૂપીયા પચાસ હજારના શેરો સરકારના અને પચાસ હજારના લોકોના, રૂપીઆ દસનો દરેક શેર હોઇ બધા મળી પાંચ હજાર શેરો લોકોએ ખરીદવાના હતા. પેઢીના આ શેરો પ્રજાવર્ગ ઉત્સાહથી સ્વીકારે તે સારૂં શ્રી હરિલાલભાઇએ સારી મહેનત લીધી હતી. આ પેઢીના શેર હોલ્ડરો દર વરસે ડાયરેકટરોની પસંદગી કરે છે. સને ૧૯૧૩ થી ૧૯૧૬ સુધી શ્રી હરિલાલભાઇએ આ પેઢીના એક ડાયરેકટર તરીકે કામ કર્યું હતું. ડાયરેકટર તરીકે તેમની સેવા, અને ખેડુત લોકોને આર્થિક સગવડતા કરી આપવાની તેમની દીલસોજીભરી કાળજી, એ બંને કારણોને લઇને પેઢીના શેરહોલ્ડરોમાં તેમની એટલી બધી લોકપ્રિયતા વધી પડી હતી કે તેમને લગભગ પાંચ, છ, વરસ સુધી એ પેઢીના ચાલુ ડાયરેકટર તરીકે ઘણાંજ આગ્રહથી અને મમતાથી રાખવામાં આવ્યાં હતા.

કોઇ પણ દેશની ઐહિક સમૃદ્ધિનો આધાર મુખ્યત્વે કરીને તેની ખેતી, કલાનો વિકાસ, વ્યાપાર ઉદ્યોગ, જંગલોમાંની થતી પેદાશ તથા ખનીજ પદાર્થો ઉપર રહે છે. જ્યારે બહોળા વિસ્તારમાં ખેતી કરવાનું બની શકે એમ ન હોય, ત્યારે થોડી જમીનમાંથી વધારે અને વિશેષ જથામાં પાક લેવાનો માર્ગ શોધવો જોઇએ, આ ઉદ્દેશ સુધરેલી પદ્ધતિએ ખેતી કરવાથી સફળ થાય એમ છે. દેશની આબાદી શી રીતે સાધી શકાય અને દેશમા ઐહિક સાધનોની ખીલવણી કેવી રીતે થઈ શકે, એ એવા ગંભીર પ્રશ્નો છે કે તે આપણા સૌ કોઇનું સતત ધ્યાન રોકે છે. જમીનની ફળદ્રુપતા વધારવા, ઢોરોની ઓલાદ સુધારવા અને જંગલની પેદાશની તથા ધંધા વ્યાપાર અને ઉદ્યોગની ખીલવણી કરવા સારૂં જે જે પદ્ધતિઓ આવશ્યક હોય તેનો તપાસ કરી પોતાના અનુભવના આધારથી નિવેદન રજુ કરવા સને ૧૯૧૮ ની સાલમાં વડોદરા રાજ્યમાં ઇકોનોમીક ડેવલપમેન્ટ કમીશન જે નીમવામાં આવ્યું હતું તે કમીશનમાં તેના એક બીનસરકારી સભ્ય તરીકે શ્રી હરિલાલભાઈ નીમાયા હતા. તેમણે આ ઘણા અગત્યના કમીશનમાં વડોદરા રાજ્યની આર્થિક સ્થિતિનો ઘણીજ બારીકાઇથી અભ્યાસ કરીને ઘણીજ બાહોશીપુર્વક કામ કર્યું હતું.

હિંદની ગરીબાઈ એ અધોગતિનું એક મોટું કારણ છે અને ગરીબાઇનું ખરૂં મૂળ તે સ્વદેશનાં હુનર ઉદ્યોગનો નાશ થયો છે તે છે તેમાં વિશેષે કરીને કાપડનો ઉદ્યોગ તે ઉંચા પ્રકારનો અને મોટા પાયા ઉપર હતો તે નષ્ટ થયો છે. તેની નુકશાનીનો હિસાબ કરી શકાય તેમ નથી.

દેશમાં વણુકર લોકોની જે જાહોજલાલી હતી તે અત્યારના સમય સાથે સરખાવતાં કોઈ પણ સ્વદેશી જનને આઘાત થયા વગર રહે તેમ નથી. આવા સંજોગોમાં સ્વદેશીના આ કીમતી ઉદ્યોગને જીવતો કરી પ્રજાની વધતી જતી અધોગતિ દુર કરવા માટે પ્રજા વર્ગને સ્વદેશી વ્રતનું રહસ્ય સમજાવવા શ્રી હરિલાલભાઇએ અથાગ શ્રમ લીધો છે. અમરેલી સેવક મંડળના અધ્યક્ષ તરીકે તેમણે એ સંસ્થાના આશરા નીચે પ્રજા વર્ગમાં મફત રેંટીયા વહેંચી રૂની પુણીઓ પુરી પાડી ખાદી વણાવી તૈયાર કરી તેને સસ્તે ભાવે વેચીને પ્રજાની કીમતી સેવા બજાવી છે. આટલું કામ કરીને જ તેઓ સંતોષ માની બેસી રહ્યાં નહોતા. તેઓએ વધારામાં સને ૧૯૧૧ ની સાલમાં વાંજા લોકો–વણકર વર્ગના લોકોનું કામ ઝડપથી થાય તે માટે ફટકા શાળોથી વણવાનું કામ સારી રીતે ખીલી શકે તે બદલ એક પ્રયોગશાળા ( Demonstration Class ) વ્યાપાર ઉદ્યોગ ખાતાના અથાગ શ્રમ લેનાર અધિકારી મે. રા. રા. મણીલાલ બાલાભાઇ નાણાવટી સાહેબને સમજાવી સરકાર તરફથી ખોલાવી આપી હતી. આજ વખતે જાહેર પ્રજામાં સ્વદેશી બનાવટની વસ્તુઓ માટે ચાહ પેદા થાય તે માટે સને ૧૯૧૧ ની સાલમાં સ્વદેશી વસ્તુ ભંડાર એ નામની એક સંસ્થા અમરેલીના તે વખતના સુબા મે. અલોની સા. ના શુભ હસ્તે ખુલ્લી મુકાવી હતી. પ્રજા વર્ગ તરફથી આ સંસ્થાઓને ઉત્તેજન મળે અને સ્વદેશી ઉદ્યોગનો પુનરૂધાર કરવામાં જનસમાજ સારી રીતે રસ લઈ સ્વદેશી વ્રતનું રહસ્ય આચરણમાં ઉતારે એવા ઉચ્ચ હેતુથી શ્રી હરિલાલભાઇએ સ્વદેશી બનાવટનું કાપડ વેચવા માટે શહેરની બજારોમાં જાતે ફેરી કરી હતી. તેમની આવી અનુકરણીય અને નિઃસ્વાર્થ લોક સેવા તરફ શહેરના શ્રીમંત સખાવતી ગૃહસ્થોનું ધ્યાન ખેંચાયું. આ શ્રીમંત ગૃહસ્થોમાંના શેઠ રામજી હંસરાજ નામના શ્રી હરિલાલભાઇના એક સ્નેહીએ સ્વદેશીની આ હિલચાલમાં સારી રીતે ભાગ લેવા ઘણીજ આતુરતા દર્શાવી. જ્યારે સેવક મંડળના અધ્યક્ષ શ્રી હરિલાલભાઈ અને મંડળના બીજા એક આગેવાન સંચાલક શ્રી કરશનદાસ જે. ચીતળીયા એ બેઉ દેશ હિતેચ્છુઓને સ્વદેશી હીલચાલમાં આવી સતત રીતે જેહમત ઉઠાવતા જોયા ત્યારે શ્રી રામજીભાઇએ પોતાના તરફથી યથાશક્તિ આર્થિક મદદ આપવાની ઇચ્છા વ્યક્ત કરી. આ ઉપરથી શ્રી હરિલાલભાઇ શ્રી કરશનદાસ ચીતળીયા અને સેવક મંડળના બીજા ઉત્સાહી કાર્યવાહકો કે જેમણે ખાદી ઉત્પન્ન કરવા માટે નાનું સરખું ખાતું સ્થાપીને

જે શુભ શરૂઆત કરી હતી તેઓએ આ કાર્યને વધારે ખીલવવા માટે આ કાર્યાલયનું લગભગ બધું કામ શ્રી રામજીભાઇની વ્યવસ્થા નીચે મૂકવા ઇચ્છા દર્શાવી. આ ઇચ્છાનુસાર શ્રી રામજીભાઇએ તેમના એક વેપારી ભાગીદાર અને સ્નેહી શ્રી જીવણલાલ મોતીચંદ ચોરવાડવાળાની સહાયથી છેવટે આ કાર્યાલયની વ્યવસ્થા હાથમાં લીધી. જ્યારે સને ૧૯૨૦ માં ગાંધીઝમનો અપૂર્વ જુવાલ ફેલાતો જતો હતો, જ્યારે પરદેશી કાપડના ઢગલાઓ બાળી નાંખવામાં આવતા હતા, જ્યારે વિદ્યાર્થીઓ શાળાઓને તિલાંજલી આપી રહ્યા હતા અને જ્યારે વકીલો તેમજ ધારાસભાના સભ્યો કોર્ટનો તેમજ કાંઉસીલનો બહિષ્કાર કરવા માટે કેશરીયાં કરી રહ્યા હતા તે સમયે આ સંસ્થા ખાદી કાર્યાલય રા. અમૃતલાલ ઠક્કરની દેખરેખ નીચે પુર બહારમાં ખીલી નીકળી હતી. આ કાર્યાલયની કામગીરીઓ ઘણીજ પ્રખ્યાત બની શકી છે. કારણ કે અમદાવાદમાં જ્યારે રાષ્ટ્રિય મહાસભા ભરવામાં આવી હતી ત્યારે એ મહાસભાના મંડપ માટે અમરેલીના આ ખાદી કાર્યાલયે લગભગ સઘળી ખાદી પુરી પાડી હતી અને આ ઉપરથી અમરેલી એ હિંદનું ખાદીની ઉત્પન્નની બાબતમાં માન્ચેસ્ટર લેખાયું હતું. જ્યારે ગાંધીજી સને ૧૯૨૫ માં અમરેલી આવ્યા હતા ત્યારે તેમણે આ સંસ્થાની ખાસ મુલાકાત લીધી હતી.

ખેતીનો ધંધો બહુ ફાયદાકારક રહ્યો નથી. રાજનીતિ અને ખેડુતોની કરજગ્રસ્ત સ્થીતિ તેના કારણો છે. ખેતીની પેદાશ નવીન પદ્ધતિથી પાકો વધુ ઉત્પન્ન થઈ શકે, ખેડ અને ખાતરના ઉપયોગ સંબંધી ખેડુતોમાં જ્ઞાનનો ફેલાવો થાય એવી તેમની માન્યતાથી સં. ૧૯૬૭ માં એક ખેતીવાડી પ્રદર્શન અમરેલીમાં કરાવવામાં તેમણે આગેવાની ભરેલો ભાગ લીધો હતો ત્યારપછી નાના મોટા આ બાબતને લગતા કેટલાક પ્રયત્નો તેમણે કર્યા હતા. ખેતીવાડી અને ઢોર ઉચ્છેરનું બીજું પ્રદર્શન ભરવા માટે તેમની ઈચ્છા ઘણા વખતની હતી. સમય અનુકુળ જણાતાં તેમણે ઉત્સાહી મે૦ સુબા મી. આર. આર. પવાર સાહેબને વાતચીત કરી. અને પરીણામે પ્રાંતપંચાયત તરફથી સરકાર અને સુધરાઇની મદદથી તા. ૨૭–૧–૨૮ ના રોજ અમરેલીમાં પ્રદર્શન ભરાયું. આ પ્રદર્શનમાં ઉપપ્રમુખ તરીકે તેમણે કામ કર્યું અને પ્રદર્શન ફત્તેહમંદ બનાવવા વિચારપૂર્વક કેટલીક યોજનાઓ કરવામાં આગે-વાની ભરેલો સારો ભાગ લીધો.

આ પ્રમાણે શ્રી હરિલાલભાઇએ દરેક રીતે દેશના હુંનરો અને

ઉદ્યોગોના પુનરૂધ્ધાર અને ખેતીવાડીના ઉત્કર્ષ માટે ભારે પ્રયાસો અજમાવી જોયા છે. તેમના આ પ્રયત્નોના પરિણામમાં વડોદરા રાજ્યમાં અને ખાસ કરીને અમરેલી પ્રાંતને દેશી કારીગરીને ઉત્તેજન આપવાની ખાતર જ દેશી બનાવટની વસ્તુઓ બનતા સુધી વાપરવાની ઉત્પન્ન થયેલી વલણને ઘણા કેળવાયલા ગૃહસ્થો તરફથી સારો ટેકો મળતો ગયો છે. અને તે પ્રમાણે તેમાંના ઘણા હજુ કાયમ વર્તે છે. વળી આવી હીલચાલ ઉપરથી રાજ્યના ઘણા ભાગોમાં લોકો દેશી કારીગરીને ઉત્તેજન આપવાની જરૂર સમજતા થયા છે. અને તે સંબંધે યોગ્ય જાગૃતિ ફેલાઇ બનતા પ્રયાસો થવા માંડયા છે. શ્રી હરિલાલભાઇએ આ રીતે પોતાનાથી બનતી દરેક કોશીશથી પ્રજાની આર્થિક યાને ઔદ્યોગિક ઉન્નતિ અર્થે ઘણોજ શ્રમ લીધો છે. પોતાના વિચારોની પુષ્ટિ અર્થે દરેક બાબત વિષે પુરતી હકીકત અને વિવિધ પ્રકારના આંકડાઓ સહિત પ્રમાણો આપવામાં ઉત્તમ પ્રકારની કુશલતા તેઓ મેળવી શકયા છે: અને તે સંબંધે તેમના લખાણો અને ભાષણો ઉપરથી પણ પૂરતી સાબીતી મળી શકે તેમ છે.

## ધાર્મિક પ્રવૃત્તિ અને વિચારો.

આ સંસારમાં લગભગ દરેક કેળવાયેલી વ્યક્તિને જુવાનીનાં મંથન કાળમાંથી પસાર થવું પડે છે. તે પ્રમાણે આપણા ચરિત્ર નાયકને પણ એ મંથન કાળમાંથી પસાર થવું પડયું હતું. અમુક ધાર્મિક સિદ્ધાંતોના મોટા આચાર્યોની અસર તળે આવી કેળવાયેલી વ્યક્તિઓના શરૂવાતના જીવનો વ્યતીત થયા કરે છે. શ્રી હરિલાલભાઈ પણ આવીજ અસર તળે આવી ગયા છે. ધાર્મિક સિદ્ધાંતોની જે ત્રિપુટી આપણા દેશમા પ્રચલિત છે તે ત્રિપુટિ મનુષ્યને તેના હૃદયમાં કેટલાક પ્રજાકીય અને બીજા ગુઢ ધાર્મિક પ્રશ્નો સંબંધીના મોટાં રમખાણો મચાવી દે છે. આ ત્રિપુટિ રૂઢી પૂજા, શાસ્ત્રપૂજા, અને પાશ્ચિમાત્ય સ્વાતંત્ય પૂજા નામના સિદ્ધાંતોની બનેલી હોય છે. કર્તવ્યનિષ્ઠ હૃદય આ સિદ્ધાંતોમાંથી સત્યની શોધ માટે ઘણી વખત ગુંચવાઈ જાય છે અને તેનું આત્મમંથન દીર્ઘ તેમજ મર્મભેદક નીવડે છે. આવી સ્થિતિ શ્રી હરિલાલભાઈની પણ શરૂવાતમાં કેટલેક અંશે થઈ હતી. વિદ્યાર્થી અવસ્થા એટલે કે પ્રાથમિક કેળવણી અને માધ્યમિક કેળવણી લેવાની અવસ્થા ઘણે ભાગે રૂઢી પૂજાના સિદ્ધાંતની અસરમાં આવે છે. કોલેજના શિક્ષણની અવસ્થામાં અને ત્યાર પછી જાહેર જીવનની શરૂવાતમાં લગભગ દરેક કેળવાયેલી વ્યક્તિના હૃદયમાં ધાર્મિક મંથન પુર જુસ્સાથી

ઉભરાઇ ઉઠે છે. શ્રી હરિલાલભાઇના કાંઇક આ પ્રકારના મંથનના પરિણા-મમાં તેમની ઇશ્વર શ્રદ્ધા વધારે દૃઢ ઉંડી સમજભરી અને નિક્ષળ બનવા પામી, આ શ્રદ્ધાએ એમના આજ સુધીના જીવન ઉપર ઘણીજ સચોટ અસર કરી. હમેશને માટે તેમની ધાર્મિક ભાવના કાંઇક એવી જ રહેલી જણાય છે કે ઈશ્વર જે કરે છે તે સારાને માટે જ કરે છે. આથી સંસારના અનેક વિષયો તેમજ હૃદયની અન્ય વૃત્તિઓ એમને હર્ષ...શોકના સ્વ-ભાવિક તરંગોમાં બહુ તાણી શકતાં નથી. અને તેથી જ એમના હૃદયમાં માન, કડવાશ, નીરાશા, અભિમાન અને વિઘ્નસંતોષ પ્રવેશ કરાવાને અનેક પ્રકારની લલચાવનારી તકો મળ્યા છતાં તે બધાનો તેમણે પોતાનામાં પગ સંચાર પણ થવા દીધો નથી. શ્રી હરિલાલભાઈની ઈશ્વર શ્રદ્ધા કેવા પ્રકા-રની લાગી છે તે એમની સં. ૧૯૬૭ માં આવેલી સખ્ત અને ચિંતાજનક માંદગીના પ્રસંગ વિષે પોતાની નોંધમાં લખેલા એમના પોતાના જ ઉદ્‌ગારો સ્પષ્ટ રીતે પ્રગટ કરે છે..." હું એ માંદગીના સમયે મારા સુવાના ઓરડામાં મારી સ્હામે શ્રી નાથજીની છબી કે જે મારા વડીલો તરફથી દીવાલ ઉપર રાખવામાં આવી હતી. તે છબીની આકૃતિ તરફ મારૂં હૃદય ખેંચતો અને ઈશ્વરની ઇચ્છાને આધીન થવાના વિચારોમાં મશગુલ બનતો "...એક બીજું દૃષ્ટાંત એ છે કે જ્યારે શ્રી હરિલાલભાઇની માંદગીનો આ સમય હતો ત્યારે તેમના એક સ્નેહીએ શ્રી હરિલાલભાઇને પુછ્યું કે..." ભાઈ તમારી તબી-યતની ગંભીરતા જોઇને મને બહુ જ ધાસ્તી લાગે છે. તમારા જેવા પ્રમાણિક અને ન્યાયનીતિથી ચાલનારા માણસને ઈશ્વર આવું દુઃખ શા સારૂ આપતો હશે" શ્રી હરિલાલભાઇએ આનો જવાબ આપતા તુર્તજ કહ્યું કે " અરે આવી નિરાશા શા માટે? પરમાત્માના દુઃખ આપવાના હેતુમાં પણ તબીએ તો કલ્યાણ જ હોય છે. જો પરમાત્માએ આ દુઃખ નાખ્યું હશે તો આ દુઃખ એ એક સુખનું સાધન હશે. એમ માનીને અને મીરાંબાઇએ જેમ રાણાના મોકલેલા વિષના પ્યાલાનો સ્વીકાર કર્યો હતો તેમ આપણે પણ તેવા દુઃખનો સ્વીકાર કરવો જોઇએ અને તેમ કરવું એજ આપણો રસ્તો છે એમ મારૂં માનવું છે." મંદવાડ પડેલાં મંદવાડના સમયમાં તેમજ માંદગી પછી તે ઠેઠ આજ સુધી શ્રી હરિલાલભાઇની આ પ્રકારની અદ્‌ભુત ઇશ્વર શ્રદ્ધા અને આવી વૈરાગવૃત્તિ તેમના શુદ્ધ હૃદયમાંથી લેશ ભાર પણ ખસી નથી. આવો દૃઢ વૈરાગ અને આવી દુર્લભ ઈશ્વર શ્રદ્ધા એ ખરેખર સાચી ધર્મ નિષ્ઠતા તથા ઉચ્ચ અને સાત્વિક જ્ઞાનનું અનેરૂં અને ઉત્તમ ફળ છે. એમ કહેવામાં અમે ભાગ્યે જ અતિશયોક્તિ કરતા હોઇશું.

શ્રી હરિલાલભાઇના કંઇક અંશે ધાર્મિક વિચારો વિષે આટલું સમયોચિત વિવેચન આપ્યા બાદ તેઓએ ધાર્મિક પ્રવૃત્તિઓમાં કેવો અને કેટલો રસ લીધો છે તે જાણવા માટે નીચેના પ્રસંગોનું વર્ણન વાંચકોને ઠીક ઉપયોગી થઇ પડશે. લગભગ ૧૭ વર્ષ અગાઉ અમરેલીમાં એક વૈષ્ણવ સંપ્રદાયની હવેલીના દેવસ્થાનનો મુકર્દમો ચાલ્યો હતો. શ્રી હરિલાલભાઇ પોતે વૈષ્ણવ સંપ્રદાયના એક સાચા અનુયાયી છે એ અમે આગળના એક પ્રકરણમાં જણાવી ગયા છીએ. તેથી તેઓ આ મુકર્દમામાં સ્વભાવિક રીતેજ ઘસડાયા હતા. વૈષ્ણવ સંપ્રદાયના એક આચાર્યની અમરેલીમાં એક હવેલી છે. આ હવેલીનું દેવમંદિર એ એક જાહેર મીલકત છે કે ખાનગી છે તે બાબતમાં સરકાર તરફથી કંઇક દરમ્યાનગીરી ઉપસ્થિત કરવામાં આવી. સરકારના દેવસ્થાન ખાતાના સત્તાવાળાઓ એ હવેલીને એક ખાનગી મીલકત ન ગણતાં તેને જાહેર મીલકત ગણીને સરકારના અમલ નીચે ખેંચી લેવાની હીલચાલ શરૂ કરી. હવેલીના આચાર્યે સરકારની ગણત્રીથી વિરૂદ્ધ થઇને એ મીલકત અમારી પોતાની હોઇને તે જાહેર નથી પણ ખાનગી છે એવું સ્પષ્ટ નિવેદન સરકાર સમક્ષ રજુ કર્યું. સમાધાનીના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા અને પ્રકરણ ન્યાયની અદાલતે ચડ્યું. અમરેલીની આ હવેલીના વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યની મદદે સેંકડો ભાવિક વૈષ્ણવ જનો દોડી આવ્યાં અને તેઓ બધાએ વીરજીભાઇ તથા શ્રી હરિલાલભાઇની પાસે આવીને મુકર્દમામાં જરૂર પુરતી દરેક મદદ આપવા માટે આગ્રહભર્યું દબાણ કર્યું. તેમણે આ મુકર્દમામાં વકીલ તરીકે વગર ફીએ રોકાઇને જરૂર પડે તેટલી મદદ આપવા તૈયાર છે એવું આશ્વાસન તે ભાવિક વૈષ્ણવ જનોને ઘણીજ આતુરતાથી આપ્યું. આ પ્રમાણે શ્રી હરિલાલભાઇએ આ પ્રખ્યાત ધાર્મિક મુકર્દમામાં વકીલ તરીકે રા. વીરજીભાઇ સાથે પોતાનું કાર્ય શરૂ કર્યું. આ મુકર્દમો ઘણી લાંબી મુદત સુધી તેમને ચલાવવો પડ્યો. ભાવિક વૈષ્ણવ જનોની ઉત્સાહ ભરી દરેક પ્રકારની કાળજીથી અને શ્રી હરિલાલભાઇની સતત મહેનત અને તેમની વકીલ તરીકેની બાહોશી અને મુસદ્દીગીરીથી છેવટે સરકાર વિરૂદ્ધ ચાલેલા આ મુકર્દમામાં વૈષ્ણવોએ અદ્દભુત ફતેહ મેળવી. આ ફતેહનું ફળ ખરેખર શ્રી હરિલાલભાઇની નિઃસ્વાર્થ સેવાનુંજ હતું.

શ્રી હરિલાલભાઇને ધાર્મિક પ્રવચનો સાંભળવાનો ઘણોજ શોખ છે તેથી તેઓ ઘણીવાર પ્રવચનો સાંભળવા પોતાની કેટલીક પ્રવૃત્તીઓ પડતી મુકી ને પણ પોતાના બીજા સ્નેહીઓની સાથે આવે છે. સંતપુરૂષ અનંતપ્રસાદજીનાં ધાર્મિક પ્રવચનો સાંભળવા માટે શ્રી હરિલાલભાઇને મજમુંદારના

ડેલામાં બેઠેલા ઘણા લોકોએ જોયા હશે. ધર્મનાં પ્રાચીન પુસ્તકો માટે પણ તેઓ ઉત્સાહપૂર્વક રસ લે છે. રામાયણ, ભાગવત, ગીતા, અને મહાભારતના ધર્મગ્રંથો વાંચવામાં તેમજ વંચાવવામાં તેઓએ ઘણી વખત વિસ્મયજનક ઉત્સાહ દર્શાવ્યો છે. આ ઉપરાંત અર્વાચીન લેખકોથી લખાયેલા ઉચ્ચ કોટિના ઘણા ધાર્મિક ગ્રંથોનો પણ તેમણે સારો અભ્યાસ કરેલો છે. એ ધાર્મિક ગ્રંથોમાંથી કેટલાક મહત્ત્વનાં ગ્રંથોનાં નામો અમે નીચે રજુ કરીએ છીએ *: (1) Shri Shankaracharya's Selected Works. ૧. શ્રી શંકરાચાર્યની ઉપયોગી કૃતિઓ. ૨. Vaishnavik Reformers of India. હિંદના વૈષ્ણુ સંપ્રદાયી સુધારકો. ૩. Aspects of the Vedant. વેદાંતનું નિરીક્ષણ. ૪. Shri Shankaracharya. શ્રી શંકરાચાર્ય. ૫. Shri Ramanujacharya. શ્રી રામાનુજાચાર્ય. ૬. Shri Krishna. શ્રી કૃષ્ણ. ૭. Budist Hind. બુદ્ધિસ્ત હિંદ. ૮. Vedic India. વેદિક હિંદ. ૯. Early Hindu Civilization. પ્રાચીન હિંદુ સંસ્કૃતિ. ૧૦. A Scetch of the Vedanta Philosophy. વેદાંતી તત્ત્વજ્ઞાનની ટુંક નોંધ. ૧૧. True spirit of Religion is Universal. ધર્મનું સાચું સ્વરૂપ સર્વદેશીયપણું છે. ૧૨. Sayings from the Upanishads. ઉપનિષદના મંત્રો. ૧૩. Wisdom of the Upanishads. ઉપનિષદોની મહત્તા. ૧૪. The Religion problem in India. હિંદનો ધાર્મિક સવાલ. ૧૫. An introduction to yoga. યોગની પ્રસ્તાવના. ૧૬. કુરાન. ધર્મપાદ. સત્યાર્થપ્રકાશ.

પોતાના કુટુંબી જનોમાં તથા સમાજમાં સરળ અને કલ્યાણપ્રદ ધાર્મિક ગ્રંથો માટે શ્રદ્ધા અને ચાહ વધે તેમજ તેમના ધાર્મિક સંસ્કારો ઉચ્ચ બને તે માટે શ્રી હરિલાલભાઇએ તેમના ઘેર એક પ્રસંગે ભાગવતના ધર્મગ્રંથની એક સાપ્તાહિક કથા યોજાવી હતી. આ વખતે તેમણે સંત પુરૂષોની કૃપા મેળવવા તેમજ સાચી ધાર્મિક શ્રદ્ધામાંથી ચ્યુત થયેલા લોકોનાં હૃદયોમાં ઇશ્વર માટે કલ્યાણકારી આસ્થા બેસે તે સારૂ જે ખંતીલો પ્રયાસ કર્યો હતો તે ઉપરથી આપણને સહેજે સમજાશે કે તેઓએ સામાજીક તથા વ્યવહારિક વિષયોની માફક ધાર્મિક વિષયમાં પણ બાળારૂપ કરતાં અંતરગત રહસ્યને કેટલું બધું આવશ્યક ગણ્યું છે. ગીતાજીના પુસ્તક માટે શ્રી હરિલાલભાઇની ચાહના પણ તેટલી જ અસ્ખલિત બની રહી છે. તેઓ

* આ નામો અમે શ્રી હરિલાલભાઈની એક ખાનગી નોંધમાંથી લીધા છે.

પોતે ગીતાના શ્લોકો હમેશાં સમજપૂર્વક વાંચી જવા ખાસ કાળજી લે છે, અને પોતાના કુટુંબમંડળને પણ તેમ કરવા પ્રેરે છે. સં. ૧૯૬૭ ની સાલમાં જ્યારે શ્રી હરિલાલભાઇ ભયંકર માંદગીમાંથી મુક્ત થયા હતા ત્યારે તેમને પોતાની ગ્નાતીના દરેક ઘરે પોતાની માંદગીની મુક્તિની ખુશાલીમાં ગીતાજીનું એક એક પુસ્તક ભેટ તરીકે મોકલાવી આપ્યું હતું. આ ઉપરથી એવું સૂચન થાય છે કે શ્રી હરિલાલભાઇની ધર્મ સબંધી ભાવના એમની સત્વદર્શી બુદ્ધિને તેમજ તેમના ઉદાર અને સર્વગ્રાહી હૃદયને અનુરૂપજ છે.

શ્રી હરિલાલભાઇને ધાર્મિક ઉત્સવોમાં ઉત્સાહભેર ભાગ લેતા ઘણી વખત જોવામાં આવ્યા છે. દાખલા તરીકે અમરેલીમાં ગણપતિ ઉત્સવ દર વરસે જે ઉજવવામાં આવે છે તેમાં શ્રી હરિલાલભાઇ વખતો વખત આગેવાનીભર્યો ભાગ લે છે. સં. ૧૯૮૩ ના ભાદરવા માસમાં છેલ્લા ઉત્સવ વખતે રાષ્ટ્રધર્મ એ વિષય ઉપર થયેલ, ભાષણમાં તેમણે, પ્રમુખપદ લીધું હતું. હજુ હમણાંજ એટલે કે સને ૧૯૨૬ ના મે માસમાં અમરેલીની હવેલીના વૈષ્ણવ સંપ્રદાયના લોકોનો એક મોટો મેળો અમરેલીમાં ભરાયો હતો. આ કાર્ય યશસ્વી, નીવડે તે સારૂં બહારગામથી આવનારા મેમાનોને બધી જાતની સગવડતા મળે તે સારૂં એક વગદાર સભ્યોની વ્યવસ્થાપક કમીટી તેમજ સ્વયંસેવકો ઉભા કરવા સારૂં બીજી કમીટી એમ બે કમિટિઓ યોજવામાં આવી હતી. આ બંને કમીટીઓના ચાર પાંચ મુખ્ય કાર્યવાહકો પૈકીના એક તરીકે શ્રી હરિલાલભાઇને ઘણુંજ જોખમદારીભર્યું કામ સોંપવામાં આવ્યું હતું. આ કાર્ય તેમણે ઘણીજ કુનેહથી અને પોતાની નૈસર્ગિક કાર્ય કુશળતા કામે લગાડીને પાર પાડયું હતું.

અમરેલીમાં નદીને કાંઠે પુરાતની એક શીવમંદીર કામનાથ મહાદેવનું સુપ્રસિદ્ધ છે. તેના જીર્ણોદ્ધાર માટે મહાજનના આગેવાનોની કમીટી નીમવામાં આવેલી. આ કમિટીમાં એક સભ્ય તરીકે શ્રી હરિલાલભાઈ હતા. નંદલાલ વોરા, નામના એક કપોળ ગૃહસ્થે આ જીર્ણોદ્ધારના કામ માટે જે રોકડ રકમની મદદ આપેલી તેટલાથી કામ પુરૂં થઈ શકે તેમ નહિ લાગવાથી શ્રીમદ્ ભાગવતની સપ્તાહ બેસાડી ધાર્મિક રીતે ફાળો એકઠો કરવા આગેવાન શહેરીઓએ ઠરાવેલું. પુરાણ બેસાડવા માટે થનાર બધો ખર્ચ, શ્રી હરિલાલભાઇ તથા તેમના ભત્રીજા લલ્લુભાઇએ ધર્મ સમજી ઉપાડયો. અને સંવત ૧૯૮૩ ના વૈશાક સુદ ૭ ના રોજ પોતાના ઘર નજીક શેઠ લલ્લુભાઈના મકાનમાં શ્રીમદ્ ભાગવત પુરાણ વંચાવવાની શરૂઆત કરી આઠ દિવસ સુધી કથા [illegible] તેમણે વરતાં [illegible] મદદનો ઘણો સારો ફાળો મેળવ્યો. અને [illegible]

પણ તે કામ સુંદર રીતે પુરૂં કરવા માટે હમેશાં ઉત્સુક રહ્યા કરે છે. કેવી સુંદર ધર્મભાવના !

**ધર્મશાળાઓ.** ગુર્જર નરેશ શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારની યશસ્વી કારકીર્દિમાં તેમની ઉંમરના ૬૦ વર્ષ પુરાં થતાં આખા વડોદરા રાજ્યની પ્રજાએ સુવર્ણ મહોત્સવ ઉજવેલો. આ મહોત્સવની કાયમની યાદદાસ્ત રહે અને લોકોપયોગી સારા કામો થાય એ હેતુથી ધારી ખાંભા દામનગરની ધર્મશાળાઓ લોકોના સુખ સગવડ માટે બાંધવાનું ઠરાવવામાં શ્રી હરીલાલભાઇનો આગેવાનીભરેલો ભાગ હતો. અને તેની વાસ્તુની ક્રિયાઓમાં પણ તેમણે હર્ષપૂર્વક ભાગ લીધો હતો. આ બધી લોકોપયોગી ધર્મશાળાઓ સુબા શ્રી માધવરાવ મોરારરાવ, સીતોળે સાહેબ અને શ્રી હરિલાલભાઇને આભારી છે.

**અંત્યજ દેવમંદીર** આ ઉપરાંત અમરેલીમાં તારીખ ૮-૧૧-૨૫ ના રોજ વડોદરા રાજ્યના તે વખતના નામદાર દિવાન સર મનુભાઇ મહેતાના શુભ હસ્તે અંત્યજ દેવમંદિર એ નામની એક ધાર્મિક સંસ્થાની ખાત મુહુર્તની શુભ ક્રિયા કરાવવાનો એક ભવ્ય મેળાવડો અંત્યજ વાડામાં એક સુશોભિત સમીયાનામાં જ્યારે ભરવામાં આવ્યો હતો ત્યારે તે મેળાવડામાં શ્રી હરિલાલભાઇએ ખાસ હાજરી આપી ને નીચે જણાવ્યા મુજબ લાગણીભર્યું ભાષણ કર્યું હતું. " અમરેલીમાં આજે જાહેર સંસ્થાઓ નવી નવી સ્થપાતી જાય છે. એ ઉપરથી અમરેલીની પ્રજા પ્રગતીના શુભ માર્ગે આગળ વધતી જાય છે એવું સહેજે જણાઇ આવે છે. અમરેલી અંત્યજ દેવમંદિરની આ સંસ્થા માટે એક સારા ફંડની અનિવાર્ય આવશ્યક્તા છે. આવા પવિત્ર કાર્યમાં યથાશક્તિ મદદ કરવા માટે હાજર રહેલા સર્વ શ્રોતાજનોને હું અપીલ કરૂં છું. હું પોતે તો ઇચ્છું એટલી મદદ કરવા જેટલી મારી શક્તિ નથી. પરંતુ માત્ર પહેલ કરવા માટે હું આ દેવમંદિરના ફંડમાં રૂ. ૧૦૦ સો ફુલ નહી તો ફુલની પાંખડી એ ન્યાયે આપું છું, તે આ સંસ્થાના સંચાલકો સ્વીકારશે એવી આશા છે. છેવટે આ સંસ્થાના સંચાલકો તરફથી તેમજ અમરેલીના શહેરીઓ વતી વડોદરા રાજ્યના વિદ્યાવિલાસી નેક નામદાર દિવાન સર મનુભાઇ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માની હું હવે બેસી જવાની રજા લઇશ. "

આ નાનકડા પરંતુ અસરકારક ભાષણમાંથી સાર એ નીકળે છે કે શ્રી હરિલાલભાઇ અંત્યજ વર્ગ તરફ માત્ર શબ્દોની લાગણી દર્શાવીને જ બેસી રહ્યા નથી પરંતુ તે લાગણીને પોતાના આચરણમાં મુકીને બોલ્યા

મુજબ કરી બતાવવું જોઈએ એ સૂત્રને યથાર્થ રીતે મૂર્ત સ્વરૂપમાં જાહેર પ્રજા સમક્ષ તેમણે મુકી આપ્યું છે. "પરોપદેશે પાંડિત્ય" ની પ્રચલિત રુઢીને તિલાંજલિ આપી પોતાના જ પગ ઉપર કુહાડો મારીને શ્રી હરિલાલભાઇએ આ સંસ્થામાં સારો ફાળો ભરીને આ પ્રમાણે નિઃસ્વાર્થ સેવાનો એક અમૂલ્ય બોધ પાઠ જાહેર પ્રજાને ભેટ કર્યો છે. પરંતુ આ હકીકત વાંચીને કદાચ કોઈ ભાવિક અને ધર્મચુસ્ત વૈષ્ણવને નવાઈ લાગશે કે શ્રી હરિલાલભાઈ એક વૈષ્ણવ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી થઇને અંત્યજોની સભામાં હાજરી આપે એટલું જ નહીં પણ તેમના દેવ મંદિરના ફંડમાં રૂ. ૧૦૦ સો જેટલો ફાળો આપે એ શું કહેવાય ? પરંતુ આવા શંકાશીલ વૈષ્ણવજનને અમે ખાત્રી આપીએ છીએ કે શ્રી હરિલાલભાઇએ આ અંત્યજોની સભામાં હાજર રહીને તેઓને (અંત્યજોને) ધર્મના કાર્યમાં આર્થીક મદદ આપવામાં તેમણે ખરેખર એક આદર્શ વૈષ્ણવજન કોને કહી શકાય, તેનું એક આબેહુબ દૃષ્ટાંત પુરૂં પાડયું છે. અને એ રીતે શ્રી હરિલાલભાઇએ એક ચુસ્ત અને સાચા વૈષ્ણવનું ગૌરવ અને પ્રતિષ્ઠા વધારી છે. આર્યસમાજ, વૈષ્ણવ સંપ્રદાય, ઈસ્લામ ધર્મ, ક્રિશ્ચિયન ધર્મ. અને જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ. એ છ સંપ્રદાયના ધાર્મિક ગ્રંથોનો સારો અભ્યાસ કરવાને લીધે વૈષ્ણવ સંપ્રદાયી પોતે છતાં બીજા ધર્મો તરફ સહિષ્ણુવૃત્તિ ટકાવી રાખવા તેઓ સમર્થ થઈ શકયા છે. "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે." એ ગાંધીજીની પ્રિયમાં પ્રિય એવી કાવ્ય પંક્તિમાં વૈષ્ણવજનની જે અપ્રતિમ વ્યાખ્યા છે તે વ્યાખ્યા પ્રમાણે આપણા ચરિત્ર નાયક પણ એક સાચા વૈષ્ણવની ફરજો હરહંમેશ બજાવ્યાં કરે છે. જનસમાજની સેવામાં પોતાનું લગભગ સર્વસ્વ અર્પણ કરનાર શ્રી હરિલાલભાઈ જેવા બાહોશ અને તેજસ્વી બનવું એ આપણા નસીબમાં કદાચ ન પણ હોય પરંતુ તેમની પેઠે પોતાના કાર્યમાં એક તાર થવાનું આપણામાંના દરેકના હાથમાં હોઈ શકે છે. તેઓ પોતે જે માને છે તેમાં તેઓ એકતાર બને છે તેથી જ જનસમુદાય તેમને દરેક રીતે માન આપે છે. આવા ધર્મનિષ્ઠ અને સ્વાર્થત્યાગી સમાજ સેવકના પવિત્ર જીવનની છાપ આપણા હૃદયમાં હંમેશને માટે ચોંટી રહે એ અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

## રાજકીય પ્રવૃત્તિ.

પોતાના દેશની એટલે કે પ્રજા વર્ગની સર્વ બાજુએ ઉન્નતિ કરવી એ દરેક રાજદ્વારી પુરૂષનો આદર્શ હોય છે. આ આદર્શને લક્ષમાં રાખીને શ્રી

હરિલાલભાઇએ ગાયકવાડી પ્રદેશના રાજકારણમાં—રાજપ્રકરણમાં—ઘણોજ અર્થસૂચક અને એક કાબેલ રાજનીતિજ્ઞ મહા પુરૂષને છાજે તેવો ભાગ લીધો છે. સને ૧૯૦૩ ની સાલમાં અમરેલીમાં સત્ય

**સત્યશોધક સભા**

શોધક સભા નામની જે સંસ્થા સ્થાપવામાં આવી હતી, એ સંસ્થાની આગેવાની લઇને તેમણે આ કાર્યની શરૂવાત કરી. આ સંસ્થાનો હેતુ જન સમાજને પોતાની ખોડ-ખાપણો દુર કરવા માટે વ્યાજબી અને ફળદાઈ ઉપાયો અને પ્રયાસો અજમાવવાંનો ઉપદેશ આપવાનો તેમજ નોકરશાહી આગળ પ્રજાની ફરીયાદો સત્ય સ્વરૂપમાં રજુ કરવાનો હતો. આ સંસ્થાની પ્રવૃત્તિઓ જનસમાજને લાભદાઇ નીવડે તે સારૂ સાપ્તાહિક બેઠકો ભરવામાં આવતી અને તેમાં લોકહિતના અતિ મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા Dabates ચલાવવામાં આવતી. કેળવણી, સંસાર સુધારો, આર્થિક ઉન્નતિના માર્ગો, પ્રજાશક્તિની ખીલવણી વગેરે પ્રશ્નો ઉપર આ સંસ્થા જાહેર વ્યાખ્યાનોનો પ્રબંધ કરતી. શ્રી હરિલાલભાઈ આ સંસ્થાના કાર્યમાં ઘણો જ રસ લેતા અને વ્યાખ્યાનો મેળવવાનું અગર તો આપવાનું કાર્ય ઘણે ભાગે તેમના તરફથી જ થતું. તેમણે આ સંસ્થામાં પોતાનું સઘળું કાર્ય શાંતિપૂર્વક અને ઠરેલપણાથી તથા કોઈપણ રીતે મર્યાદાનું ઉલ્લંઘન ન થાય તે બાબતની પૂર્ણ સંભાળ અને ચીવટ રાખીને બજાવ્યું હતું.

અમરેલીમાં સને ૧૯૦૫ માં સાર્વજનિક સભા એ નામની સંસ્થા સ્થાપવામાં આવી હતી. આ સંસ્થામાં જોડાઇને

**સાર્વજનિક સભા**

રાજ્યપ્રકરણી ઘણી મહત્ત્વની બાબતમાં શ્રી હરિલાલભાઇએ યોગ્ય ભાગ લીધો હતો. સભાના એક આગેવાન સભાસદ તરીકે તેઓ ઘણા અગત્યના પ્રજાહિતના સવાલો વિષે વિચાર ચલાવતા અને તે સંબંધે સભા તરફથી સરકારને સુંદર અને વિવેકયુક્ત ભાષામાં પ્રજાની દાદ ફરીયાદ ઉપર યોગ્ય પગલાં- લેવરાવવા અરજપત્રો તૈયાર કરીને મોકલાવતા, અમરેલીની આ સાર્વજનિક સભા લોકોની હાજતો અને ઇચ્છાઓ તેમજ વ્યાજબી માગણીઓ સ્થાનિક સત્તાવાળાઓના તેમજ મધ્યસ્થ સત્તાવાળાઓના ધ્યાન ઉપર લાવવાના હેતુથી સ્થાપવામાં આવી હતી. પચાસ અથવા તેથી જરા ઓછાં માણસો જેને મેમ્બર તરીકે પસંદ કરે અને જે સભામાં પ્રવેશ નિમિત્તે અમુક ફી અને અમુક વાર્ષિક રકમ આપે તે માણસો

સભાનો મેંબર થઈ શકે એવો કાંઈક નિયમ રાખવામાં આવ્યો હતો. આથી કરીને આ સભા પ્રતિષ્ઠાવાળા ગૃહસ્થો જેવા કે ધનાઢ્ય વેપારીઓ વકીલો વગેરે મોભાદાર સભાસદોની બનેલી હતી. અને વધારામાં શહેરની દરેક કોમના આગેવાનને પણ આ સભામાં જોડાઇને તેનો યોગ્ય લાભ લેવરાવવાની યોજના થઈ હતી. આ સભાનું કામકાજ વ્યવસ્થાપક કમીટી અને એક પ્રમુખ મળીને ચલાવવામાં આવતું અને બેઉ હોદ્દેદારની નીમણુંક લગભગ દર વરસે સભાસદોની સાધારણ વાર્ષિક સભામાં ચુંટણીથી થતી. જો કે આ સંસ્થાના આશયો તેમજ હેતુઓ નિર્દોષ વ્યાજબી અને સુલેહભર્યા, Legimitali & peace flu હતા તોપણ આ સંસ્થાના હેતુઓ વિષે કોઈ (Wire puller) પડદા પાછળ કામ કરનાર લોકોની ભૂલ ભરેલી અને દ્વેષ જનક દોરવણીથી તે વખતના સ્થાનિક સત્તાવાળાઓએ કોઇપણ જાતની મચક ન આપતાં આ સંસ્થાને દાબી દેવાની આડકત્રી રીતે ધમકી આપવા માંડી. આવા કટોકટીના વખતે એટલે કે સં. ૧૯૬૧ ની સાલમાં શ્રીમંત ગાયકવાડ સરકાર ગોંડલ દરબારના પુત્રના લગ્નના પ્રસંગે ગોંડલ પધાર્યા હતા. આથી આ સભાના આગેવાનોએ એવું નક્કી કર્યું કે જો શ્રીમંત મહારાજા સાહેબ ગોંડલથી અમરેલી પધારે તો આ સભાના આશરા નીચે શ્રીમંતને એક માનપત્ર આપવું. પરંતુ આ વાતની અહીંના તે વખતના સત્તાવાળાઓને ખબર પડવાથી સભાની આ યોજના પડતી મુકવા તેઓએ સભાને દબાણ કર્યું, આથી સભાએ ફરી એકવાર વિચાર માટે કોશીશ કરી અને એવું નકી કરવામાં આવ્યું કે સભાના અમુક આગેવાનોએ ગોંડલ જઇને શ્રીમંત મહારાજા સાહેબને રૂબરૂમાં મળવું અને આ પ્રકરણ સંબંધી યોગ્ય ન્યાય મેળવવો. પરંતુ કમનસીબે આગેવાનોની આ યોજના કેટલાક અણધાર્યા અને અકથનીય કારણોને અંગે ભાંગી પડી. છેવટે આ સંસ્થાના આગેવાનોને શ્રી હરિલાલભાઇએ એવી સલાહ આપી કે આપણે શ્રીમંતને અમરેલીના જ મહાજન તરફથી સીલ્વર કારકેટ સાથે માનપત્ર આપવું. આ પ્રમાણે શ્રીમંત માહારાજા સા. અમાત્ય મે. દત્ત સાહેબ સાથે અમરેલી પધાર્યા અને મહાજન તરફથી રૌપ્ય દાબડાની સાથે માનપત્ર આપવામાં આવ્યું. પ્રોગ્રામ પ્રમાણે શ્રીમંત અમરેલીથી વિદાય થયા. આ બધા વખત દરમ્યાન સાર્વજનિક સભા અને સ્થાનિક સત્તાવાળાઓ વચ્ચે થયેલી "ટગ ઓફ વોર" નું સ્વરૂપ વધુ ગંભીર થવા પામ્યું હતું. આથી આ પ્રકરણ સંબંધી વડોદરાના મુખ્ય સત્તાવાળાઓ પાસે સર્વ માહીતી રજુ કરવા એક ડેપ્યુટેશન મોકલવાની યોજના કરવામાં આવી. અને તે પ્રમાણે તેમાં [illegible]

પણ થયો. સમાધાની માટે એક સુરત અમલદાર વડોદરેથી આવ્યા અને સમાધાની થઇ. સમાધાની થયા પછી સુબા મે. યુસફઅલી જમાદાર સાહેબ સાથે તેમને સારી મિત્રતા જામી અને શ્રી હરિલાલભાઈની નિઃસ્વાર્થ વૃત્તિ અને પ્રમાણિકતા માટે તેમણે ઘણો સંતોષ વ્યક્ત કર્યો હતો. શ્રી હરિલાલ-ભાઇની ઉંડી સમજ, ગંભીર અને પ્રખર વિચાર શક્તિ તથા ઉમદી તેમજ લાભદાઈ સલાહને લીધે જ આ સંસ્થા જ્યાં સુધી પોતાનું અસ્તિત્વ ટકાવી શકી ત્યાં સુધી પોતાના બધા કામકાજમાં કોઇપણ રીતે આડે રસ્તે ન દોરવાતા વિવેક અને વફાદારીથી વર્તીને તથા સરકારથી થયેલા કેટલાક લાભોનો પ્રમાણિકપણે સ્વીકાર કરતી રહી હતી.

**સુધરાઇ.**

વડોદરા રાજ્ય હિંદુસ્થાનના પહેલા વર્ગના દેશી રજવાડાઓમાં પોતાનું સ્થાન ઘણીજ ઉંચ કોટીમાં જાળવી શકયું છે. તેનું કારણ એ છે કે રાજ્યના પ્રજાવત્સલ પિતા શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકાર એમણે પ્રજાને સુશિક્ષિત બનાવવા સારૂં ખાસ કાળજી લઇ જ્ઞાનનાં અસંખ્ય સાધનો બક્ષ્યાં છે. વડોદરા નરેશે પોતાનાં રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત અને મફત દાખલ કરી છે. પુસ્તકાલયો અને વાંચનાલયો યોજીને પ્રજામાંથી અજ્ઞાન રૂપી અંધકાર દુર કરી પ્રજાને પોતાના હકનું અને જવાબદારીનું ભાન કરાવ્યું છે. પ્રજા પોતાનાં સાર્વજનિક કાર્યો પોતાની જાતથી કરતાં શીખે, અને રાજ્યકારભારમાં અનુભવ મેળવે એવા ઉંચ ઉપદેશથી મ્યુનીસીપાલીટીઓ તથા ગ્રામ્ય, મહાલ અને પ્રાંત પંચાયતો સ્થાપી છે. કાયદા ઘડવામાં પ્રજાના પ્રતિનિધિઓની સલાહ લેવા તેમજ કારભારની બાબતમાં પ્રજાનો મત જાણવા માટે ધારાસભાની પણ સ્થાપના કરી છે. આવા કેળવાયલા રાજ્યની પ્રજા પોતાની ઉન્નતિ સાધવાના કાર્યમાં ફતેહ મેળવે તેમાં કાંઇ નવાઇ નથી. પ્રજામાં સુખસગવડ લાવનારાં સાધનોમાં મ્યુનીસીપાલીટીનું સાધન ઘણુંજ મહત્વનું લેખાયું છે. સને ૧૯૦૬ ની સાલના અરસામાં વડોદરા રાજ્યના દીવાન મે. રોમેશચન્દ્ર દત્ત સાહેબ હતા. તેઓ પ્રજા કલ્યાણ માટે ઘણાજ આતુર રહેતા. પ્રજાને રાજ્યવહીવટમાં યોગ્ય ફાળો આપવા માટે તેઓ ઉત્સુક રહેતા. વડોદરા નરેશે સં. ૧૯૬૨ માં મુંબઈ ઇલાકાના સને ૧૮૯૧ ના ડીસ્ટ્રીકટ મ્યુનીસીપાલ એકટના ધોરણે રાજ્યના કેટલાક કેળવણીમાં આગળ વધેલા શહેરોમાં (બ) વર્ગની સુધરાઇઓ (મ્યુનીસી-પાલીટીઓ) સ્થાપન કરવાની યોજના અમલમાં મુકી. આથી અમરેલી શહેરને

પ્રજાકીય સુધરાઇ મળી. આ હકની રૂએ અમરેલીની પ્રજાએ સ્થાનીક સુધરાઇમાં પ્રજા વર્ગના સભ્યોને ચુંટણી કરીને મોકલવાના કાર્યની ઉમંગભરી તૈયારીઓ શરૂ કરી. સને ૧૯૦૬ ની ત્રિવાર્ષિક ચુંટણીમાં શ્રી હરિલાલભાઇને પ્રજાએ સ્થાનીક સુધરાઇમાં સભ્ય તરીકે ચુંટયા. આ ત્રણ વરસોમાં સુધરાઇની ઘણી બેઠકોમાં શ્રી હરિલાલભાઇએ ઉત્સાહભર્યો ભાગ લીધો. પ્રજા હિતની દરેક ચર્ચામાં તેમણે નિડરતા, પ્રમાણિકતા અને નિષ્પક્ષપાત વૃત્તિથી કાર્ય બજાવ્યું છે. સુધરાઈની સભાઓના કામકાજમાં તેઓ પોતાનું વજન ઘણીજ અસરકારક રીતે પાડી શકયા છે. તેમના નિષ્પક્ષપાતી અને પ્રમાણિક અભિપ્રાયોને માટે સરકારી તેમજ બીન સરકારી (રૈયત તરફથી ચુંટાયલા) સભ્યો તરફથી તેમનું માન ઘણી સરસ રીતે જળવાતું. તેમનું માનસિક ચાંચલ્ય અને સ્વાતંત્ર્ય, તેમની અનેરી વિદ્વતા અને બાહોશી તેમને માટે એવાં તો કારગત થઇ પડયાં હતાં કે સુધરાઇની બેઠકોમાં કોઇ મહત્વના વિષયો સંબંધીની ચર્ચામાં શ્રી હરિલાલભાઇએ પોતાની વિચાર સરણીના દોરે ઘણી વખત બીજા સભ્યોને મરજી મુજબ ખેંચ્યા છે. કોઇ પણ પ્રજા હિતના કાર્યમાં તેઓ અન્યાય અને પક્ષપાતને સહન કરી શકતા નથી. એમના અડગ આત્માને જગતનાં અન્યાય બંધન બાંધવા કદી પણ સમર્થ થઇ શકયાં નથી. આ બધાં અનુપમ ગુણોને લઇને શ્રી હરિલાલભાઈની લોકપ્રિયતા દિન પ્રતિદિન વધવા લાગી. અને પરિણામે સુધરારાઇની પ્રથમની ત્રિવાર્ષિક ચુંટણીની મુદત સમાપ્ત થઇને બીજી વારની ચુંટણીમાં જ્યારે શ્રી હરિલાલભાઇ ઉમેદવારી માટે બહાર પડયા ત્યારે પ્રજાએ તેમને ફરી એક વાર ચુંટણીમાં ફતેહમંદ બનાવ્યા અને તુર્તજ મ્યુનિસિપાલીટીના ઉપપ્રમુખ (Vice president) તરીકે સુધરાઇના સભ્યોના સર્વાનુમતે નીમવામાં આવ્યા (સને ૧૯૦૯–૧૦) આથી તેમની ઉપર કામ તથા જોખમદારીનો બોજો વધી પડયો. છતાં તેમણે પોતાનું કાર્ય કાળજીપૂર્વક દીર્ઘદષ્ટિથી અને પ્રમાણિકતા તેમજ નીડરતા વાપરીને સતત રીતે આગળ ધપાવવાનું ચાલુ રાખ્યું. પ્રજાહિત તરફની તેમની અસાધારણ કાળજી અને પોતાના કાર્યમાં બતાવવા માંડેલી બાહોશી બદલ રાજ્યના મુખ્ય સત્તાવાળાઓનું ધ્યાન ખેંચાયું. તા. ૨૮–૩–૨૧ ના રોજ ભરાયલી રાજ્યની સુધરાઈ અને વિશિષ્ટ પંચાયતની પરિષદમાં સ્થાનિક સુધરાઇ તરફથી ભાગ લેવા તેમને ખાસ આમંત્રણ થયું. આ પરિષદમાં હાજર રહીને સુધરાઈનું બંધારણ, સુધરાઇને નાણાંની મદદ આપવાના ધોરણો, અને સુધરાઇએ પોતાની ઉપજ વધારવાની જરૂર, એ વિષયો ઉપર વિચાર ચલાવવા માટે

પ્રસ્તુત પરિષદમાં જે પેટા સમિતીઓ નીમાયેલી હતી, તેમાં અને પરિષદમાં રજુ કરવામાં આવેલા ઠરાવોની ચર્ચામાં શ્રી હરિલાલભાઇએ પોતાનું બુદ્ધિ કૌશલ્ય અને વાદવિવાદ કરવાનું સામર્થ્ય ઘણીજ અસરકારકરીતે કામે લગાડીને પ્રજાની તેમજ રાજની કીમતી સેવા બજાવી છે. તેમની આવી અસાધારણ કાર્ય નિપુણતા અને લોકપ્રિયતાને લઇને તેઓ છેવટે સુધરાઈના સને ૧૯૨૩ માં પ્રમુખ (President) બની શકયા. શહેરના મેયોર (Mayor) થવું એ ઘણું જ દુર્લભ છે. તેમાં વળી પ્રજા તરફથી ચુંટાઇને સુધરાઈનું પ્રમુખપદ મેળવવું એ વધારે દુર્લભ છે. છતાં કર્તવ્યપરાયણ અને તપોમય જીવન ગાળનારાને તો આ પ્રકારના લાભો સદૈવ સુલભ જ હોય છે. અને તેજ પ્રમાણે આપણા ચરિત્ર નાયકને પણ આ લાભ સુલભ થઈ શકયો છે. પ્રમુખપદ મેળવ્યા પછી શ્રી હરિલાલભાઇએ સ્થાનિક સુધરાઇને એક આદર્શ અને નમુનેદાર સંસ્થા બનાવવામાં પોતાથી બનતી દરેક જેહમતો ઉઠાવી છે. પ્રમુખનું જોખમદારી ભરેલું કર્તવ્ય તેઓ પ્રજા અને રાજ્યનું બંનેનું હિત સાચવીને કરે જાય છે. તેમાંય વળી પ્રજાનું હિત તેમને એટલું તો પ્રિય છે કે અમુક પ્રસંગોએ સરકારી અમલદારોની તેમજ પીછે હઠની નીતિમાં માનનારાઓ (Reactisnaries) ની ઇચ્છા અને તેઓના વિચારો વિરૂદ્ધ પ્રજાના હિતના માટે પોતાના વિચારો નીડરતાથી તેમજ મકમતાથી રજુ કરવામાં તેમણે એક છાંટાભાર પણ પાછી પાની કરી નથી. આમ સુધરાઇની સૌથી અગત્યની સેવાઓમાં મહાત્મા ગાંધીજીને સુધરાઈ તરફથી અપાયલા માનપત્રના કાર્ય સંબંધીની શ્રી હરિલાલભાઈની સેવા અમરેલીની તવારીખમાં યાવતચંદ્ર દિવાકરૌઃ અખંડ અને ઉજ્જવલ રહેશે. અમરેલીમાં સને ૧૯૨૫ ની સાલમાં જ્યારે મહાત્મા ગાંધીજી પધાર્યા હતા ત્યારે તેઓશ્રીને અમરેલીના શહેરીઓ તરફથી યાને અમરેલી સુધરાઈ તરફથી એક જાહેર માનપત્ર અપાયું હતું. ગાંધીજીને આ પ્રમાણે જાહેર માન અપાવીને શ્રી હરિલાલભાઇએ શહેરીઓ માટે એક ઘણોજ ઉમદા દાખલો બેસાડી આપ્યો છે.

આ સિવાય શહેરની સ્વચ્છતા રખાવવામાં, સાર્વજનિક આરોગ્યનું સંરક્ષણ કરાવવામાં પ્લેગ, ઇન્ફલ્યુએન્ઝા વિગેરે ચેપી રોગો ફેલાતા અટકાવવામાં, સાંકડા રસ્તા પહોળા કરાવવામાં, અને જે રસ્તા બંધ હોય તે ખુલ્લા કરાવવામાં, પડી જાય અગર તો ખરી પડે તેવાં જર્જરીત અને જોખમી મકાનો ઉતરાવવામાં, પુસ્તકાલયો, નિશાળો, તથા દવાખાનાઓનો પ્રજા સારી રીતે

અને છુટથી લાભ લઈ શકે તેવી મદદ આપવામાં, ઉષ્ણઋતુના સમયે જાહેરપ્રજાને પડતી પાણીની હાડમારી બની શકે તેટલા પ્રમાણમાં ઓછી કરાવવામાં, જાહેર રસ્તાઓ ઉપર કીટસન લાઇટો ગોઠવવામાં, તેમજ લાંબી શેરીઓ અને ગલીઓમાં દીવા બત્તીઓની પુરતી સગવડ કરાવી આપવામાં, શહેરના લોકોને વખત જોવા માટે ટાવરના ઘડીયાળની સગવડતા કરી અપાવવામાં, સુધરાઇના ભંગી લોકો કે જેઓનું કાર્ય ઘણે ભાગે રસ્તાઓ તથા જાજરૂઓ સાફ કરવાનું હોય છે તેઓ તેમની દરરોજની ફરજ સંતોષકારક રીતે બજાવે તે માટે સુધરાઇના ઇન્સ્પેકટરો મારફત ખાસ બંદોબસ્ત રખાવવામાં, તેમજ તે ગરીબ લોકોને તેમની નક્કી કરેલી રોજી નિયમસર અને પુરેપુરી મળે તે માટે ખાસ જાત માહીતી રાખવામાં અને સુધરાઇને ઓફીસનું મકાન પ્રાપ્ત કરાવી આપવામાં વગેરે બાબતોમાં શ્રી હરિલાલભાઇએ ઉપાધ્યક્ષ ચેરમેન, અને સુધરાઇના લોકલ અધ્યક્ષ તરીકે તથા અગ્રગણ્ય શહેરી તરીકે તમામ ફરજો ઉમદા રીતે પુરી પાડવા તન મનથી અથાગ શ્રમ લઇ પ્રજાની લગભગ દરેક હાજતો પુરી પાડવા ધ્યાન આપી ઉત્તમ અને અનુકરણીય કાર્ય બજાવ્યું છે. આ વાતના સમર્થનમાં અમરેલી મ્યુનીસીપાલીટી તરફથી નામદાર સર મનુભાઈ દીવાન સા. ના માનમાં તા. ૫-૧૧-૨૫ ના રોજ એટ હોમ પાર્ટીનો જે મેળાવડો થયો હતો તેમાં શ્રી હરિલાલભાઇ માટે નામદાર દિવાન સાહેબ સર મનુભાઈ મહેતા એમણે જે લાગણીભર્યા ઉદ્ગારો ઉચ્ચાર્યા હતા તે અમે અત્રે સયાજીવિજય પત્રના તા. ૧૨-૧૧-૨૫ ના અંક ઉપરથી રજુ કરીએ છીએ. "અમરેલીની સુધરાઈ તેનો કારોબાર સારી રીતે ચલાવે છે તે જણાવતાં મને સંતોષ થાય છે. અને તેને માટે તમોને ધન્યવાદ આપું છું. સુધરાઈના કારોબારનું માન રા. હરિલાલને જ છે. સુધરાઇનું કામ ઘણું સંતોષકારક છે. અમરેલી સુધરાઇ તથા અમરેલીને પ્રગતિમાં લાવવામાં રા. હરિલાલે સારો હિસ્સો આપેલો છે. અને તેમના કામ માટે મને સંપૂર્ણ વિશ્વાસ છે."

આ પ્રમાણે શ્રી હરિલાલભાઇએ ઉત્સાહ, ચાતુર્ય, સત્યનિષ્ઠા, અડગ નિર્ભયતા, સ્વાર્થત્યાગ તથા યુક્તિ અને પ્રેમથી આ સંસ્થામાં રહીને આજ સુધી પ્રજાની જે ઉમદા સેવા બજાવી છે તે માટે એમની કીર્તિ જમાના વશોગાનમાં ઉચ્ચ અને આદર્શ સેવા ભાવની પ્રેરણાનાં અમૃતસમ ઝરણો હમેશને માટે વહાવ્યા કરશે.

## મહાલ અને પ્રાંત પંચાયત.

વડોદરા રાજ્યની કોઇ પણ કેળવાયેલી વ્યક્તિને સુવિદિત છે કે વડોદરા રાજ્યમાં સ્થાનિક મહાલ પંચાયતો તથા પ્રાંત પંચાયતોની ઉત્પત્તિ સને ૧૯૦૫-૦૬ માં એટલે આજથી લગભગ એકવીશ બાવીશ વર્ષ ઉપર થઈ હતી. સને ૧૯૦૫-૦૬થી રાજ્યના દરેક મહાલમાં એક તથા ચારે પ્રાંતમાં એક એક પંચાયતો સ્થાપવામાં આવી છે. આ પંચાયતોને અમુક પ્રમાણમાં સ્થાનિક કામો કરવાની તથા રાજ્યના એકંદર કામકાજની પણ માહીતી આપવા સગવડો કરી આપવામાં આવી છે. પ્રથમથીજ ગામડાઓના સુધારાનાં કામો તથા રૈયતની સગવડો સાચવવાનાં કામો જેવા કે ગામના રસ્તાઓ, કુવાઓ, તળાવો નિશાળો, ધર્મશાળાઓ, ચોરાઓ, દેવસ્થાનો, વગેરેની દુરસ્તીનાં કામો ગામ પંચાયતો પહેલાં સ્થાપી તેમને સોંપાયલાં છે. ગ્રામ્યશાળાઓ ઉપર દેખરેખ રાખી ફરજીઆત કેળવણીનો પ્રચાર વધે તે જોવા આવી પંચાયતો પર ફરજ રાખવામાં આવેલી છે. શીતળા સંબંધી તથા લોકોની આરોગ્યતા તથા સુખાકારીના કામોમાં પણ આ સંસ્થાઓને ભાગ લેવા દેવામાં આવે છે. સ્થાનિક સ્વરાજ્યના પાયા રુપ એવી આ મહાલ પંચાયતની સંસ્થામાં આપણા ચરિત્ર નાયક શ્રી હરિલાલભાઈ સં. ૧૯૬૨ માં એક સભ્ય તરીકે દાખલ થયા. અમરેલી મહાલ પંચાયતે (Amreli Taluka Local board) તુર્તજ તેમની ચુંટણી કરીને અમરેલી પ્રાંત પંચાયત (Amreli District Local board)ના સભ્ય તરીકે તેમને મોકલ્યા. શ્રી હરિલાલભાઇએ અમરેલી તાલુકા પંચાયત અને પ્રાંત પંચાયતમાં પ્રવેશ કર્યા પછી આ આશયો ઝીલી લઇ તેની ઉપર કાળજીભર્યું લક્ષ આપીનેજ પોતાની ફરજો બજાવવી શરુ કરી. જેમ જેમ તેનું કાર્ય આગળ ચાલતું ગયું તેમ તેમ તેમની લોકપ્રિયતા વધવા લાગી. પરિણામે એક પાસથી તેમની પંચાયતના કારોબારના નીયમો ઘડવા સારું નિમાયેલી કમીટીમાં નીમણુંક કરવામાં આવી અને બીજી પાસથી પ્રાંત તથા મહાલ પંચાયતની મેનેજીંગ કમીટીમાં તેમની ચુંટણી થઇ. આ સંસ્થાઓને સ્થાયી તેમજ વ્યવહારુ સ્વરૂપ આપવાને તેઓએ પોતાથી બની શકતી દરેક જેહમતો ઉઠાવી. પરિણામે સન ૧૯૦૮-૦૯ માં તેમને તાલુકા પંચાયતના વાઇસ પ્રેસીડેન્ટ (Vice president) નામવામાં આવ્યા. તાલુકા પંચાયતની આ સંસ્થામાં શ્રી હરિલાલભાઈએ પોતાની પ્રમાણિકતા, ત્યાગવૃત્તિ અને વિચાર સ્વતંત્રતા દર્શાવી નીડરતાથી સંગીન સેવા બજાવી.

સને ૧૯૧૮ ની સાલમાં શ્રી હરિલાલભાઈ પ્રાંત પંચાયતના વાઈસ પ્રેસીડેન્ટ થયા. આ પ્રમાણે તેમની વધતી જતી લોકપ્રિયતાને અંગે સને ૧૯૧૬-૧૭ સાલથી જ્યારે જ્યારે વડોદરા રાજ્ય પંચાયત પ્રતિનિધિ સભાની બેઠકો ભરાયેલી છે ત્યારે ત્યારે અમરેલી પ્રાંત પંચાયતના પ્રતિનિધિ તરીકે એ બેઠકોમાં હાજર રહીને તેઓએ ઘણોજ આગેવાનીભર્યો ભાગ લીધો છે. આવી બેઠકો વખતે પંચાયતોના કાયદા તેમજ કારોબાર બાબતની અગર તો તેના આર્થિક સુધારણાના સવાલોને લગતી જુદી જુદી કમીટીઓ તેમજ પેટા કમીટીઓમાં તેઓ વારંવાર નીમાયા છે. અને તેમાં તેમણે પોતાની કાર્યકુશળતા અને વિદ્વત્તા ઘણીજ અસરકારક રીતે પુરવાર કરી બતાવી છે. આ બધી મહત્ત્વની બેઠકોમાં પ્રજા હિતના જુદા જુદા વિષયો સંબંધીની સૂચનાઓ મુકીને શ્રી હરિલાલભાઇએ પ્રજાની જે કીમતી સેવા બજાવી છે તે બદલની થોડીક પ્રાસંગિક હકીકત ઉદાહરણાર્થે અત્રે રજૂ કરશું.

સને ૧૯૧૬-૧૭ સાલની વડોદરા મુકામે ભરાયેલી વડોદરા રાજ્ય પંચાયત પ્રતિનિધિ સભાની બેઠકમાં પંચાયત રાજ્યની ફરજીયાત શાળાઓમાં છોકરાઓની સંખ્યા તથા હાજરી વધી કેળવણીનાં સારાં પરિણામ સ્થાયી નીવડે તે માટે પંચાયતે કેવી જવાબદારી પોતાના માથે રાખવી જોઇએ? તથા હુનર કળા તથા ખેતીવાડીની કેળવણી ફેલાવવા પંચાયતે શું કરવું જોઇએ? તે વિષય સબંધીની ચર્ચામાં શ્રી હરિલાલભાઇએ નીચે મુજબ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો.

"પંચાયતના સભાસદો હાલ વાપરે છે તે કરતાં વધારે કાળજી વાપરશે તો સરકારની મદદ સિવાય પણ ગેરહાજરીના પ્રશ્નનો નિવેડો આવશે એવી મને આશા છે. માટે સભાસદોએ છોકરાઓના માબાપોને સમજાવી તેમની શંકાનું નીર્ણય કરી છોકરાઓને નીશાળમાં મોકલતા કરવામાં પોતે મદદ રૂપ થઇ પડે તેની સાથે પંચાયતો હાલ જે શિષ્યવૃત્તિઓ આપે છે તેથી પણ સારૂં પરિણામ આવવવાની આશા છે. આ શિષ્યવૃત્તિ પછાત વર્ગના છોકરાઓને જો અપાશે તો તે વધારે લાભદાયી થઈ પડશે. કારણ તેઓ પોતાના છોકરાઓને મજુરી કરવા લગાડે છે. તે એ ઉપરના કારણથી બંધ પડશે. તે સિવાય ખેતીવાડીનું જ્ઞાન મળે એવી તજવીજ કરવાની ઘણી આવશ્યકતા છે કે, જેથી કરીને તેનો સારો લાભ લઈ વધારે સંખ્યામાં હાજરી આપશે. દરેક તાલુકાના જથા પાડી દરેક જથાના મુખ્ય સ્થળે ખેતીવાડીના શિક્ષણની ગોઠવણ કરવી જોઇએ. તેવીજ રીતે આવા જથાના સ્થળે

કલાભુવન ( Indusrrial Schools ) સ્થાપી એક શિક્ષણ લેવા કારીગર વર્ગના છોકરાઓને ફરજીયાત ઠરાવવું જોઇએ. આથી શિક્ષણની સાથે હુન્નર કળાના શીક્ષણનો લાભ પણ તેવા લોકોના છોકરાઓને મળશે. આ સર્વ તજવીજ કરવામાં પંચાયતો પોતાના ફંડમાંથી યોગ્ય ફાળો આપી શકશે એમ હું માનું છું. અને સરકાર તથા પંચાયત મળીને સહકાર્ય તત્વથી આ સંસ્થા સારી રીતે ચલાવી શકશે."

પ્રજાના આરોગ્યની વૃદ્ધિ થાય અને લોક સુખાકારી ફેલાય, ગામડાઓની સ્વચ્છતા સુધરે તથા જુદા જુદા રોગોની બીમારી ઘટે તે માટે પંચાયતોએ કેવા અધીકાર તથા જવાબદારી લેવા તેમની તત્પરતા છે. આ વિષયની ચર્ચામાં ભાગ લેતાં શ્રી હરિલાલભાઇએ પોતાનો મત દર્શાવતાં જણાવ્યું કે,—

" સાધારણતઃ ગામડાઓમાં હવા સારી હોય છે તો પણ જ્યાં ગીચ વસ્તી હોય ત્યાં પંચાયતોની માર્ફત ગામ વિસ્તાર કરાવવામાં આવે તો તે પ્રશ્નનો નીવેડો આવશે. પાણીના સાધનો માટે પંચાયતો ઉપર કાયદાએ જવાબદારી રાખી છે. અને તેના સબંધમાં ઘણી ચર્ચા થઇ ગઇ છે. ખોરાકના સબંધમાં સ્થળવાર જુદી જુદી હકીકત છે. અમરેલી પ્રાંતમાં સચ્ચા નથી. તો પણ ઢોરોનો નીકાશ વધારે સંખ્યામાં થાય છે તેથી દૂધ, ઘી અને જાનવરોના ભાવ ઘણા વધી ગયા છે તેથી તેની બંધી કરવા માટે કાયદેસર ઇલાજો લેવા જોઇએ."

ગામડાઓમાં લોકોને વૈદ્યકીય મદદ તત્કાળ મળી શકે તે માટે પંચાયતોને કેવી મદદ મળવાની જરૂર છે. આ વિષય સબંધી શ્રી હરિલાલભાઇએ એક સૂચના રૂપે નીચે મુજબ ખુલાસો કરેલ હતો.

" પંચાયતને ક્વીનાઇનના પડિકાં આપવામાં આવે તો તે ગામેગામ વહેંચી શકાશે. તે ઉપરાંત મુખ્ય મુખ્ય દરદો કે જેમાં ખાસ ડોકટરોની જરૂર હોતી નથી તે માટેની તેવી દવાની પેટીઓ શાળા માસ્તરને દવા વાપરવાની રીત સમજાવીને સોંપવામાં આવે તો તેનો સારો ઉપયોગ થશે. કારણ શહેરમાં પણ તેવી પેટીઓનો સારો ઉપયોગ થાય છે. દેશી દવાને ઉત્તેજન આપવાની ખાતર અમરેલીમાં સેવા મંડળે તેવું કામ કરેલું છે. એવા મંડળોમાં સમાજ સેવાની પ્રવૃત્તિ વધારે હોય છે માટે તેમને પણ આ કાર્ય સોંપવા જેવું છે. તે સિવાય મહાલમાં સેનેટરી કમીટી રાખી તેમને પણ આ કામ સોંપવું."

પ્રજાની શારીરિક અને નૈતિક કેળવણીની વૃદ્ધિ થાય તે માટે કેવાં પગલાં લેવાં જોઇએ તે પ્રશ્ન બદલ શ્રી હરિલાલભાઈનું નીચે મુજબનું મંતવ્ય હતું.

"શહેરમાં કસરતશાળા હોય છે. અને તે માટે એક માસ્તરની નીમણુંક હોય છે જેથી તે એકલો માણસ હોવાથી દરેક જુદા જુદા કલાસને જુદો જુદો વખત આપે છે. તે વખત છોકરાઓને નુકશાનકારક હોય છે. જેથી શહેરમાં લોકોએ આવી શાળા કાઢવી અને ગામડામા રમવા માટે ખુલ્લી જગો રાખવી. સાધન સામગ્રી પુરતી રીતે ન હોય તેમ વખત ન સચવાય ત્યાં સુધી એ પ્રશ્નનો નિર્ણય બરોબર આવશે નહીં. નૈતિક કેળવણીમાં ઉપદેશકો રાખવાથી પરિણામ સારૂં આવે છે. પણ પોતાના વતનથી તે પ્રમાણે લોકો ઉપર સારી અસર ન થાય ત્યાં સુધી તેનું સારૂં પરિણામ આવતું નથી. તેથી નાના છોકરાઓના વર્ગો ઉપર ઉત્તમ અને સુશિક્ષત તથા વધારે પગારના શિક્ષકો નીમવાની જરૂર છે. બાળ લગ્નના પ્રતિબંધનું જોઇએ તેવું સારૂં પરિણામ આવ્યું નથી. અજ્ઞાન વર્ગમાં તો તેની અસર ઘણે અંશે થઇ નથી. વડોદરામાં આ સબંધમાં એક મંડળ સ્થપાયેલું છે અને અમરેલીમાં પણ એક મંડળની સ્થાપના થઇ છે. જ્યાં સુધી બાળ લગ્ન બંધ થશે નહીં ત્યાં સુધી શારીરિક કેળવણીનું સારૂં પરિણામ આવવું મુશ્કેલ છે. ખોરાકની ખામીને લીધે નાનપણુમાં શારિરીક કેળવણીનો બોજો બાળક સહન કરી શકતું નથી. માટે લોકોએ આ સબંધમાં પોતે આગળ થઇને કાંઇક ઇલાજ લેવાની જરૂર છે."

સને ૧૯૧૮-૧૯ ની સાલમાં વડોદરા મુકામે રાજ્યની પંચાયત પ્રતિનિધિ સભાની જે એક બેઠક નેક નામદાર દિવાન સાહેબ સર મનુભાઇ મહેતાના અધ્યક્ષપણા નીચે ભરાયેલી હતી તેમાં શ્રી હરિલાલભાઇએ અમરેલીની પંચાયતના એક પ્રતિનિધિ તરીકે હાજર રહીને કેટલાંક ઉપયોગી કામોમાં ઘણોજ રસ લીધો હતો. આ પરિષદની બેઠકમાં યોજાયેલી ફરજીયાત વગેરે કેળવણી ખાતા સબંધની સુચનાઓનો વિચાર કરનારી કમીટી અને પંચાયતના ઉત્પન્ન વગેરે નાણા સબંધીની ( finanel ) સુચનાઓનો વિચાર કરનારી કમીટી–એ બેઉ કમીટીઓમાં શ્રી હરિલાલભાઇની નીમણુંક થઈ હતી. અને તેમાં તેઓએ ઘણીજ મહત્ત્વની ચર્ચાઓમાં ભાગ લઇને પ્રજા હિત બદલનું સંગીન કાર્ય બજાવ્યું હતું. આ ઉપરાંત આ પરિષદના ચાલતા કામકાજ દરમ્યાન જ્યારે વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સા. પધાર્યા હતા ત્યારે શ્રી હરિલાલભાઇએ નીચે મુજબનું સંક્ષિપ્ત ભાષણ કર્યું હતું.

"લગભગ બાર વરસ થવા આવ્યાં ત્યારથી પંચાયતો, સુધરાઇઓ અને ધારાસભાની સ્થાપના થઇ છે. એકંદરે મહાલ પંચાયતો પૈકી ફક્ત ૧૪ મહાલ પંચાયતોને લોકજ્ઞ ઉપાધ્યક્ષ ચુંટવાનો હક મળેલ છે. સુધરાઇઓમાં લોકજ્ઞ ઉપાધ્યક્ષો સંતોષકારક રીતે કામ કરે છે તેથી પંચાયતોમાં તેમ કરે નહી તેવી શંકા લેવા કારણ નથી. તેથી આજે બધે ઠેકાણે લોક નિયકત ઉપાધ્યક્ષ નીમવાનો હુકમ શ્રીમંત સરકાર કરશે, અને એજ ધોરણ વિશિષ્ટ પંચાયતને પણ લાગુ કરશે એવી આશા છે. ગામ પંચાયતના ત્રણ સરકારના નોકર અને બાકીના લોકોએ ચુંટેલા સભાસદો હોય છે. તે સબંધમાં મારી એવી વિનંતિ છે કે ગામ પંચાયતોમાં લોકોના ⅔ સભાસદ નીમવાનું ઠરાવી અધ્યક્ષ પણ ચુંટણીથી નીમવાનું ઠરાવવું. ધારાસભામાં વડોદરા શહેર સુધરાઇનો એક, વડોદરા ચેમ્બર ઓફ કોમર્સનો એક. આખા રાજ્યની સુધરાઇઓ તરફથી એક, વિશિષ્ટ પંચાયતો તરફથી એક, એ પ્રમાણે વધારે સભાસદો નીમવા અને તેજ ધોરણ પંચાયત પ્રતિનિધિ સભાને પણ લાગુ પાડવા મારી વિનંતિ છે. વળી કારોબારી કૌન્સિલમાં પણ ધારાસભાના લોકજ્ઞ સભાસદોએ ચુંટેલો એક સભાસદ નીમવા આપ હજુરશ્રી કૃપા કરશો.

પંચાયતોની પ્રતિનિધિ સભામાં પ્રજા હિતના કેળવણી, આરોગ્ય, લોક સુખાકારી, આર્થિક નૈતિક અને શારીરિક પ્રગતિ વગેરે બાબતના જુદા જુદા પ્રશ્નો ઉપર આ પ્રમાણે સૂચનાઓ અને અભિપ્રાયો રજુ કરીને પ્રજા વર્ગમાં શ્રી હરિલાલભાઈ ઘણીજ નામના મેળવી શકયા છે. પંચાયતોની સંસ્થાઓમાં શ્રી હરિલાલભાઇની આવી ઝળહળતી કારકીર્દી માટે તેમને માત્ર એકજ સ્થળેથી ધન્યવાદ મળીને વાત અટકી નથી, પરંતુ પ્રજા વર્ગ ઉપરાંત મોટા સરકારી અમલદારો તરફથી, રાજ્યના વર્તમાનપત્રો તરફથી ને રાજ્યના રીપોર્ટોમાં પણ તેમના પ્રમાણિક અને ઉત્સાહભર્યા સતત કાર્યની ભારે તારિફ થઇ છે. આ વાતના સમર્થનમાં થોડીક પ્રાસંગિક હકીકત ઉદાહરણાર્થે આ સ્થળે આપીને આ વિષય હવે અમે સમાપ્ત કરીશું. વડોદરા રાજ્યના એક વખતના ફેમીન કમીશનર (famine Commissionar) અને હાલના નાયબ દિવાન સાહેબ મે. રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ સા. એમણે પોતાના દુષ્કાળ શમન સબંધીના નિવેદનમાં શ્રી હરિલાલભાઇની પંચાયતની સંસ્થાના કાર્ય બદલ જે તારીફ કરી છે તે નીચે આપેલા તેમના શબ્દોની નોંધ ઉપરથી આપણે જાણી શકીશું.

"પ્રાંત અને મહાલ પંચાયતો"ના સર્વ સભાસદોમાં રા. રા. હરિલાલ ગોવિંદજીનું કાર્ય ખાસ નોંધ લેવા જેવું, સારૂં અને સંતોષકારક હતું. તેમણે

પંચાયતમાંથી નાના કામો શરુ કરાવી તથા ખાનગી સખાવતને જાગૃત કરી શરુવાતથીજ લોકોનો નિભાવ કરવા સ્તુતિ પાત્ર તજવીજ કરી હતી. અને છેવટ સુધી પ્રજા સંકટ નિવારણ કરવામાં સરકારી અમલદારો સાથે એક-દિલીથી પ્રયાસ કરી સારી મદદ કરી હતી" શ્રી હરિલાલભાઇ લોકલબોર્ડના (પંચાયતના) એક એક ખાતાથી ઘણી સારી રીતે માહીતગાર છે. અને એવું કોઇ લોકલબોર્ડના વહીવટનું કાર્ય નહીં હોય કે જે એમની નજર બહાર હોય એ કાર્યમાં તેમનો પુષ્કળ સમય જતો છતાં અન્ય રોકાણોને કેટલેક પ્રસંગે લગભગ ગૌણ, રાખીને કર્તવ્ય બુદ્ધિથી તેમાં તેઓ સતત રીતે પ્રવૃત્ત રહી શકયા છે. આથી લોકલબોર્ડનો તેઓ સંપૂર્ણ અને દ્રઢ વિશ્વાસ સંપાદન કરી શકયા છે. આ સંસ્થામાં તેમને મળેલી આવી ખ્યાતિ અને લોકપ્રીયતાએ આપણા સમાજ જીવનમાં એક પ્રથમ પંક્તિના આગેવાન તરીકે જે ઉમદા અને ઉચ્ચ સ્થાન એમણે પ્રાપ્ત કર્યું છે અને લોકોનાં વિશ્વાસ અને ચાહ સંપાદન કર્યાં છે તેના સૂચક ચિન્હરુપજ કહી શકાશે.

## ધારાસભા.

ધારાસભા અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સંબંધે પશ્ચિમ હિંદુસ્તાનમાં દેશી રાજ્યોમાં વડોદરા રાજ્યનો સને ૧૯૦૬ થી શરૂ થએલા દશકાનો ઇતિહાસ રાજકીય દૃષ્ટિએ ઘણોજ મહત્ત્વનો અને યાદગાર લેખાશે. આ દશકામાં શ્રીમંત મહારાજા સા. ગાયકવાડે તેના બાહોશ અને બુદ્ધિબળના મહા મલ્લ ( Intellectual Gymnast ) એવા જગ વિખ્યાત દિવાન મે. રોમેશચંદ્ર દત્ત સાહેબની અનન્ય પ્રેરણા થકી પોતાના રાજ્યમાં પ્રજાને રાજ્ય કારોબારમાં ઘટતો હિસ્સો આપવા માટે તેમજ પ્રજા ધીમે ધીમે અને લાયકાતના પ્રમાણમાં સ્વરાજ્યના રસ્તે ચઢી શકે એટલે કે જે સંસ્થાઓની મારફતે પ્રજા મતથી અને પ્રજાની મદદથી રાજ્ય ચલાવી શકાય તેવી ઘણી સંસ્થાઓ પ્રજાને ભેટ કરી છે. આ ભેટ થયેલી સર્વ સંસ્થાઓમાં ધારાસભાની સંસ્થાનું સ્થાન સ્વભાવિક રીતે જ પ્રથમ દરજ્જાનું મનાયું છે. ધારાસભાની સ્થાપના ખુદ વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સા. ના શુભ હસ્તેજ સને ૧૯૦૮ ની સાલમાં થઈ હતી. વડોદરા નરેશ તરફથી મંજુર થયેલા તા. ૩૦–૯–૧૯૦૭ ના ધારાસભા સબંધી નિયમ અને તા. ૨૯–૯–૧૯૦૮ ના ઉપનિયમ પ્રમાણેનું આ ધારાસભાનું બંધારણ છે. આ સભા સ્થાપવાનો ઉદ્દેશ કાયદાઓ ઘડવાનો તથા બીજા કામોમાં લોકોની સલાહ લેવાનો તેમાં બતાવવામાં આવ્યો છે. અને કલમ ૨ માં સભા શબ્દની આપવામાં આવેલી વ્યાખ્યાથી પણ તેજ હેતુ જણાય

છે. આ ધારાસભાની પહેલી બેઠક તા. ૫-૩-૮ ના રોજ વડોદરા મુકામે ભરવામાં આવી હતી. રાજ્યની ધારાસભામાં લોકસેવા કરવાની તીવ્ર ઇચ્છાથી શ્રી હરિલાલભાઇએ ધારાસભાની ચુંટણીમાં પોતાની ઉમેદવારી સને ૧૯૦૮ માં બહાર પાડી અને ચુંટાયા. આ ધારા સભામાં શ્રી હરિલાલ-ભાઈની ચુંટણી થઇ ત્યારથી તેમની કારકીર્દીમાં એક નૂતન અને ઝળહળતું પ્રકરણ શરૂ થયું. તેમના પહેલી બેઠક વખતના પહેલાંજ ભાષણને કોઇ પ્રેરણા સમાન સમજે છે. અને ત્યારથી તેમની ધારાસભાની ચર્ચા વિષે લોકોએ અને સત્તાવાળાઓએ પણ ઘણીજ આતુરતા દર્શાવી હતી. સને ૧૯૦૮ થી એટલે કે જ્યારથી ધારાસભા ખુલ્લી મુકાઇ ત્યારથી તે સને ૧૯૧૬ સુધીમાં લગભગ ચુંટણીના જે જે પ્રસંગો આવ્યા હતા તે બધા પ્રસંગે તેમને એકધારી અને યશસ્વી ફતેહ મળી હતી. આટલા સમયમાં વર્ષો વર્ષ તેઓ માત્ર લોક સેવાના અને લોક હિતના કાર્યોમાંજ ગુંથયા છે. ધારાસભાની એક વખતની બેઠકને વખતે વડોદરા રાજ્યના એક પ્રતિષ્ઠિત આગેવાને જાહેરમાં કહ્યું હતું કે:-" શ્રી હરિલાલ પારેખ વડોદરા રાજ્યમાં આપણા ભવિષ્યના એક મોટા અને દુરંદેશ નાયક થઇ શકશે." અને શ્રી હરિલાલભાઈ સબંધીની આ ઉમદા ભવિષ્યવાણી ખરી પડેલી આપણે જોઇએ છીએ. રાજ્યની પ્રજાને લગતો એવો એક પણ મહત્ત્વનો પ્રશ્ન નથી કે જેમાં તેમણે આગળ પડતો ભાગ લીધો ન હોય. અને જેમાં પોતાની વિદ્વત્તા અને પોતાના અનુભવનો અપૂર્વ પ્રકાશ પાડયો ન હોય. કરની યોજનાના સ્વાલો હો, કે રાજ્યમાં રેલ્વેની શાખાઓ વધારવાની બાબત હો, કોર્ટની સ્ટાંપોની ફી ઘટાડવાનો સ્વાલ હો, કે પ્રજાને હુન્નર ઉદ્યોગની બાબતોમાં ઉત્તેજન અપાવવાનો સ્વાલ હો, દુષ્કાળનો સ્વાલ હો કે જમીન મહેસુલનો સ્વાલ હો, કેળવણીનો સ્વાલ હો કે લોક પ્રતિ-નિધિત્વનો સ્વાલ હો, એ પ્રમાણે પ્રજા હિતનો ગમે તે પ્રશ્ન હો પરંતુ તેમાં શ્રી હરિલાલભાઇ આરપાર ઉતરી જતા અને તેમાં દ્રઢતાથી, સ્વતંત્રતાથી એકનિષ્ઠાથી અને અનન્ય સેવા ભાવથી લડતો ચલાવતાં. ધારાસભામાં આપણા ચરિત્ર નાયકની દલીલોની સત્તાવાળાઓને પણ ગણના કરવી પડતી અને વડોદરા રાજ્યના માજી દિવાન્ સા. નામદાર દત્ત સાહેબથી માંડીને જે જે વડોદરા રાજ્યના દિવાનો શ્રી હરિલાલભાઇના સબંધમાં આવેલ છે તેઓ બધાએ એમની શક્તિનાં, એમની અનેરી સ્વદેશ પ્રીતિનાં, એમની મીઠાશભરી વિવેચન શકિતનાં. તથા એમની વિરલ નિઃસ્વાર્થ વૃત્તિનાં ખુલ્લા દીલથી અત્યંત વખાણ કર્યા છે, એટલુંજ નહી પણ સરકારની નજરમાં

ત્રણ શ્રી હરિલાલભાઇના અભિપ્રાયો અને તેમની વિચારશીલ સૂચનાઓ તથા એમના વિધ વિધ પ્રજા હિતના વિષયો મનનીય ગણાયા છે. અમરેલી પ્રાંતના કોડીનાર ગામમાં એંગ્લો વર્નાકયુલર સ્કુલ સ્થપાવવાનું કાર્ય, રાજ્યની કન્યાશાળાઓમાં અંગ્રેજી શિક્ષણના વર્ગો ઉપસ્થિત કરાવવાનું કાર્ય, અને અમરેલીથી ચલાળા સુધી રેલ્વે લાઇન ખુલ્લી મુકાવવાનું કાર્ય, વગેરે કાર્યો તેમણે ઉલ્લેખનીય રીતે કર્યાં છે.

સને ૧૯૧૬ ના વર્ષ પછીની ધારાસભાની નવી ચુંટણીનો સમય જ્યારે આવ્યો ત્યારે શ્રી હરિલાલભાઇના એક સ્નેહી અને અમરેલીના એક જાણીતા વહેપારી રા. વીરજીભાઈ શિવદાસ પટેલ એમણે પ્રસ્તુત ચુંટણીમાં ભાગ લેવાની પ્રબળ ઇચ્છા શ્રી હરિલાલભાઇ આગળ વ્યક્ત કરી. રા. વીરજીભાઇની આવી આગ્રહભરી માગણીને લઇને આપણા ત્યાગવીર ચરિત્ર નાયકે તેમના આ સ્નેહીની માગણી એકદમ સ્વીકારી લીધી અને તુર્તજ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી. પોતાના એક ખાસ સ્નેહીની ખાતર પ્રસ્તુત ચુંટણીમાંથી પોતે ઉપર જણાવ્યા પ્રમાણે ખસી ગયા. આ એક નાના પરંતુ બોધદાયક અને અનુકરણીય દૃષ્ટાંત ઉપરથી સમજી શકાશે કે શ્રી હરિલાલભાઇમાં ત્યાગવૃત્તિ અને ઉદારતાનો અજબ સંગમ કેવો અસાધારણ રીતે ઓતપ્રોત બની શકયો છે. બાલુભાવની ખીલવણી, બીજાઓના હિતની ખાતર પોતાના હિતનું બલિદાન, પોતાના અંતર આત્માના નાદ પ્રમાણે ચાલવાનો અડગ નિશ્ચય, અને ઉદાર ભાવના—આ સર્વનો યોગ કરવો એ એમનો મહાન મનોરથ હતો. અને તેનો ફલિતાર્થ તેણે પોતાના જ જીવનમાં આપણને હેરત પમાડે તેવી રીતે કરી બતાવ્યો છે. જેમ તેમની યુવાવસ્થામાં તેમનો ઉછળતો ઉત્સાહ અને તેમની ચેતનવતી અને નિઃસ્વાર્થ ભાવનાઓ તેમના તરફ પ્રજાનું આકર્ષણ કરી રહ્યાં હતાં, તેમ અત્યારે તેમનું માનસિક સમતોલપણું, ભારે શાણપણ અને ઝળકતું બુદ્ધિ કૌશલ્ય વડોદરા રાજ્યના એક અગ્રગણ્ય રાજદ્વારી પુરુષ તરીકે તેમની કીર્તિ ફેલાવી રહ્યું છે.

શ્રી હરિલાલભાઇના આવા અસાધારણ વ્યક્તિત્વને લઇને તેમજ તેમની પ્રશંસનીય લોકપ્રિયતાને અંગે તેમને (શ્રી હરિલાલભાઇને) બે વર્ષના [illegible] સમય પછી સને ૧૯૧૯ ના વર્ષની ધારાસભાની ચુંટણીમાં [illegible] [illegible] અને ઉમંગથી [illegible] આપવી. આ [illegible]

તેમની ધારાસભાની કામગીરીથી તેમણે રાખેતા મુજબ સર્વ સ્થળેથી યશ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. વડોદરા શહેરના એક ઘણા જ વિખ્યાત સમાજ સેવક અને બાહોશ રાજદ્વારી પુરૂષ રા. રા. ભટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા, એમણે એક સ્થળે કહેલું છે કે..." આપણી વડોદરા રાજ્યની ધારા સભામાં જો કોઇ સૌથી બાહોશ લોકના સભાસદ હોય અથવા જેણે રાજા પ્રજા બંનેનું હિત હૈયે રાખી કામ કર્યું હોય તો તે રા. હરિલાલજ છે." શ્રી હરિલાલભાઇની ઉદ્યમશીલતા ઉપર ઘડીયાળના ટકોરા કશી પણ અસર કરી શકતા નથી. લગભગ આખો દીવસ સતત્ કાર્ય કરવું એ તેના મનથી રમત છે. ધારા સભાની બેઠક આડે માસ કે દોઢ માસ બાકી હોય તે દરમ્યાનમાં જુદા જુદા રાજકીય વિષયો અને પ્રજા હિતના પ્રશ્નોને લગતું ઘણું સાહિત્ય તેઓ ઉથલાવી જતા. સવારથી તે રાત્રિ પર્યંત તેમના મગજમાં પ્રજા હિતના વિચારોનો પ્રવાહ ધોધબંધ વણાંજ કરે છે. અને છતાં તેઓ આશ્ચર્યજનક રીતે એ સર્વને સહેલાઇથી પચાવી શકે છે. તેમની દૃષ્ટિ વિશાળ અને વ્યાપક છે. અને તેથીજ બીજાઓના વિચારો જાણવાની તેમનામાં જિજ્ઞાસા અને ઉદારતા છે. તેઓ સમજે છે કે દુનીયામાં ઘણું જાણવાનું છે. અને તે એકલે હાથે બની શકે તેમ નથી. શ્રી હરિલાલભાઇની ધારાસભાની કારકીર્દીની સંપૂર્ણ રીતે રુપરેખા દોરવા જઇએ તો પાનાંનાં પાનાં ભરાય તેમ છે તેથી અમે છેવટે એટલુ જ ઇચ્છીશું કે જાહેર જીવનમાં પ્રવેશ કરનારા દેશ ભકતો આ નરરત્ન તથા પ્રજારત્નનો આવા નિષ્કામ સેવાભાવવાળા જીવનને પોતાના હૃદયમાં કોતરી રાખશે અને તેનું થોડું બને તેટલું પણ અનુકરણ કરવા પ્રયત્ન કરશે.

## કમીશનો.

પ્રજાની દરેક પ્રકારની ઉન્નતિ કરવામાં જે કાંઇ મુશકેલીઓ અને આંટી ઘુંટીઓ નડતી હોય તેને દુર કરવા સારુ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી જે જે અગત્યની કમીટીઓ અને કમીશનો નીમાયાં હતાં તેમાં શ્રી હરિલાલભાઇ સભાસદ નીમાઇ તેમણે પ્રજાની તેમજ રાજાની યથા મતિ અને યથા શક્તિ ઘણીજ કીમતી સેવા બજાવી છે.

સને ૧૯૦૯ ની સાલના ડીસેમ્બર માસમાં મે. સી. એન. સેડન આઇ. સી. એસ. એમના પ્રમુખપણા નીચે વડોદરા રાજ્ય કેળવણી કમીશન ( Baroda Education Commission ) નીમાયું

હતું. આ કમીશનમાં શ્રી હરિલાલભાઇને એક સભ્ય તરીકે રાજા તરફથી નીમવામાં આવ્યાં હતા. આ ઘણા અગત્યના કાર્યમાં તેમણે રાજ્યના કેળવણીના સવાલોનો ઘણોજ બારીકાઈથી અભ્યાસ કરીને કેટલીક વ્યવહારૂ અને ફળદાઈ યોજનાઓ અને સૂચનાઓ રજુ કરીને પોતાનું વિદ્દત્તાભર્યુ બુદ્ધિ, ચાતુર્ય પુરવાર કરી આપ્યું હતું. તેમની આ કામગીરી બદલ વડોદરા રાજ્યના નામદાર દીવાન સાહેબ સર મનુભાઇ નંદશંકર મહેતા. સી. એસ. આઈ. એમણે એક સ્થળે તેમના સંબંધે રાજ્યમાં સને ૧૯૦૯ માં નીમાયલા કેળવણી કમીશનમાં મી. હરિલાલે ઘણીજ બાહોશીથી કામ કર્યું હતું એ પ્રકારના જે ઉદ્‌ગારો દર્શાવ્યા હતા તે ઉપરથી તેમની બાહોશીનું યોગ્ય સૂચન થાય છે આ સિવાય સને ૧૯૧૮ ની સાલમાં ભરાયલા પ્રાથમિક શાળાઓનો અભ્યાસ ક્રમ યોજનારા કમીશનમાં, વડોદરા રાજ્યની આર્થિક અભિવૃદ્ધિ માટે નીમાયલા કમીશનમાં (Economic Devlopment Commission) વડોદરા રાજ્ય સલાહકાર મંડળમાં અને રાજ્યના ખર્ચની કાપકુપ કમીટીમાં (જે સને ૧૯૨૩–૨૪ માં નીમાયેલ) શ્રી હરિલાલભાઇએ પોતાના સ્વતંત્ર અને લોકહિતકારક વિચારો રજુ કરીને એ કમીશનોની લગભગ દરેક બેઠકોમાં ખાસ હાજરી આપીને પ્રજાની તેમજ રાજ્યની મુશ્કેલીઓ દુર કરવા સારુ પોતાનું તેજસ્વી રાજનીતિ કૌશલ્ય દર્શાવીને જે સ્વાર્થ ત્યાગ અને આત્મ ભોગથી ભરેલી સેવા બજાવી છે, તે ખાતે તેઓ વડોદરા રાજ્યના એક બાહોશ આગેવાન પુરુષ તરીકે ગણાવાને શક્તિમાન થઇ શકયાં છે.

## વડોદરા રાજ્ય પ્રજા મંડળ.

સને ૧૯૧૬ ના ડીસેમ્બર માસમાં વડોદરામાં વડોદરા રાજ્ય પંચાયત પરિષદની એક બેઠક સરકાર તરફથી બોલાવવામાં આવી હતી. આ પરિષદ થતાં પહેલાં નવસારીની પ્રજાના આગેવાનોએ વડોદરા રાજ્યની પંચાયતોના અગ્રગણ્ય પ્રતિનિધિઓને ખાનગી આમંત્રણોથી બોલાવીને ઉક્ત પ્રતિનિધિઓનું એક બીન સરકારી સંમેલન આજ સમયે નવસારીમાં ભરવાની યોજના કરી હતી. આ પ્રજાકીય સંમેલનમાં શ્રી હરિલાલભાઇએ અમરેલી પ્રાંતના એક આગેવાન પ્રતિનિધિ તરીકે ખાસ ભાગ લીધો હતો. આ પ્રસંગે તેમના હૃદયમાં રાજ્ય કારભારમાં પ્રજાતત્વ પ્રજાની હાલની વધતી જતી જરૂરીયાતોના પ્રમાણમાં દાખલ કરાવવા સારૂ કાંઈક કાયદેસરના ઉપાયો યોજીને રાજ્યની રૈયતના પ્રતિનિધિઓનું એક મંડળ ઉપસ્થિત કરાવવાની ઉત્કટ ઈચ્છા થઇ આવી. શ્રી હરિલાલભાઇ જોઈ શકયા હતા કે આધુનિક વાતાવરણમાં દેશી રાજ્યોના ભવિષ્ય સબંધી જુદા જુદા વિચાર સરણીઓ

દેશી રાજ્યની રૈયતના આગેવાનો રૈયત વચ્ચે ફૂંકી રહ્યાં હતા. કેટલાક આગેવાનો દેશી રાજ્યોની શાખ જાળવવાના સિદ્ધાંતને વળગી રહેલા પ્રજા મત કેળવી રહ્યા હતા અને કેટલાક તો એવી સમજાવટ કરી રહ્યા હતા કે જે દેશી નૃપતિઓની આપ ખુદ સત્તાઓ આ જમાનો સહન કરી શકે તેવું નથી તેથી આ સંસ્થા ટકાવી રાખવાથી શો ફાયદો પ્રજાને મળવાનો છે? કેટલાક આગેવાનો દેશી રાજ્યની પ્રજાના હીત ખાતર દેશી, રાજ્યમાં દરમ્યાનગીરી કરવાની રાજ્ય નીતિને રાજા પ્રજાના પ્રેમ અને સંબંધની વિઘાતક, અને આત્મબલની લોપક મનાવવા પ્રજાને સમજાવી રહ્યા હતા અને કેટલાક આગેવાનોએ દરમ્યાનગીરીનું આગ્રહભર્યું સમર્થન કરી રહ્યા હતા. એક વિચાર સરણી એવી હતી કે દેશી રાજ્યોની પ્રજાએ પોતાનું ભવિષ્ય પોતાનેજ હાથે ઘડવું જોઇએ કારણ કે બ્રીટીશ ઇંડીયાના રાજદ્વારી નેતાઓ ભવિષ્યમાં દેશી રાજ્યોની સક્રિય રીતે મદદ આપે એ આશા લગભગ વ્યર્થજ છે. વળી હિંદના જે કહેવાતા નેતાઓ અને અગ્રેસરો પોતાનાં અંતરગત સંકટોનું નિવારણ હજુ પણ કરી શકયા નથી તેઓ દેશી રાજ્યોના હજારગણા અટપટા સવાલોનો નીવેડો શી રીતે લાવી દેવાના હતા? બીજી બાજુની વિચાર સરણી આથી તદ્દન વિરૂદ્ધજ જોવામાં આવતી. કારણ કે તેનું મંડાણ હિંદની રાષ્ટ્રીય મહાસભા ઉપરજ અવલંબેલું હતું. આ મહા સભાએ દેશી સંસ્થાઓની પ્રજાને પોતાના કાર્યક્રમમાં ઘટતું સ્થાન આપેલું છે તે માટે મહાસભાએજ દેશી રાજ્યોની પ્રજાના હિતની ચળવળ આગળ ધપાવે રાખવી. આવા અરસપરસ વિરોધી વાતાવરણમાં વડોદરા રાજ્યની પ્રજાએ કયો માર્ગ સ્વીકારવો એ વિચારવાનું હતું. વડોદરા રાજ્યની રૈયતના આગેવાન પ્રતિનિધિઓના આ સંમેલનમાં ભાગ લેવા આવેલા એ આગેવાનો સમક્ષ શ્રી હરિલાલભાઈએ એ સભામાં પોતાના વિચારો દર્શાવ્યા, કે દેશી રાજ્યની પ્રજાનું ભવિષ્ય દેશી રાજ્યના પ્રજાના આગેવાનો સિવાય બીજી કોઈ પણ વ્યક્તિઓના હાથે ઘડી શકાવાનું નથી, માટે આપણી પ્રજાના હિતના માટે આપણે સૌએ જાત મહેનતથી ઝૂઝવું પડશે. માટે પ્રજા સંસ્થા સ્થાપવું. આ પછી બધા આગેવાનો અરસપરસ પ્રાસંગિક વિચારોની આપલે કરીને વડોદરા રાજ્ય પ્રજા મંડળ એ નામની સંસ્થા સ્થાપન કરવા બાબતનો ઠરાવ કરવા તેમજ એ પ્રજા મંડળ માટે બંધારણ અને નિયમો તૈયાર કરવા એક સમિતિ નીમવાનો ઠરાવ કરવાના નીર્ણય ઉપર આવ્યાં અને. તે બાબતનો ઠરાવ સભામાં શ્રી હરિલાલભાઈએ રજુ કર્યો અને તે પસાર થયો. આમ

નવસારી મુકામે ભરાયેલી વડોદરા રાજ્યની રૈયતના આગેવાનોના સંમેલનમાં વડોદરા રાજ્ય પ્રજામંડળનો જન્મ થયો. આ મંડળના નિયમો અને તેનું બંધારણ ઘડવા માટે નીમાયલી કમીટી કે જેના શ્રી હરિલાલભાઈ એક સભ્ય હતા તેણે પ્રસ્તુત મંડળના નિયમો ઘડ્યા. આ પ્રમાણે વડોદરા રાજ્ય પ્રજા મંડળની સંસ્થા ઉપસ્થિત કરવામાં શ્રી હરિલાલભાઈનો પણ એક મુખ્ય હાથ હતો.

વર્તમાન પત્રોના થોકેથોક વાંચવામાં, સરકારી રીપોર્ટો તપાસવામાં, અર્થ શાસ્ત્રનાં પુસ્તકો વાંચી મનન કરવામાં, અને આંકડાઓ, હિસાબો અને ગણત્રીઓના ગીચ જંગલોમાંથી પસાર થવામાં, હિંદની તેમજ પાશ્ચિમાત્ય દેશોની પ્રાચીન અને અર્વાચીન રાજ્ય પદ્ધતિ અને રાજ્ય વહીવટનાં ઐતિહાસિક પુસ્તકોનો બારીક વાંચનથી અભ્યાસ કરી લેવામાં, પ્રજાને આધુનિક વાતાવરણમાં કઇ કઇ બાબતોની અભિલાષાઓ છે તે ઘટતે સમયે જાણી લેવામાં, અને તે માટે યોગ્ય ત્વરાથી ચાંપતા ઇલાજો લેવડાવવામાં શ્રી હરિલાલભાઇએ પોતાના શરીરની, આરામની, પૈસાની કે સગવડની યત્કિંચિત્ દરકાર કરી નથી. તેથીજ રાજ્યની મહત્વની સભાઓમાં કે સરકારી ધારાસભામાં, ખાનગી વાતચીતમાં કે જાહેર ભાષણોમાં, પ્રજાના આગેવાનો કે સરકારી અમલદારો સર્વ ઉપર શ્રી હરિલાલભાઇની દલીલો અને સૂચનાઓની ઉંડી અસર થઇ શકી છે. અને તેમના સંગીન અને અર્થસૂચક વ્યવહાર, અને અસરકારક માર્ગદર્શી અને વિચારશીલ અભિપ્રાયો વજનદાર લેખી શકાયા છે. પ્રજા મંડળના ખાસ મુહૂર્તના કાર્યમાં આ પ્રમાણે તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. પછી પ્રસ્તુત સંસ્થાની બીજી બેઠક સને ૧૯૧૮ ના મે માસમાં વડોદરા મુકામે ભરાતાં પ્રજા મંડળના ઉદ્દેશમાં પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર મેળવવાનો સુધારો મંજુર કરવામાં આવ્યો હતો. આ ઠરાવ તેમણે રજુ કર્યો હતો. આ ઠરાવ ઉપર તેમણે જે છટાદાર, અસરકારક અને વિદ્વતાભર્યું ભાષણ કર્યું હતું તે વડોદરા રાજ્યની રાજ્યદ્વારી ચળવળના ઇતિહાસમાં હમેશને માટે યાદગાર રહેશે. આ યાદગાર ભાષણની અસર એ બેઠકમાં પ્રજાના પ્રતિનિધિઓ ઉપર ઘણીજ સંગીન રીતે તેઓ પાડી શક્યા. પરિણામે તે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર સંબંધનો ઘણોજ મહત્વનો ઠરાવ લગભગ સંપૂર્ણ એકમતે પસાર થયો.

આ પછી સને ૧૯૨૨ માં વડોદરા રાજ્ય પ્રજા મંડળની ત્રીજી પરિષદ

વડોદરા મુકામે ભરવામાં આવી. સને ૧૯૨૨ નો મોટામાં મોટો બનાવ કેવળ શ્રી હરિલાલભાઇનીજ રાજકીય પ્રવૃત્તિમાં નહી પરંતુ પશ્ચિમ હિંદના સર્વ દેશી રાજ્યોના રાજ્યદ્વારી ઇતિહાસમાં અતિ અગત્યનું સ્થાન ભોગવે છે. તે સમયે વડોદરા રાજ્યની હાલની સ્થિતિનું જેનું મનન સૌથી વધારે તલ્લસ્પર્સી મનાયું છે અને એ સ્થિતિમાં કેવા કેવા આદર્શોના અવલંબનથી પ્રજાનું શ્રેય થઈ શકશે એ વિષે જેની શક્તિ સારી રીતે અંકાઈ ચુકી હતી તે આપણા ચરિત્ર નાયકનેજ આ રાજ્યની ઉન્નતિ અને આબાદી માટે પ્રજા તરફથી મળેલી આ ત્રીજી પરિષદનું પ્રમુખસ્થાન ઘટે છે એમ લાગતાવળગતા સૌ કોઇને જણાયું તેથી શ્રી હરિલાલભાઇને આ માનવંત અને ગૌરવભર્યું સ્થાન સ્વીકારવા વિનંતી કરવામાં આવી. અને એમણે તે છેવટે સ્વીકારી. આ વર્ષમાં મહાત્મા ગાંધીએ પોતાની અસહકારની વિખ્યાત ચળવળ ભારે જોસથી ઉપાડી હતી. અને તેથી ઘણા અપરિપકવ નવા શીખાઉ માણસોમાં સ્વતંત્રતા અને આત્મ નિર્ણયના ખોટા ખ્યાલો પણ પેસી ગયા હતા. અને શાંત વિચારકોનું કોઇ સાંભળતું પણ નહોતું એટલી હદ સુધી વાત ગઇ હતી. આવા સમયનો લાભ લઇને, શ્રી હરિલાલભાઈ કાંઇક કફોડી પરિસ્થિતિમાં આવી જાય અને તેથી પ્રમુખની ખુરસી ઉપરથી ખસી જાય એ માટે કોઇ કોઇએ જાહેર વર્તમાનપત્રોમાં ઉદ્ધતાઇભર્યા ચર્ચાપત્રો લખીને શ્રી હરિલાલભાઈ ઉપર તોછડાઇભર્યા હુમલાઓ કરેલા પરંતુ આ વખતે સંતોષ અને આનંદની વાત એ હતી કે પ્રજા મંડળના ઘણા કાર્યકર્ત્તાઓ મક્કમ વિચારના, સમજુ અને વજનદાર હતા. અને તેમણે તે લેખોની અવગણના કરી મૌન રાખ્યું. અને પરીણામે તેમની ફતેહ થઈ. પ્રમુખની ચુંટણી માટે દરખાસ્ત રજુ થતાં જેમણે વર્તમાનપત્રોમાં વિરૂદ્ધ લેખો લખેલા તેમણે જ ટેકો આપ્યો. શુદ્ધ જાહેર જીવનની કેવી પ્રબળ અસર! પ્રમુખ સર્વાનુમતે ચુંટાયા.

સને ૧૯૨૨ ના માર્ચની સત્તરમી અને અઢારમી તારીખ એમ બે દીવસ આ વડોદરા રાજ્ય પ્રજા મંડળ પરિષદની બેઠક રહી. જેમ શ્રી હરિલાલભાઇએ પરિષદને પ્રમુખપદે વિરાજી એ સંસ્થાની પ્રતિષ્ઠા વધારી, તેમ એમને પ્રજા મંડળ જેવી ઘણીજ અગત્યની રાજકીય પરિષદના પ્રમુખ થવાનું વિરલ માન આપી વડોદરા રાજ્યની પ્રજાએ એમની અમૂલ્ય અને અથાગ સેવાની કદર પ્રસિદ્ધ રીતે પીછાની. પ્રમુખ તરીકે એમણે જે છટાભર્યું વિદ્વત્તાભર્યું, અસરકારક, ભવ્ય, સર્વ વિષયવ્યાપક અને પ્રોત્સાહ વ્યા-

ધ્યાન આપ્યું તેમાં સાધારણ રીતે અખીલ હિંદની અને ખાસ કરીને વડોદરા રાજ્યની રાજ્યદ્વારી આકાંક્ષાઓ અને હીલચાલો યાને ચળવળોની ઉત્પત્તિથી તે આધુનિક સમય સુધીના એ બંધાના આખા ઇતિહાસનું ઘણુંજ મનનીય અને સમર્થ દિગ્દર્શન છે. સ્પષ્ટરીતે કહીએ તો તેમનું પ્રમુખ તરીકેનું અભ્યાસ કરવા યોગ્ય ભાષણ પ્રાચીન તેમજ વર્તમાન રાજકીય અને સામાજિક વિગતોથી ભરપુર હતું. જેમાં બ્રીટીશ રાજ્ય પહેલાના અને પછીના રાજ્ય અમલનો અહેવાલ અને હાલની એટલે કે સને ૧૯૨૨ની સત્યાગ્રહની લડત સુધીના બનાવોનું તથા વડોદરા રાજ્યના સુધારા વધારા અને જાહેર જીવનનું સિંહાવલોકન તથા પ્રજા મંડળનું ધ્યેય પ્રજાકીય મહત્વાકાંક્ષા, જવાબદાર રાજતંત્રની વ્યવહારિક માગણીમાં રાજા પ્રજાના મજબુત સહકારની આવશ્યક્તા વગેરે વિષયોનું દાખલા દલીલો સાથે વિદ્વત્તાભરી રીતે પ્રતિપાદન કર્યું હતું. તે ઉપરાંત એ ભાષણ એમની હીંમત, એમનું સ્પષ્ટ વક્તાપણું, એમનું નીખાલસપણું, તથા એમના કેટલાક વ્યવહારીક અને રાજકીય સિદ્ધાંતોનુ દર્શન કરાવવામાં નમુનારૂપ હતું. એમનું આ વ્યાખ્યાન છપાયું છે અને દેશી રાજ્યોની પ્રજાના રાજકીય ઇતિહાસ સંબંધી વજનદાર અને વિદ્વત્તાભર્યા લેખોમાં ઉચ્ચ અને ઉમદા સ્થાન પામ્યું છે. આ પરિષદમાં પ્રજાહિતના વિધવિધ સવાલોના ઠરાવો પસાર કરાવીને અને પરિષદનું વહાણુ કોઇ પણ ખડકમાં નહીં અથડાવા દેતાં, વહેવારુ વિચાર અને કાર્ય પદ્ધતિ અમલમાં મુકાવવાની યોજના કરી, સફળ મુસાફરીએ તેને પાર ઉતારી, શ્રી હરિલાલભાઇએ વડોદરા રાજ્યની પ્રજાની ભારે સેવા બજાવી છે.

વડોદરા રાજ્યમાં શ્રી હરિલાલભાઇ કેટલા બધા લોકપ્રિય છે, તેમની નિઃસ્વાર્થ સેવાવૃત્તિ અને તેમના અપૂર્વ સ્વાર્થ ત્યાગ વડે વડોદરા રાજ્યની રૈયતના આગેવાનોમાં તેઓશ્રી કેટલી બધી કીર્તિ, સત્તા અને પ્રતિષ્ઠા જમાવી શકયા છે, તે જાણવાનું વાંચકોને કંઇક બની આવે, તેટલા માટે વડોદરા રાજ્ય પ્રજા મંડળની વડોદરા મુકામે ભરાએલી આ ત્રીજી બેઠક વખતે પ્રતિષ્ઠિત આગેવાનોએ શ્રી હરિલાલભાઇ માટે જે કીમતી અભિપ્રાયો પોત પોતાના ભાષણોમાં દર્શાવ્યા હતા તે અમે તા. ૨૭-૩-૨૨ ના સયાજી વિજયમાંથી પ્રગટ કરીએ છીએ.

શ્રીયુત મટુભાઈ હરગોવીંદદાસ કાંટાવાળા:–"આપણને એવા પ્રમુખ મળ્યા છે કે જેઓ આ રાજ્યના વતની અને જાહેર જીવન ગાળનારા હોઇ રાજા પ્રજાને ઉપયોગી થઇ પડે તેવા છે. રા. હરિલાલને હું બાળપણથી

ઓળખું છું. કૉલેજમાં અમે ભણતા ત્યારથીજ તેમની વિદ્વત્તા અને ઉંચા ચારિત્ર માટે મને માન છે. તેમની જાહેર જીવનની હીલચાલોનું પણ હું અવલોકન કરતો રહ્યો છું. આપણી ધારાસભામાં કોઈ સૌથી બાહોશ લોકપ્રિય સભાસદ હોય અથવા જેણે રાજા પ્રજા બંનેનું હિત હૈયે રાખી કામ કર્યું હોય તો તે રા. હરિલાલજ છે. વળી અમરેલીની પ્રજા તેમના પ્રત્યે મોટો વિશ્વાસ ધરાવે છે. તે પણ તેણે જોયું હોય તેનેજ ખબર પડે."

શ્રીયુત પાવરી વકીલઃ—આવા લાયક અનુભવી અને ગુણવાન પ્રમુખ મેળવીને આપણે વધું માન મેળવીએ છીએ.

શ્રીયુત કાલીદાસ નારણભાઇ પટેલઃ—"રા. હરિલાલભાઇ સાથે મને ચૌદેક વર્ષથી પરિચય છે. અમારે ઘણી બાબતમાં અંગત મતભેદ હશે પરંતુ તેમની વિદ્વત્તા, નિખાલસતા અને મત સ્વતંત્રતા માટે મને ઘણું માન છે.

શ્રીયુત બાલાસુખભાઈ ચુનીલાલ શેઠઃ—ત્રીસ વર્ષથી હું તેમનું (શ્રી હરિલાલભાઇનું) ચારિત્ર જોતો આવ્યો છું. તેમની સાદાઈ અને વિદ્વત્તા માટે મને માન છે. જ્યારે જ્યારે તેમને માટે માનપાનની કંઇક ગોઠવણ થાય ત્યારે ત્યારે તેઓ છટકી જાય છે. તેઓ કેટલી બાહોશી, વિવેક, શાંતિ અને સુલેહથી કામ પાર પાડી શક્યા તે આપણે બેઉ બે દિવસથી જોઇ શક્યા છીએ. તેમનું ભાષણ વિદ્વત્તાભર્યું છે. એટલુંજ નહીં પણ તે રાજ્યદ્વારી અભ્યાસી માટે (Reference–book) "પ્રમાણ પુસ્તક" તરીકે ઉપયોગી થશે. આપણે અમરેલીમાંથી પ્રમુખ પસંદ કર્યા તેથી પુરવાર થયું કે આપણે ત્યાં પણ 'ચૌથરે બાંધેલાં અને ખુણે પડેલાં રત્નો છે. જો નામદાર રોમેશચંદ્ર દત્ત સાહેબ વધું જીવ્યા હોત તો આપણા પ્રમુખ શ્રી હરિલાલભાઈ આપણા રાજ્યની કારોબારી કાઉન્સીલમાં હોત. શ્રીમંતે તેમને 'રાજરત્નનો' પદક આપેલો છે તે નહી કે કંઇ ખુશામત માટે, પણ તેમના પરોપકારી કામોને માટે. તેઓએ વકીલાતના ધંધામાંથી આપ ભોગ આપીને જે સમાજ સેવા કરી છે તે વકીલો તેમજ બીજા લોકોને અનુકરણીય છે.

વડોદરાના સયાજીવિજય પત્રના અધિપતિ શ્રીયુત ઠાકોર માણેકલાલ અંબાલાલ એમણે પોતાના પત્રમાં અધિપતિની નોંધના લેખમાં લખ્યું હતું કેઃ—

આ પરિષદના કામકાજની ફત્તેહ મુખ્યત્વે તેના પ્રમુખ રા. રા. હરિલાલ ગોવિંદજી પરિખ એમની શાંતિ, વિદ્વત્તા, વિનય અને કુનેહને આભારી

છે. એમના જેવા આપણા રાજ્યનાજ વતની અને સર્વ રીતે લાયક પ્રમુખની સ્વાગત મંડળે કરેલી પસંદગી હાલના સંજોગોમાં કેટલી ઉત્તમ હતી તે પરિણામથી વધુ પુરવાર થયું છે.

વડોદરા રાજ્યના આગેવાનોનાં આવા ઉમદા અને લાગણીભર્યા અભિપ્રાયો ઉપરથી સૌને જણાશે કે શ્રી હરિલાલભાઇના સ્વદેશાભિમાનની ઝળકના પ્રતાપે જે જે માણસો તેમના નિકટ સબંધમાં આવી ચુકયા છે. તેઓ તેમની દેશદાઝ અને લોક સેવાથી કેટલી હદે ઘાયલ થઇ શકયા છે. તેમની જનતાની સેવા માટે મરી ફીટવાના ખમીરનું લોહચુંબક વડોદરા રાજયની ઉછરતી પ્રજાને કેવી અજબ અને અનિવાર્ય રીતે ખેંચી રહ્યું છે, તેના જીવંત દષ્ટાંતોમાંનું એક એ તેમની વડોદરા રાજયમાં એક સમર્થ રાજદ્વારી પુરૂષ તરીકેની થયેલી ગણના છે.

આ પછી એટલે કે વડોદરાની બેઠક પછી આ પ્રજામંડળની પાટણ, બીલ્લીમોરા, અમરેલી અને પેટલાદમાં બેઠકો ભરવામાં આવી હતી. આ બધી પરિષદોમાં શ્રી હરિલાલભાઇએ ઘણોજ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. ખાસ કરીને અમરેલીની બેઠક વખતે અમરેલી પ્રાંતના જાહેર જીવનના આત્મારૂપ તેમણે જે અથાગ શ્રમથી ખંતપૂર્વક કાર્ય બજાવ્યું હતું તે વડોદરા રાજયની રૈયતના લગભગ સર્વ પ્રતિનિધિઓની યાદદાસ્તમાં હજી તાજુજ છે.

બ્રીટીશ હીંદમાં મળતી હીંદી મહાસભાની ૧૯૦૩ ની અમદાવાદની બેઠકમાં, ૧૯૦૫ ની મુંબઇની બેઠકમાં અને ૧૯૨૧ ની અમદાવાદની યાદગાર બેઠકમાં તેમણે હાજરી આપી હતી. તેમજ રાજકોટ અને પોરબંદરની કાઠીયાવાડ રાજકીય પરિષદની બેઠકોમાં પણ હાજરી આપી હતી. વિષય વિચારણી સભામાં સભાસદ તરીકે ચુંટાયા હતા.

**અમરેલી પ્રાંત સહકારી મંડળીઓની પરિષદ.**

આ પરીષદ્ તા. ૧-૩-૨૮ ના રોજ છાત્રાલય સંમેલનના મંડપમાં અમરેલીમાં મળી હતી. પરિષદનું પ્રમુખસ્થાન મે. રા. રા. અમરેલી પ્રાંત સુબા મે. સા. આર. આર. પવાર એમને આપવા માટેની દરખાસ્ત તેમણે કરી હતી અને સહકારી મંડળીઓના પ્રશ્નોમાં ઘણા વર્ષથી રસ લેતાં શ્રી હરીલાલભાઇએ ખેડુત લોકો પોતાનો ફાજલ વખત કેવી રીતે ધન પ્રાપ્તિ માટે રોકી શકે તે માટે બહુ વિદ્વત્તાભર્યું અને

ઉપયોગી ભાષણ કર્યું હતું. જે જે બાબતોમાં પોતાનો મતભેદ હતો તે પણ નીડરતાથી તેમણે પરિષદ્‌માં રજુ કર્યો હતો. અને આ ઉપયોગી હીલચાલ કેમ આગળ ધપતી નથી તેના કારણો પણ સચોટ રીતે બતાવ્યા હતા. એક ગામ હાથમાં લઇ તેને આદર્શ ગામ બતાવવાની હોંશ તેમને ઘણા વખતથી છે અને તે માટે પ્રયત્ન જારી છે.

**શીવાજી મહોત્સવ.** શીવાજી ત્રીશત મહોત્સવ ઉજવવા માટે અમરેલીના શહેરીઓની સભા શ્રીમંત સંપતરાવ ગાયકવાડના પ્રમુખપણા નીચે બોલાવી હતી અને તેમાં ઠરાવ્યા મુજબ તા. ૩ જી મે. ૧૯૨૭ ના રોજ આ મહોત્સવ વીર પૂજા લોકોમાં વધે એ હેતુથી ઉજવ્યો હતો.

આ પ્રમાણે શ્રી હરિલાલભાઇએ પ્રજાની જે અમૂલ્ય અને અનુકરણીય સેવા બજાવી છે અને વડોદરા રાજ્ય પ્રજા મંડળ જેવી સંસ્થાઓ મારફત પોતાના અથાગ આત્મભોગ અને સ્વાર્થત્યાગથી સતત્‌ પ્રયાસો કરીને પ્રજા જીવનને કર્તવ્યનિષ્ઠા આત્મ માન, આત્મ બળ, ગંભીરતા, દેશાભિમાન અને રાષ્ટ્રીય ગોરવથી દીપતું શાંતીનું ધામ અને ઉન્નતિનું સ્થાન જેવું બનાવવામાં જે સંગીન અને કીમતી સેવાનો એમુલ ફાળો તેમણે આપ્યો છે તે ખરેખર પ્રસંશનીયજ છે.



## પ્રકરણ ૧૦ : મું — સાહિત્ય સેવા

### વાંચન-લેખન-વક્તૃત્વ.

લોક સેવા માટે શ્રી હરિલાલભાઇએ કરેલી સામાજિક, ધાર્મિક, નૈતિક ઔદ્યોગિક અને રાજકીય પ્રવૃત્તિઓનું ધ્યાન અમે અગાઉના પ્રકરણમાં કાંઇક વિસ્તારથી વાંચકોને આપી ચુકયા છીએ. હવે આપણે એમની પ્રવૃત્તિના એક એવા ક્ષેત્રમાં પ્રવેશ કરીશું કે જેમાં એમનું જીવન અમુક અંશે એમની વિખ્યાતિ તથા જનસેવાના આધારરૂપ બની શકયું છે. એમના હૃદયથી પરિચિત થયેલી ઘણી ખરી કેળવાયેલી વ્યક્તિઓ, એ વાત તો સારી રીતે જાણે છે કે, શ્રી હરિલાલભાઇની સાહિત્ય વિષયક પ્રવૃત્તિનાં મૂળ, કલ્યાણ વાસના તથા કર્તવ્ય ભાવનાની પવિત્ર ભૂમિમાંજ રોપાયેલાં માલુમ પડયાં છે. સાહિત્ય ક્ષેત્રમાં એમણે યથાશક્તિ જે કાંઇ પ્રવૃત્તિઓ આજ સુધીમાં કરેલી છે તે કેવળ સેવા ભાવથીજ, અને નહીં કે યશની ઇચ્છા રાખીને. અને તેથી સૌ કોઇ કબુલ કરશે કે, શ્રી હરિલાલભાઇની સાહિત્ય વિષયક પ્રવૃત્તિઓથી રંગાયેલા આ પ્રકરણને, સાહિત્ય સેવાનું જે નામ આપ્યું છે તે સર્વાંશે ઉચિતજ લેખાશે.

આ પ્રકરણમાં ત્રણ જાતની પ્રવૃત્તિઓનું વિવેચન કરવા અમે યોગ્ય ધાર્યું છે. પહેલું વાંચન, બીજું લેખન અને ત્રીજું ભાષણ. તેથી આપણે પ્રથમ વાંચનનો વિષયજ લઇશું. વાંચવું અને લખવું, એ મહા પુરૂષોના અનેક નિત્ય કર્મોમાંનું એક હોય છે. શ્રી હરિલાલભાઈની બાબતમાં પણ તેમજ છે. જો તેમનો એક પણ દિવસ આ કાર્યો કર્યા વગર ખાલી જાય તો તેમને જેવી જોઇએ તેવી શાંતિ મળી શકતી નથી. આનું કારણ એ હતું કે શ્રી હરિલાલભાઇને નાનપણથી જ વાંચવા લખવાનો શોખ છે. વિદ્યાભ્યાસની લગભગ શરૂઆતથીજ એમની ચંચલ બુદ્ધિ તથા વિચારશીલ પ્રકૃતિએ પુસ્તકોમાં સમાયેલા જ્ઞાન રૂપી અમૃત માટે એમના હૃદયમાં તીવ્ર વાસના ઉત્પન્ન કરી હતી. આ કારણને લઇને તેમનું વાંચન ઘણુંજ વિશાળ

બની શક્યું છે. જેમ જ્ઞાનરૂપી અમૃતમય ભોજનથી ક્ષુધાને તૃપ્તિ મળી શકતી નથી, તેમ શ્રી હરિલાલભાઇની વાંચનના શોખની ક્ષુધાને પણ હજુ સુધી તૃપ્તિ મળી શકી લાગતી નથી. જ્ઞાન મેળવવા સારૂ તેમજ એ જ્ઞાનનો લાભ જનસમાજને લાભદાઇ થઈ પડે તે માટે તેઓ ગુજરાતી અંગ્રેજી અને કોઈ વખત સંસ્કૃત સાહિત્યના વિશાળ અને ઉંડા વાંચનનો શોખ દિનપ્રતિદિન વધારતા જાય છે. ધંધાનો બોજો ગમે તેટલો વધવા છતાં-તથા ધંધાના કામ માટે એમની અનુકરણીય અને અસાધારણ કાળજી તથા ચીવટ છતાં એમનું વાંચન કાર્ય ભાગ્યે જ ખંડિત થયું હશે. કોર્ટમાં લમણા ઝીકી લીધા પછી, વિશ્રાંતિના સમયે વકીલોના ચેંબરમાં બેસીને, જુદી જુદી સભાઓમાં ભાષણોની અને ચર્ચાની માથાકુટ કર્યા પછી લાયબ્રેરીમાં આવીને, તથા સાંજે જીમખાનામાંથી રમી આવ્યા પછી રાત્રીનું ભોજન લઇને, પોતાના ઓરડામાં બેસીને પોતાનો વખત પસંદ કરી રાખેલાં પુસ્તકો જોઇ લેવામાં કે વાંચવામાં તેઓ ગાળે છે. શ્રી હરિલાલભાઇ વારંવાર કહી ચુક્યા છે કે પુસ્તકો એ એક વિદ્યાનો ખજાનો છે. જ્ઞાનનું એક મુખ્ય દ્વાર છે. અને અમુક અંશે ખરો મિત્ર તથા બોધદાઇ તે સત્સંગ છે. તેઓ માને છે કે જેને વિદ્યાના ક્ષેત્રમાં તેમજ જન સમાજનું હિત કરવામાં પોતાનો ફાળો આપવાની ઇચ્છા હોય, તેને તો સતત્ વાંચન વગર ચાલે જ નહી. આ વાતની પુષ્ટિ માટે બે વિદ્વાન અંગ્રેજ લેખકોના અભિપ્રાયો જાણવા જેવા છે અને તે નીચે મુજબ છે.

પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે.—ચાર્લ્સ.

મને જો આખા હિંદુસ્થાનની સંપત્તિ કોઈ આપે તો પણ હું મારા વાંચનની હોંશ કોઇને આપનાર નથી.—ગીબન.

શ્રી હરિલાલભાઇનો જ્યારથી અંગ્રેજી અભ્યાસ શરૂ થયો હતો ત્યારથી તેમને લગભગ પરીક્ષામાં મળેલી ફતેહ માટે ઘણીવાર ઇનામો મળતાં. કોલેજના અભ્યાસ વખતે પણ તેમણે લખેલા નિબંધોમાં ઇનામો મેળવીને સારી કીર્તિ સંપાદન કરેલી હતી. આ ઉપરથી વિદ્યાર્થી અવસ્થાના તેમના બહોળા અને વિશાળ વાંચનનો કંઇક ખ્યાલ આવી શકે છે. કોલેજમાંથી નીકળ્યાં પછી પણ આપણા ઘણાખરા કેળવાયેલા માણસોની પેઠે પોતાના ધંધાને લગતી ફરજો બજાવવાને માટે જોઇએ તેટલુંજ માત્ર વાંચીને તેમની વાંચનની તૃષ્ણા તૃપ્ત થતી નહોતી. તેઓ પોતાની આજ સુધીની જીંદગીની અંદર ખરેખર એક વિદ્યાર્થીજ તરીકે જ જ્ઞાન પ્રાપ્તિ માટે વાંચનનો સંતત્ શ્રમ

ઉઠાવી શકયાં છે: સાહિત્ય, ઇતિહાસ, તત્વજ્ઞાન, ધર્મ શાસ્ત્ર, રાજ્ય નીતિ શાસ્ત્ર, અને અર્થ શાસ્ત્ર વગેરે અનેક વિષયોને લગતાં છેક આધુનિક સમયમાં પ્રગટ થયેલા પુસ્તકો તેઓ વખતોવખત વાંચી જાય છે. એમની વાંચન પદ્ધતિ સબંધી ખાસ જાણવા જેવું એ છે કે કોઈ પણ વિષયનો અભ્યાસ કરતી વેળાએ તે વિષય સબંધી મળી શકે તેટલાં પુસ્તકો તેઓ એકઠાં કરે છે અને બને તેટલી જુદી જુદી દૃષ્ટિઓથી તે વિષયનું બારીકાઇથી તેઓ અવલોકન કરી જાય છે. શ્રી હરિલાલભાઈની વાંચન પદ્ધતિનું એક અનુકરણીય લક્ષણ એ છે કે જેટલું તેઓ વાંચી જાય છે તેટલાનું તેઓ ઘણી સારી રીતે મનન કરી જાય છે. જ્ઞાન મેળવવા જેટલી જરૂર વાંચનની છે તેટલીજ બલ્કે તેથી પણ વધારે જરૂર વાંચનનો ખરો ઉપયોગ કરવાની છે એમ તેઓ માને છે. તેમનામાં વાંચન ઉપર મનન કરી શાસ્ત્રીય તથા વ્યાવહારિક દૃષ્ટિથી તેનું નિરીક્ષણ કરી તેના સત્ત્વને પોતામાં ઉતારી દેવાની ઘણીજ સરસ શક્તિ છે. આથી તેઓ જે કોઇ જ્ઞાન કે વિદ્યાના પ્રદેશમાં ઉતરે છે તેમાં તેઓ વખતોવખત યશ મેળવી શકે છે. શ્રી હરિલાલભાઈની વાંચન પદ્ધતિમાં એક ખુબી એવી છે કે તેઓ કોઈ મહત્વના વિષયનું વાંચન પુંરૂ કર્યા પછી તે વાંચેલા વિષયનો મુદ્દો બરાબર સમજી લેવામાં તેને વિવિધ દૃષ્ટિથી તપાસવામાં પોતાના થઇ ગયેલા અભ્યાસ અનુભવ તથા અવલોકન સાથે તેને સરખાવવામાં, અને નવા જ્ઞાનનો ઉપયોગ તેની મર્યાદા તથા તેમાંથી નીકળતાં રહસ્યો વીણી લેવામાં ઘણોજ વખત ગાળે છે. આથી તેમના માનસિક યંત્રમાંથી જે જે ચીજો બહાર નીકળે છે તે સર્વદા કાંઇક ચમત્કૃતિવાળીજ માલુમ પડી છે. આ ઉપરાંત શ્રી હરિલાલભાઇને પોતાના વાંચનમાંથી અગત્યના ભાગ તથા તે ઉપર પોતે કરેલા અગત્યના વિચાર એક ખાસ ઇલાયદી નોટ બુકમાં યાને ડાયરીમાં નોંધી લેવાની ખાસ આદત પડી ગઈ હતી. આ ટેવથી એમના વિચારો વધારે સ્પષ્ટ, ચોક્કસ અને સ્થાયી જણાયા છે. શ્રી હરિલાલભાઈને વાંચનના સર્વ વિષયોમાં ઇતિહાસના વાંચનનો ઘણો શોખ છે. ઇતિહાસના અભ્યાસ તરફ એમનું ચિત્ત કાંઇક અજબ આકર્ષણથી ખેંચાઈ રહ્યું છે. બી. એ.માં પોતાના ઐચ્છિક વિષય તરીકે એમણે ઇતિહાસના વિષયનેજ પસંદ કર્યો હતો. તેમને પ્રાચીન તેમજ અર્વાચીન હિંદ, ઇંગ્લાંડ, ગ્રીસ, રોમ, અમેરિકા, તથા યુરોપના દેશોના ઇતિહાસોનું ઘણુંજ વિચારપૂર્વક વાંચન કર્યું છે. ભારતવર્ષની હાલની દશા વાસ્તવિક રીતે સમજવામાં તથા હાલની મુશ્કેલીઓના ખુલાસા ઢુંઢવામાં, અગર શોધવામાં, જુદા જુદા દેશોના તથા સમસ્ત

જગતના ઈતિહાસો બહુ ઉપયોગી થશે એમ તેઓ માને છે. શ્રી હરિલાલભાઇને મુખ્ય મુખ્ય વર્તમાનપત્રોનું વાંચન નિરંતર ચાલુ રાખવાનો ઘણો શોખ છે. વિચાર તથા કર્મ ક્ષેત્રમાં જે જે જાણવા જેવા બનાવો બન્યા હોય તેથી વાકેફ રહેવા તેઓ ખાસ કાળજી રાખે છે. ઉપર ગણાવેલા ગંભીર તથા અગત્યના વિષયોના વાંચન ઉપરાંત શ્રી હરિલાલભાઇને ધાર્મિક પુસ્તકો જેવાં કે ગીતા, રામાયણ, ભાગવત, મહાભારત, મનુસ્મૃતિ અને યોગ વશિષ્ઠ વાંચવાનો શોખ છે અને તેમાં તેમને બહુજ આનંદ અને રસ પડે છે.

આવા ઉચ્ચ કોટિના વાંચનના તેમના શોખને લઇને શ્રી હરિલાલભાઇમાં લેખનશક્તિનો પ્રભાવ ઘણીજ અસરકારક રીતે માલુમ પડયો છે. જો કે એમની કલમની પ્રવૃત્તિ કોઇ પ્રખ્યાત સાક્ષરના જેવી નહી હશે તો પણ તેમણે જે જે લખાણો જન સમાજ આગળ રજુ કર્યા છે, તેમાં તેમની સમર્થ લેખન શક્તિ, વિદ્વત્તા, રાજનીતિ નિપુણતા અને તેમના બુદ્ધિ કૌશલ્યની આબેહુબ પ્રતીતિ વાંચનારને સ્થળે સ્થળે થઈ આવે છે. તેમની ઇચ્છા કે તેમનું ધ્યેય સાક્ષર થવાનું નથી પરંતુ આજીવન વિદ્યાર્થી રહેવાનો છે. આપણે ઉપર વાંચી ગયા છીએ કે શ્રી હરિલાલભાઇને હાઇસ્કુલ તથા કોલેજનો અભ્યાસ કરતી વખતે અંગ્રેજી તેમજ ગુજરાતી ભાષાના ઉચ્ચ કોટિના પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો. અને તેમાં પણ ઇતિહાસનાં પુસ્તકો વાંચ્યા વગર તેમને ચેન પડતું નહોતું. કોલેજના અભ્યાસ દરમ્યાન તેમણે યુનીવર્સીટી તરફથી હરિફાઇના લખાવામાં આવતા નિબંધો પૈકી એક અતિ વિદ્વત્તાભર્યો નિબંધ "અંગ્રેજી કેળવણી અને તેથી હિંદુસ્તાનના સામાજિક જીવન ઉપર અસર" એ વિષય ઉપર લખ્યો હતો. તેમનો આ નિબંધ એવો તો મનનીય લેખાયો કે જેથી તેમને યુનીવર્સીટી તરફથી સર જોર્જલી ગ્રાંડ જેકબ પ્રાઇઝ આશરે રૂ. ૪૦૦ ના કીમતી પુસ્તકોનું મળ્યું હતું. જેમ વિદ્યાભ્યાસ વખતે તેમની લેખન શક્તિ ઘણી સમર્થ નીવડી હતી તેમ જાહેર જીવનમાં પ્રવેશ કર્યા પછી પણ તે શક્તિ દિન પ્રતિદિન વધતીજ ચાલી છે. શ્રી હરિલાલભાઈની લેખન પદ્ધતિ અને વર્ણન શક્તિ અગર તો આલેખન શક્તિ એવી તો મૂલ્યવાન અને ઉંચા પ્રકારની છે કે એક વખત આપણા દેશના એક મહાન્ રાજ્યદ્વારી પુરૂષ મર્હુમ દેશ ભક્ત રોમેશચંદ્ર દત્ત સાહેબ જ્યારે વડોદરા રાજ્યના અમાત્ય તરીકે અમરેલી આવ્યા હતા ત્યારે અમરેલીની પ્રજા તરફથી તેમને જે માન પત્ર આપવામાં આવ્યું હતું તે માનપત્ર અંગ્રેજી ભાષામાં લખીને તૈયાર કરવાનું કાર્ય શ્રી હરિલાલભાઇનેજ સોંપવામાં આવ્યું હતું. માનપત્રની ભાષા તેમજ તેની અંદરના

મુદ્દાઓ એટલા તો સુંદર હતા કે તે સાંભળીને નામદાર રૌમેશચંદ્ર દત્ત સાહેબે અંગ્રેજીમાં અમરેલીના તે વખતના સુબાને પુછ્યું કે:–" Who has written this address? The English is exceillent!" (આ માનપત્ર કોણે લખ્યું? અંગ્રેજી ઉત્તમ છે.) આ સવાલના જવાબમાં સુબા શ્રી યુસુફઅલી જમાદાર સાહેબે શ્રી હરિલાલભાઇને બતાવીને કહ્યું કે: "Here is the young man who has written this address." (જે યુવાને આ માનપત્ર લખ્યું છે તે આ રહ્યા!) ભારત વર્ષના એક નામાંકિત નરરત્ન તરફથી આવું માનપ્રદ અભિનંદન મેળવીને શ્રી હરિલાલભાઈ એક સમર્થ લેખક તરીકે ખ્યાતિ મેળવી શક્યા છે. શ્રી હરિલાલભાઇને વર્તમાનપત્રોમાં બહુ લખવાનો શોખ નથી. જ્યારે કોઇ વર્તમાનપત્રના અધિપતિ તેમને અમુક વિષય ઉપર લખવા ખાસ આગ્રહયુક્ત આમંત્રણ કરે અથવા તો કોઈ ચર્ચાપત્રી અમુક વર્તમાનપત્રમાં ખુલ્લો પત્ર લખીને સંસાર સુધારાની કેટલીક મહત્ત્વની બાબતો ઉપર પોતાનો અંગત મત શું છે અને તે અમલમાં લાવવા માટે કઈ કઈ વિધિઓ કરવી જોઇએ વગેરે પ્રશ્નોના ખુલાસાઓ જાહેર રીતે સમાજ આગળ રજુ કરવાનું દબાણ કરે, ત્યારેજ તેઓ વર્તમાનપત્રોમાં લખવાનો વ્યવસાય ગોજે છે. રાજ્યદ્વારી વિષયમાં શ્રી હરિલાલભાઇનો એક ઘણોજ વિચારશીલ સચોટ મનનીય અને વિદ્વત્તાભર્યો લેખ "સોરાષ્ટ્ર" પત્રના તા. ૨૮–૧૧–૨૫ ના અંકમાં "વડોદરાનો રાજ વહીવટ" એ મથાળાવાળો પ્રસિદ્ધ થયો છે. આ લેખમાં એમણે વડોદરા રાજ્યના વહીવટની ઘણીજ બારીકાઇથી તેમજ સાવધાનીથી અસરકારક દલીલો સહિત ચર્ચા કરી છે. એ લેખમાં વડોદરા રાજ્યની પ્રજાના દરદોનું આબેહુબ નિદાન આપવામાં આવ્યું છે. તેમાં બુદ્ધિ પ્રદીપની ફ્લેશલાઇટ સ્થળે સ્થળે ઝગઝગતી માલુમ પડી આવે છે. શ્રી હરિલાલભાઈએ દેશી રાજ્યના નૃપતીઓ સબંધીનો એમનો આદર્શ પ્રસ્તુત લેખમાં અસાધારણ છટાથી, આકર્ષક શૈલિથી, ફરજ અને હકનું મધુર મિશ્રણ કરી રજુ કર્યો છે. બે કે અઢી કોલમની ટુંકી મર્યાદામાં રાજતંત્રને ફતેહમંદ રીતે ચલાવવાના વિવિધ માર્ગોનું એક નાનકડું નંદનવન ખડું થયેલું જોવા જેઓ ઇચ્છતા હોય તેઓ વડોદરાનો રાજ વહીવટ એ અપૂર્વ અને સુંદર રાજનૈતિક કલાકૃતિને ઘણા હર્ષથી વધાવી લેશે. લેખો ઉપરાંત પુસ્તકો લખવાની પ્રવૃત્તિમાં શ્રી હરિલાલભાઇએ બહુ વખત ગાળ્યો હોય એમ લાગતું નથી. અત્યાર સુધીમાં તેમણે માત્ર એકજ વિષયનું એક પુસ્તક બહાર પાડયું છે. આ પુસ્તક કાયદાના વિષયને લગતુ છે. એ પુસ્તક સીવીલ પ્રોસીજર કોડ-

વાળો સને ૧૯૦૮ નો પાંચમો બહાર પડેલ છે. આ પુસ્તક માટે ધારાશાસ્ત્રીઓએ અને ન્યાયાધીશોએ ઘણાજ ઉત્તમ અભિપ્રાયો જાહેર કર્યા છે.

મોઢ મહોદય નામના એક માસિકને ઉપસ્થિત કરવામાં પણ તેમણે ઘણો પરિશ્રમ લીધો છે. આ માસિકને સમૃદ્ધ તથા લોકપ્રિય બનાવવા માટે તેમણે એક સ્થાયી અને સંગીન ફંડ ઉભરાવવાના કાર્યમાં મદદ કરી છે, અને કોઇ કોઇ વખત સારા બોધદાઈ લેખો મોકલીને પ્રસ્તુત માસિકની તેમણે પ્રતિષ્ઠા વધારી છે. આ પ્રમાણે તેમણે વિદ્યાલયમાંથી એલ. એલ. બી. ની ઉપાધિ મેળવી વિદ્યાભ્યાસ અને વિદ્યા ચર્ચાની પરિસમાપ્તિ કરી નથી. પરંતુ સાહિત્ય સેવા દ્વારા સ્વાર્થ અને પરાર્થ ઉભયની સિદ્ધિને માટે તે સર્વદા ઉદ્યોગી રહ્યા છે. ઉપાધિ મેળવી પેટની અને કુટુંબની સેવામાંજ રત રહેનાર વિદ્વાનમાં ગણાતા આપણા કેટલાક દેશ બંધુઓને આપણા આ ચરિત્ર નાયકનો વ્યવહાર ઘણોજ બોધ લેવાલાયક છે.

શ્રી હરિલાલભાઇએ જેમ લેખનશક્તિમાં સારી ખ્યાતિ મેળવી છે તેવીજ રીતે તેમની વક્તૃત્વશક્તિ પણ ઘણીજ સ્તુતિપાત્ર બની શકી છે. કુટુંબની, ધંધાની તથા લોકસેવાની મોટી મોટી ગુંચવણભરેલી ફરજોમાંથી પણ એક અસરકારક તથા લોકપ્રિય જાહેર વક્તા થવાનો તેઓ વખતો વખત અવકાશ મેળવી લે છે. ભાષણ એ પણ આ જમાનાનું દેશ સેવાનું એક સબળ સાધન છે એ વાત શ્રી હરિલાલભાઇને સારી રીતે સમજાઇ ગયેલી હોવાથી તેઓ મહત્ત્વના પ્રસંગો ઉપર ભાષણો આપવામાં ઘણોજ રસ અને ઉત્સાહ ધરાવે છે. ઘણા મનુષ્યોની વચ્ચે ઉભા થઇ બોલવા જતા જે ક્ષોભ અથવા ડર થાય છે તેને જીતી લેવો અને પોતાની વાત સ્પષ્ટ તથા સમજી શકાય એવા સારા રૂપમાં રજુ કરવાની ટેવ પાડવી એ એમનો ભાષણ સબંધીનો ખાસ ઉદ્દેશ છે. અને એ એમણે બહુજ ફતેહથી પાર પાડયો છે. તેમની ભાષણો આપવાની પ્રવૃત્તિ અમરેલીમાં સ્થપાયેલી સાર્વજનિક સભા નામની સંસ્થાના આશરા નીચે જુદા જુદા વિષયો ઉપર જાહેર વ્યાખ્યાનો આપવાની જે હીલચાલ ચાલી હતી તે હીલચાલમાં ભાગ લઇને તેમણે શરૂ કરી હતી. જેમ જેમ તેમની જાહેર જીવનની સંખ્યાબંધ પ્રવૃત્તિઓ વધવા લાગી તેમ તેમ તેમને જાહેર વ્યાખ્યાનો આપવાની ઘણી તકો મળતી ગઇ. પોતાના વતનની સંસ્થાઓના કાર્યકર્તાઓને જ્યારે જ્યારે મહત્વની જાહેર સભાઓ અગર તો મેળાવડાઓનો પ્રબંધ કરવાનો સમય

આવે ત્યારે ત્યારે એ કાર્યકર્તાઓ શ્રી હરિલાલભાઈનો સહકાર સાધે છે. અમરેલી શહેર કે જે એમનું વ્હાલું વતન છે તેની પ્રજા આગળ જુદી જુદી જાતનાં ભાષણો કરી કરાવીને એ વતનને એમણે ચેતનમય અને કર્તવ્યશીલ બનાવી આપ્યું છે. પબ્લીક લાયબ્રેરીઓની જનરલ મીટીંગોમાં, મ્યુનીસીપાલીટીની સભાઓમાં, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની સભાઓમાં, ખેતીવાડી પેઢીની સભાઓમાં, અંગ્રેજી તેમજ ગુજરાતી શાળાઓના વાર્ષિક મેળાવડામાં, સેવક મંડળ તરફથી યોજાતી લગભગ સઘળી સભાઓમાં, કોઈ જાહેર અગર તો ખાનગી સંસ્થાઓના ખાત મુહૂર્તની સભાઓમાં, તેમજ તેઓને ખુલ્લી મુકવાની ક્રીયા કરવાના પ્રબંધવાળી સભાઓમાં, વિદ્યાર્થીઓની સભાઓમાં, તેમજ કન્યા કે સ્ત્રીઓની સભાઓમાં, પોતાની જ્ઞાતિની સભાઓમાં, કે શહેરના મહાજનની સભાઓમાં, આપણા દેશના મહાન દેશભકતોની જન્મ તીથિ અગર તો સંવત્સરીની જાહેર સભાઓમાં, કે દેશના કોઈ મહા પુરૂષોની પધરામણીના પ્રસંગે યોજાતી સભાઓમાં, અંત્યજ લોકોની સભાઓમાં કે બીજા કોઇ પણ ધર્મના અનુયાયીઓની સભાઓમાં, તેમજ રાજ્ય તરફથી યોજાતી અન્ય પરિષદોની સભાઓમાં આ બધી સભાઓમાં અસરકારક પ્રાસંગિક ભાષણો આપીને શ્રી હરિલાલભાઈએ જનસમાજની તેમજ રાજ્યની અમૂલ સેવા બજાવી છે. પોતાના વતન ઉપર શ્રી હરિલાલભાઇએ પોતાની આવી અસરકારક વકૃત્વ શક્તિથી, વાત કરવાની અને કોઈ પણ કામ પાર પાડી લેવાની આશ્ચર્યજનક ખુબીથી અને નીખાલસ શાંત સહૃદય અને માયાળુ સ્વભાવથી પોતાની પ્રતિષ્ઠા તેમજ પ્રભા એવી તો અસાધારણ રીતે જમાવી દીધી છે કે કેટલાક લોકો તો શ્રી હરિલાલભાઇને અમરેલીનો તાજ વગરનો રાજા એ સંજ્ઞાથી જ સંબોધે છે. શ્રી હરિલાલભાઈએ માત્ર પોતાના વતનમાં જ ભાષણો આપીને સંતોષ પકડયો નથી. પરંતુ બહારગામ કોઈ મુસાફરી જવાના સ્થળોમાં પણ એમણે પોતાના અંગત સ્નેહીઓના દબાણને વશ થઇને ઘણાજ માનનીય તેમજ વિચારશીલ વ્યાખ્યાનો આપ્યાં છે. આ સિવાય શ્રી હરિલાલભાઇએ પોતાના જ્ઞાતિ સંમેલનોમાં પણ જ્ઞાતિ હિતના તેમજ જ્ઞાતિ ઉત્કર્ષનાં પ્રાસંગિક ભાષણો જુદે જુદે સ્થળે આપ્યાં છે. અખીલ ભારત વર્ષીય દ્વિતીય મોઢ વૈશ્ય મહા સંમેલન જે જામનગર મુકામે તારીખ ૧-૪-૨૩ ના રોજ ભરવામાં આવ્યું હતું અને જેના પ્રમુખ સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ હતા તેમાં શ્રી હરિલાલભાઇએ બાળ વિધવાઓની ઉન્નતિ માટે કોઇ વ્યવહારૂ ઉપાયો લેવાના ઠરાવ ઉપર, તથા સ્વદેશી કાપડ તથા બનતાં સુધી શુદ્ધ સ્વદેશી અન્ય વસ્તુ-

ઓનો ઉપયોગ કરવાના ઠરાવ ઉપર, ઘણાં જ આકર્ષક અને કીમતી ભાષણો આપ્યાં હતાં.

આ ઉપરાંત શ્રી હરિલાલભાઈએ કાઠીયાવાડમાં આવેલા બોટાદ શહેરમાં તા. ૧૬–૮–૧૯ ના રોજ મોઢ વણિક યુવક મંડળ પરિષદની જે બેઠક ભરાયેલી હતી તેમાં તે પરિષદના અધ્યક્ષ ( પ્રમુખ ) તરીકે એક ઘણું જ વિદ્વત્તાભર્યું ભાષણ કર્યું હતું. આ ભાષણમાં તેઓએ કેળવણી, વેપાર, ઉદ્યોગ, કલા, અને સાહિત્ય, કન્યાવિક્રય અને બાળલગ્ન નિરાધાર પુરૂષો અને વિધવાઓ વગેરે સવાલો ઉપર ઘણું જ મનનીય વિવેચન કર્યું હતું.

રાજદ્વારી બાબતો સબંધી શ્રી હરિલાલભાઇએ થોકબંધ ભાષણો અગર તો વ્યાખ્યાનો આપીને જનસમાજને ઘણો જ સંગીન લાભ આપ્યો છે. વડોદરા રાજ્ય પ્રજા મંડળની વડોદરા નવસારી પાટણ બીલ્લીમોરા અને અમરેલી મુકામે જે પરિષદો ભરાયેલી હતી તે સર્વ પરિષદોમાં શ્રી હરિલાલભાઇએ જુદા જુદા રાજકીય વિષયવાળા ઠરાવો ઉપર ઘણાંજ ઉત્કૃષ્ટ ભાષણો આપ્યાં છે. આ સર્વ ભાષણોમાં સૌથી વધારે ઉત્કૃષ્ટ અને વિચારણીય અને છટાદાર ભાષણ એ એમનું વડોદરા મુકામે તા. ૧૭–૩–૨૨ ના રોજ ભરાયેલી વડોદરા રાજ્ય પ્રજામંડળની ત્રીજી પરિષદના પ્રમુખ સ્થાનેથી અપાયેલું ભાષણજ છે. શ્રી હરિલાલભાઇએ હિંદના દેશી રાજ્યોની અને આપણી સ્થિતિ, બ્રીટીશ હિંદની વર્તમાન સ્થિતિ, દેશી રાજ્યો અને તેમની પ્રજા ઉપર થયેલી અસર, તથા તેમના કર્તવ્ય, દેશી રાજ્યોની પ્રજાની વધતી જતી મહત્ત્વાકાંક્ષા, વડોદરા રાજ્ય પ્રજા મંડળ, ધારાસભાનું બંધારણ, કારોબારી કાઉન્સીલમાં ધારા સભાનો સભાસદ, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, આર્થિક અને સામાજિક અભ્યુદય, સ્વદેશી, વેપાર ઉદ્યોગ, ખેતી અને આરોગ્ય રક્ષણ, લખવા તથા બોલવા સબંધી છુટ, આશ્રમો અને ફંડો આ બધા વિષયોની અનેરી સામગ્રીથી પોતાના આ ભાષણને એવી તો સરસ રીતે ઉભરાવી દીધું હતું કે કોઇ પણ કેળવાયેલી વ્યક્તિ એ ભાષણ વાંચીને રાજકારણની દૃષ્ટિએ એક શિષ્ટ ભાષણનાં ( Political Master piece ) ઘણાં લક્ષણો એમાં આબેહુબ રીતે નજરે પડી આવે છે. એવો અભિપ્રાય આપ્યા વગર રહેશે નહીં. જે લોકોને તત્વ ચિંતનની તકલીફ વગર મુક્તિ સાધવી છે, નકશાઓ દોર્યા વગર કિલ્લાઓ સર કરવા છે, લક્ષ નિરધાર્યા વગર નિશાનો વિંધવા છે, વિચારના વિમાન વગર આકાશમાં ઉડવું છે અને માનસિક પાયાઓ વગર કાર્યની ઇમારતો ચણવી છે, તેવા લોકોને આ ભાષણમાંથી અસંખ્ય જરુરી બોધપાઠો મળી શકે તેમ છે.

વિશાળ બાગમાં નાનાં મોટાં વૃક્ષો સ્થળે સ્થળે તેનું આલિંગન કરી રહેલી અસંખ્ય વેલીયો, અનેક ખુલ્લાં તેમજ ગીચ પ્રદેશો, સુંદર રસમય ફળો અને ફુલો, છાયા વૃક્ષો અને લતા મંડપો, વગેરે મનોહર અને ઉપયોગી સામગ્રી જોવામાં આવે છે. વિહાર કરનાર મનુષ્ય સામાન્ય કક્ષાનો હોય છે તો પણ તેને કંઇને કંઈ આનંદનું સ્થાન જડી આવે છે. અને ગુણી હોવા સાથે ગુણરાગી હોય છે તો તો બાગના અનેક ચમત્કારોમાં લીન થઈ જઇ જાણે આસપાસ નંદનવન ખડું થયું હોય એમ આનંદ અને સંતોષની છોળનો અનુભવ કરે છે. કાંઇક આવા જ પ્રકારનો એક સુંદર અને રમણીય બાગ શ્રી હરિલાલભાઇએ તેમના આ ભાષણમાં આપણી સમક્ષ ખડો કર્યો છે. રાજનૈતિક ક્ષેત્રમાં આવું ઉદ્યાન નગર આપણા કળાધર શીલ્પી ચરિત્ર નાયકે રચીને અને જનસમાજ આગળ તેને રજુ કરીને આપણી દૃષ્ટિથી એમણે કંઇ ન્હાનો સુનો ચમત્કાર કર્યો નથી; કંઈ ન્હાની સુની સેવા બજાવી નથી.

શ્રી હરિલાલભાઇની ભાષણો કરવાની શૈલિ અગર તો પદ્ધતિ વિષે અમે કંઇક વિવેચન કરીએ તો તે અનુચીત નહીં જ ગણાય. વક્તા તરીકે જો કે આપણા ચરિત્ર નાયક સ્વર્ગસ્થ સુરેંદ્રનાથ બેનરજી જેવા Orator થઇ શકયા નથી. તો પણ તેઓ સમયસૂચક, શીઘ્ર અને અસરકારક વક્તા તો જરુર છે. જેમાં પોતે માહિતી ધરાવતા હોય તેવા કોઈ પણ વિષય ઉપર સૂચના મળતાની સાથે અગાઉની કોઇ પણ જાતની તૈયારી વગર ઘણા લાંબા વખત સુધી તેઓ ભાષણ આપી શકે છે અને એવી અસરકારક રીતે તેઓ ટુંકાણમાં બોલી શકે છે કે તે ઉપરથી હરકોઇને તેમની તીવ્ર અને મનોવેધક બુદ્ધિ વિશાળ વાંચન અને ભારે વિદ્વત્તાની છાપ ભાષણના લગભગ દરેક મુદ્દામાં પડેલી જણાઇ આવે છે. તેઓ જ્યારે જ્યારે ભાષણો આપે છે ત્યારે ત્યારે લોકો તે ભાષણો ઘણી હોંશ અને ધ્યાનથી સાંભળે છે. ભાષણમાં જ્ઞાન રસ અને હાસ્ય રસ એ ઉભયની જમાવટ કરવાની શક્તિ અને ખુબી તેમનામાં બહુ સારી છે. તેમના ભાષણોમા તેઓ જેમ બને તેમ સાદી અને સરળ ભાષા વાપરે છે. અને ઉન્નત તેમજ બોધજનક વિચારો રજુ કરે છે. આથી સાંભળનારાઓ ઉપર તેમના ભાષણની અસર ઘણીજ ઉંડી પડી શકે છે. ઉગતા વાંચકો, લેખકો અને વક્તાઓ આ પ્રકરણમાંથી હંસક્ષીર ન્યાયે કાંઇ જરુરી બોધપાઠ ગ્રીલશે એવી આશા વ્યકત કરીને હવે અમે પ્રસ્તુતઃ પ્રકરણ સમાપ્ત કરીએ છીએ.



## પ્રકરણ ૧૧ મું: રૌપ્ય મહોત્સવ ( સિલ્વર જ્યુબીલી )

પ્રજા જીવનમાં રાષ્ટ્ર સેવા, ફક્ત રાજકીય પ્રવૃત્તિ કે રાજકીય જ્ઞાનમા જ સમાપ્ત થતી નથી. પ્રજા જીવન ઉન્નત કરવા રાજકીય જીવન એ એક અંગ છે તેથી તે એક અંગ ઉપરજ દેશોન્નતિના શ્રેયનો આધાર નથી એવું આપણે શ્રી હરિલાલભાઇના જીવનમાંથી ગત પ્રકરણોથી જાણી ચૂકયા છીએ. દેશોન્નતિના માટે વિદ્યા, કલા, ધર્મ, નીતિ, વ્યાપાર ઉદ્યોગ, શરીર, સાહિત્ય, વગેરે પ્રજા જીવનનાં દેશોન્નતિનાં અંગો સમૃદ્ધ કરવા શ્રી હરિલાલભાઇની જ્ઞાતિ વિષયક, કેળવણી વિષયક, સમાજ વિષયક, ઉદ્યોગ વિષયક, ધર્મ વિષયક, રાજ્ય વિષયક, અને સાહિત્ય વિષયક પ્રવૃત્તિથી દેશસેવા–રાષ્ટ્રસેવા જાણીતી થયેલી છે. યુવાવસ્થાથી જ ધન, કીર્તિ, અને વૈભવની સર્વ ઇચ્છાના સન્યાસરૂપ અને સાંસારિક આધિ, વ્યાધિ, ઉપાધિ એ સર્વનો સખ્ત તાપ સહન કરી કેવળ " **स्वार्थो यस्य परार्थ एव** " નો મહામંત્ર પોતાના આદર્શ ઉચ્ચ જીવનમાં ઓતપ્રોત કરી, રાષ્ટ્ર જીવનનાં અંગો શારીરિક, માનસિક અને નૈતિક બંધારણને કેળવી, આપણા ચરિત્ર નાયક શ્રી હરિલાલભાઇએ પ્રજા જીવન ઉન્નત કરવા બુદ્ધિ, નીતિ, ધર્મ વિદ્યા, કલા, ઉદ્યોગ, વ્યાપાર શરીર, વગેરે દેશોન્નતિનાં અંગો પોષાય અને તેથી પ્રજા વધારે સુખી, અને બલવતી થઇ પોતાનાં કાર્યોમાં સ્વાશ્રયી બની વધારે કુશળ થાય, તેવી દેશસેવા રાષ્ટ્રીય જીવનનું નિરીક્ષણ કરી નિઃસ્વાર્થે કરી. વાચક, નિરીક્ષક, વિચારક, ઉપદેશક અને એક વ્યવહારિક કાર્યકર્તા તરીકે ઉચ્ચ પ્રકારની નીતિયુક્ત નિષ્કલંક વિશુદ્ધિથી અંકિત અને સ્વાર્પણથી શુદ્ધ કર્તવ્ય પરાયણ તપોમય થયેલ શ્રી હરિલાલભાઇનું જીવન સૂર્યની કાન્તિ પેઠે ઝળહળી રહેલ છે તે વાત કોઇથી છૂપી રહે તેવી નથી. આવા આજન્મ સેવકને, રોમન સામ્રાજ્ય ફ્રેડરિક બાદશાહને યૂરોપમાં માન આપવામાં આવ્યું હતું ત્યારે તેમણે કહેલ કે " આપના માનને આભારી છું પણ મારા રોમન ભાઈઓ–મારા ગામના નાગરિકો માન આપે તો તે તમારા માન કરતાં

ઉત્તમ છે. " એ ઉક્તિ અનુસાર આવું અપૂર્વ જન્મ ભૂમિનું વિરલમાન પ્રાપ્ત થયું.

અમરેલીની જનતાને આ વિરલ વ્યક્તિના અનુકરણીય જીવનનો ખ્યાલ કરાવવા, આપણા ચરિત્ર નાયક શ્રી હરિલાલભાઈને એમનાં જીવનનાં પચાસ વર્ષ પુરાં થયાં અને એકાવનમું વર્ષ શરૂ થયું તે મંગલમય દિવસે, સવંત ૧૯૮૩ના માઘ સુદ ૧૫ બુધવાર તારીખ ૧૬ ફેબ્રુવારી સને ૧૯૨૭ ના રોજ, અમરેલીના નાગરિકોએ ત્હેમની યશસ્વી સેવાની કારકીર્દિના સ્મરણમાં, અમરેલી કપોળ બોર્ડીંગના વિશાળ હૉલમાં એક મોટો મેળાવડો કરી લોકપ્રિય માનવંતા મે. રા. રા. રામચંદ્ર રાવજી પવાર (અમરેલી પ્રાંતના સુબા) સાહેબના પ્રમુખપણા નીચે જાહેર માનપત્ર આપ્યું હતું. આ વખતે જુદી જુદી જ્ઞાતિના આગેવાનો તથા સરકારી અમલદારો સારી સંખ્યામાં હાજર થયા હતા. અમરેલીના શહેરીઓનો તે વખતનો હર્ષ શ્રી હરિલાલભાઇના જીવન કાર્યને તદ્દન અનુરૂપ હતો. આ મેળાવડામાં ચાંદીના કાસ્કેટમાં શ્રી હરિલાલભાઇને નીચે પ્રમાણેનું માનપત્ર આપવામાં આવ્યું હતું.

આજના મહા શુદી પૂર્ણિમાના શુભ દિવસે તમો ભાઈ ૫૧ મા વર્ષમાં પ્રવેશ કરો છો, તે પ્રસંગે અમો અમરેલીની સમસ્ત પ્રજા અમારી શુભ લાગણીઓ પ્રદર્શિત કરવાની સહર્ષ આ તક લઇએ છીએ.

તમો ભાઇએ તમારી ૫૦ વર્ષની કારકીર્દી દરમ્યાન અમરેલી, અમરેલી પ્રાંત અને વડોદરા રાજ્યની જે અનુપમ અને નિઃસ્વાર્થ સેવા બજાવી છે તેની ટૂંક નોંધ લેતાં અમોને અત્યંત આનંદ થાય છે.

તમારી શારીરિક સંપત્તિ સારી રહેતી ન છતાં, તમોએ સં. ૧૯૭૪ ના ઇન્ફલ્યુએન્ઝા દરમ્યાન ન્યુમોનીઆથી પીડાતી સ્થીતીમાં પથારીએથી પણ, તે વખતે જે લોક સેવા બજાવી છે તે હજી અમે વિસરી શકયા નથી.

અમરેલીની તમામ લોકોપયોગી સંસ્થાઓ જેવી કે સેવક મંડળ સ્ત્રી હુન્નર શાળા, જીમખાના વગેરે શહેરની તમામ જાહેર સંસ્થાઓમાં, તથા હીલચાલોમાં, સહૃદય આગેવાનીભર્યો ભાગ લઇ અમરેલીમાં સેવાવૃતિ, કેળવણી, ભાઇચારો, સામાજીક સુધારો, વિગેરે બાબતોમાં જે ફાળો આપ્યો છે તે અપ્રતીમ અને પ્રથમ પંક્તિનો છે એમ અમો માનીએ છીએ.

વડોદરામાં મળેલા આપણા રાજ્યના પ્રજામંડળમાં પ્રજાએ તમોને પ્રમુખસ્થાન આપ્યું તેમજ તમોને શ્રીમંત મહારાજા સાહેબે અનેક જુદી

જુદી કમીટીઓમાં નીમ્યા અને અમરેલીની પ્રજાએ અમરેલી સુધરાઇના લોકજ્ઞ પ્રમુખ તરીકે તમોને ચુંટયા, તેજ તમારી સેવા વૃત્તિ તથા લોક લાગણીનો ખરો ખ્યાલ કરાવવા માટે પુરતું છે.

આપણાં રાજ્યપિતા શ્રીમંત મહારાજા સાહેબે પણ તમારી લાયકાત, સેવાવૃત્તિ તથા સદ્દભાવની કદર કરી, તમને "રાજરત્ન" નો માનવંતો ખીત્તાબ આપ્યો છે તેનાથીજ તમારી રાજ્ય તથા પ્રજાનું કલ્યાણ કરવાની લાગણી કેટલી પ્રબળ છે તે દેખાઇ આવે છે.

જેવી રીતે શ્રીમંત મહારાજા સાહેબે તમારી કદર કરી છે, તેજ પ્રમાણે તમારા લોકોપયોગી. કાર્યોને લઇને, અમારા અંતરના રત્ન તરીકે તમોને ગણતાં અમોને પણ, ઘણો આનંદ થાય છે.

તમો ભાઇ માટે ઘણું કહી શકાય તેમ છે: પણ અમો આજના શુભ દિવસે તમને તંદુરસ્તી તથા દીર્ઘાયુષ ઇચ્છી પરમાત્મા તમને શુભ કાર્યો કરવા હજુ વિશેષ પ્રેરે એમ પ્રાર્થના કરી તમો ભાઇને તથા તમારા કુટુંબને અભિવૃદ્ધિ ઇચ્છી, વીરમીએ છીએ. •

સવંત ૧૯૮૩ ના મહા સુદ ૧૫ તા. ૧૬–૨–૨૭ બુધવાર

**લી૦ અમો છીએ અમરેલીનાં પ્રજાજનો**

× × ×

જાહેર કામ કરનારને પોતાનાજ શહેરના નાગરિકો તરફથી અને તે પણ જુદી જુદી બધી હિંદુ મુસલમાન કોમોના તરફથી એક સરખા ઉમંગથી માન આપવામાં આવે એ બનાવ અસાધારણ છે. આથી આપણને હેમની ખરેખરી લોકપ્રિયતા સમજાઈ આવે છે.

ઉક્ત માનપત્રના વિધિ પ્રસંગે જુદી જુદી જ્ઞાતિના અગ્રગણ્ય મહાનુભાવોએ તથા સરકારી અમલદારોએ શ્રી હરિલાલભાઇનાં ગુણગાન, તેમના સ્વભાવ હેમની કાર્ય પદ્ધતિ વગેરે બાબત ઘણું વિસ્તૃત વિવેચન પોતાના અંતરના ઉમળકાથી કર્યું હતું. તેની પ્રાસંગિક નોંધ અમે અત્ર રજુ કરીશું:-

મી. મોહનલાલ વીરજીભાઈ (બી. એ. એલ. એલ. બી.) વકીલ (વડોદરા રાજ્ય ધારાસભાના સભ્ય) એમણે જણાવ્યું કે–" શ્રી હરિલાલભાઇએ સુધરાઇ, ધારાસભા અને પંચાયતમાં લોકજ્ઞ સભાસદ રહી પ્રજા કલ્યાણના માર્ગોની યોજના કરી અને તેને બર લાવવા શ્રમ વેઠી સેવા

કરી. એ રીતે રાજ્યની સમસ્ત પ્રજાને સલાહકાર થઇને બે લાખ વસ્તીના વિશ્વાસપાત્ર માત્ર શ્રી હરિલાલભાઇજ બની શકયા છે."

મી. મોહનલાલ ઓધવજી ( બી. એ. એલ. એલ. બી. ) વકીલ ( સુધરાઈ પંચાયતના સભ્ય ) એમણે જણાવ્યું કે–" સુધરાઇ, ધારાસભા, પંચાયત તથા બીજા અનેક સાર્વજનિક પ્રજાકીય કામમાં શ્રી હરિલાલભાઇનો ફાળો અપ્રતિમ છે."

મી. ચત્રભુજભાઇ જગજીવનદાસ દોશી. ( બી. એ. એલ. એલ. બી. ) વકીલ એમણે જણાવ્યું કે–" મને આજે બોલતાં હર્ષ અને સંકોચ થાય છે. સંકોચ એટલા માટે કે આજે મારે મારા મિત્ર માટે ગુણ ગાવા એમાં કોઇને કદાચ અતિશયોક્તિ જણાય. બાકી આનંદ તો મને મારા મિત્રના આજના આવા પ્રસંગે થાય એ તો સ્વાભાવિક જ છે. એમનો અને મારો કૉલેજનો અભ્યાસ સાથે જ છે. અને તે પછી અમારા બન્નેનું જીવન અદ્યાપિ સહકારી રહેલ છે. પરસ્પરની ગુપ્ત વાતો કુટુંબીઓ ન જાણતાં હોય તેવી અમે એકમેકની જાણીએ છીએ. શ્રી હરિલાલભાઇના ગુણ, સ્વભાવ, ખાસીયતો વગેરે બાબતોનો મારા જેવો બીજાને ભાગ્યેજ પરિચય હશે. મૂળથીજ મારી ગાઢ મૈત્રીને લીધે તેમના પ્રાથમિક ગુણો જેવી કે સહનશીલતા, તેમનામાં અદ્વિતીય હતી–અને છે. તે જાતના મને ઘણા જ પ્રસંગો મળ્યા છે. સામાન્ય માણસનો પિત્તો ઉછળે એવા પ્રસંગે પણ તેમણે મગજની સમાનતા ખોઇ નથી. શત્રુને પણ માઠું લગાડયું નથી. આ ઉપરાંત જ્યારથી વિદ્યાભ્યાસ ચાલતો હતો ત્યારથી તેમનામાં ખંતનો ગુણ બહુજ જણાતો, જેમાં તેમનું મન દોરાય તેમાં ફત્તેહ મેળવે જ. એ ખંતના ગુણથી રમત ગમતમાં તેમણે બાહોશી મેળવી છે અને નિબંધ લખવાની શૈલી તેમની સચોટ થઇ છે. એલ. એલ. બી. પાસ થયા બાદ સાર્વજનિક કામોમાં તેમણે રસ લીધો એ રસધારાએ એમનું જીવન સ્વરૂપ બદલ્યું. રસ વિના કોઇ કામમાં કાળજી ન થાય અને કામ પાર પડે જ નહીં. તેમનો સરળ સ્વભાવ, સાદાઇ, આકર્ષકપણું, ભલમનસાઇ, વગેરે ગુણોની હદ અસીમ છે. કેટલાક નીચ લોકોએ તેમના આ સદ્દગુણોનો દુરૂપયોગ કર્યો હશે તે જાણવા છતાં દર ગુજર કરી તેમણે તો મોટાઇ જ બતાવી છે. તેમની સેવા વૃતિ અને સેવા યુવક અને પ્રૌઢ માણસને અનુકરણીય છે. તેમણે ભાઇ તરીકે જ બધે વર્તાવ કર્યો છે. પદવી, માન, રાજમાન વગેરે પ્રસંગે સ્વપ્ને પણ તેમને અભિમાન થયું નથી. વિશેષમાં મારા મિત્ર તરીકે મારે મોઢેથી તેમના વખાણ કરૂં તે મારા સ્વભાવ પ્રમાણે ઉચિત ધારતો નથી તો પણ આ

પ્રસંગ મને ગુમાવવા જેવો ન લાગવાથી એટલું જ કહીશ કે આમાં કંઈ અતિશયોકિત નથી."

મી. બોઘડભાઇ જીવાભાઇએ જણાવ્યું કે "શ્રી હરિલાલભાઇના ગુણો વિષે ઘણું કહેવાઇ ગયું છે. એ નરરત્નનું ચારિત્ર્ય ઉજ્જવળ છે. કોઇ વ્યક્તિના વકતૃત્વ જેવુંજ ચારિત્ર્ય હોય તો તે શ્રીહરિલાલભાઇનુંજ છે. તેમની સાથેના પરિચયથી તે વાત સિદ્ધ થાય છે. બાકી દુનિયામાં એવા ઘણા પડયા છે કે "કહે તે પણ કરતે નહિં, મુખડા બડા લબાડ" શ્રીહરિલાલભાઈ તો જેટલું બોલ્યા છે તે પ્રમાણે કરતા આવ્યા છે. આથીજ પ્રતિપક્ષ પણ શ્રીહરિલાલભાઈનાં વખાણ કરે છે. માણસ ભૂલને પાત્ર છે એમ માનનારા પણ શ્રી હરિલાલભાઇના તો વખાણ કરે છે. શ્રી હરિલાલભાઇ પારકી છટ્ટીના જાગનારા છે. થોડા વખત ઉપર અમારી કોમ ઉપર તેમણે ભારે ઉપકાર કર્યો છે. તેઓ "હા જી હા" કરનારા નથી. સાચી બાબત કહેતાં માઠું લાગશે એવી પરવા કર્યા વગર તેઓ અમલદારોને કહે છે. અમલદારોને તેઓ સારૂં લગાડનારા નથી. "રાજ રત્ન" નો કિતાબ મળ્યો ત્યારે પણ મોટી મેદની મળી હતી તે વખતે પ્રજાએ બાંધેલી આશાઓ અને શ્રી હરિલાલભાઇને આપેલાં વચનો સિદ્ધ થયાં છે. બોલ્યા પ્રમાણે ચાલે, વર્તન અને વિચારની એકતા, અને સાદાઇ, સેવાભાવ, તથા સેવકમંડળ, પ્રજામંડળ ધારાસભા, જીમખાના વગેરેમાં ઉત્સાહ-પ્રેમ તરવરે છે. તેમનું આપણે અનુકરણ કરીએ. જાહેર કામ કરનારની મુશ્કેલી-અથડામણ, ખર્ચ એ બધું સાર્વજનિક સેવા કરનારને માટે મોટા ભાગે આપવાના હોય છે તથા સગાં-વહાલાંની ખફગી વ્હોરવી પડે છે છતાં તેમણે બળ વાપરી સેવા કરી છે."

મે. રા. રા. ગણેશ ભાઉરાવ તાવડે (અમરેલી પ્રાંત જડજ) સાહેબે જણાવ્યું કે-"શ્રીહરિલાલભાઇમાં માહાત્મ્ય છે તેની કેમ ના કહેવાય? ત્રાહીત સાક્ષી તરીકે હું તેમના વખાણ કરીશ. મારા ઉપર પક્ષપાતનો આરોપ કોણ કરશે? તેઓ અમરાવતી-અમરેલીના પુત્રરત્ન છે અને તેઓ રાજરત્ન છે. શ્રી હરિલાલભાઇની કીર્તિ વડોદરા-ભાવનગર વગેરેમા જ્યાં ગુજરાતી ભાષા છે ત્યાં સુધી પ્રસરી છે. તેઓ નિરભિમાનથી સાર્વજનિક સંસ્થાઓમાં કામ કરે છે. સાર્વજનિક કામમાં તે ધર્નુધર છે. ધર્નુધર નામ બરાબર છે. એમ ત્રાહીત તરીકે કરીશ. તેમણે અધિકાર અને જ્ઞાનનો હમેશાં સદ્ ઉપયોગ કરેલો છે. સેવા કરનારમાં જેવા ગુણ જોઇએ તેવા તેમનામાં છે. તેઓ સમતોલપણું રાખી હમેશાં સલાહ આપે છે. આ બધા બદલ સાક્ષી

ન આપત તો હું ગુન્હેગાર ઠરત. મારો આગ્રહ છે કે તેમને " ગુજરાતીની પૂજ્ય મૂર્તિ ગણો " અને તેમની* ઓઇલપેઇન્ટ છબીઓ બૉર્ડિંગ અને કલબ વગેરે સંસ્થાઓમાં રાખો કે જેથી કામ કરતાં તેમની મૂર્તિ સન્મુખ રાખવાથી ઉત્સાહ મળે અને આપણને ઘણો લાભ મળે. "

મી. વી. આર. ગુપ્તે ( અમરેલી હાઇસ્કુલના હેડ માસ્તર ) સાહેબે જણાવ્યું કે—[1] મને લાગે છે કે આવે પ્રસંગે મને બોલાવવાનો હક્ક છે. કારણ કે શ્રી હરિલાલભાઇ જેટલા અમરેલીના છે તેટલાજ હાઇસ્કુલના પણ છે. જો અમરેલી ગામ તેને માટે મગરૂર હોય તો હાઇસ્કુલ તેને માટે ઓછી મગરૂર નથી. એ અમરેલીની અંગ્રેજી સ્કૂલના વિદ્યાર્થી છે અને તે સ્કૂલનો મોભો વધારવામાં અને તેને લોકપ્રિય કરવામાં તેમણે ઘણું કર્યું છે......શ્રી હરિલાલભાઇના ગુણાનુવાદ ગાઇને અને તેમની સેવાની કદર કરીને ગામ અને નિશાળ વધારે ભાગ્યશાળી બન્યાં છે. શ્રી હરિલાલભાઈ જ્યારે વિદ્યાર્થી હતા ત્યારે તેમણે નવી વિદ્યાના સાહિત્ય ભંડાર પ્રજા પાસે ખુલ્લા મુકવા માટે ઘણા પ્રયાસો કર્યા છે. અને જાહેર જીવનમાં પણ સમાજ સેવા કરીને અંધાધુંધીને બદલે વ્યવસ્થા મુકી છે તે પ્રજાના પગાર વગરના સેવક છે.... શ્રીહરિલાલભાઇએ આજથી પચીશ વર્ષો પહેલાં જાહેર જીવન શરૂ કર્યું ત્યારથીજ અમરેલીનો ઇતિહાસ શરૂ થયો હોય એમ ગણાય છે. કારણ કે શ્રી હરિલાલભાઈ સંબંધી વિચાર કરતાં અમરેલી મનમાં સ્ફુરે છે અને અમરેલીનો વિચાર કરતાં શ્રીહરિલાલભાઇ મનમાં સ્ફુરે છે. કેમકે તે બન્ને નામો ઓતપ્રોત થયેલાં છે. અને જો હું એમ કહું કે આ પચીશ વર્ષો દરમ્યાન શ્રીહરિલાલભાઇનું ચારિત્ર અને તેમની વગ એ બન્ને-એ હાલના અમરેલીને ઘડયું છે. તો તે અતિશયોક્તિ નાહ ગણાય. એમનો પ્રભાવ સમજાવવો અથવા તો તેની વ્યાખ્યા આપવી એ ઘણું વિકટ કામ છે...સ્વભાવનું નિખાલસપણું, અને વ્યવહારકુશળતા એ બન્ને એમનામાં સંપૂર્ણપણે છે. અમરેલીનું ભવિષ્ય સુધારવામાં તેમની તીવ્ર બુદ્ધિનો ત્હેમણે સતત્ જાગ્રત રહીને ઉપયોગ કર્યો છે. તેઓ સ્વભાવે અતિશય ઉદાર છે અને સ્વાભાવિક ઉદારતાને લીધે જે કોઈ તેમની પાસે મદદ માગવા જાય તેમને તેઓ સદા મદદ આપવાને તૈયાર રહે છે. આવા કેટલાક ગુણો તે તેમના પ્રભાવનું કારણ છે.

---

* શ્રી હરિલાલભાઇની પાંચ ઑઇલ પેઇન્ટ છબીયો જાહેર સંસ્થામાં મુકવા ઠરાવવામાં આવ્યું હતું.

(૧) અંગ્રેજી ભાષણનો સારાંશ.

મી. બાબુરાવ ગણેશ વૈદ્ય (સર ફોજદાર) સાહેબે કવિતામાં જણાવ્યું કે:-

ગોવિંદાત્મજ અગ્રણી નગરના નામે ગુણે શ્રી હરિ
થાયે આજ પુરાં પચાશ વર્ષો આયુ તણા તે ધરી
લક્ષે મિત્રજનો સુદીન ઉજવી દેખાડવા લાગણી,
ભેગા આજ થયા 'હરિ બહુ જીવો', એવી કરે માગણી.
થયા ધારા શાસ્ત્રી સમિતિ નૃપ ધારા મહિ ગયા,
કર્યાં કામો સારા બહુજ જનતાને પ્રિય થયા.
મૂકી સ્વાર્થો બાજુ ગ્રહણ કરી આદર્શિય રીતો,
ગણ્યાં ના કષ્ટોને સફલ કરવામા પરહિતો
જુએ જયા ત્યાં તમે હો છો ગુંથાએલા પ્રજા હિતમાં
પ્રજામંડળ પ્રમુખપદને દીપાવ્યું સાલ બાવિશમાં
ભરાતા મોઢની જ્ઞાતિ છવિશમા અગ્રણી કીધાં,
બહુ વખણાઈ તમ કૃતિ મુબારક માન સૌ દીધાં.
મહાજન દોરો સત્પથે રાખે બહુ વિશ્વાસ
સુધરાઈ નાયક તણી જગા અપાવી ખાસ.
દીધાં કંઈ દાન સંસ્થાને અને ધન દ્રેડ મંદિરને
નભાવો ભુત્ય મંડળને ચલાવો જીમખાનાને.
અમલદારો પુછે તમને ભુપે પણ યોગ્યતા જાણી
નિમ્યા શિક્ષણ સમિતિમાં કુશળતા લક્ષમાં આણી.
"રાજ્ય રત્ન" ભૂપે કર્યા 'પ્રજારત્ન' છો ખાસ
લોક કાર્યે મોટાં થતાં સહુ આવે તમ પાસ.
લાંબુ આયુ ભોગવો કરો પ્રજાનાં કાજ
યશ ધન કીર્તિ મેળવો **અમરેલી શિરતાજ.**

## त्वं जीव शरदः शतम्

મી. દેવચંદ રામજી અમરેલી કન્યાશાળાના હેડ માસ્તરે જણાવ્યું કે "સમર્થ વક્તાઓના બોલ્યા છતાં અપૂર્ણતા રહી છે. એ અપૂર્ણતા વક્તાઓની નથી; પણ ગુણની વિશદતાને આભારી છે. કેળવણી પરિષદનું બંધારણ એમણે એટલું બધું સારૂં કીધું કે આખા રાજ્યમાં તે પ્રસર્યું. શિક્ષકોની મુશ્કેલીઓ દુર કરવા તેમણે આપેલો ભોગ અદ્વિતીય છે. "કિન્ડર ગાર્ટન" શાળાની પહેલ તેમણે કરી. વળી કેળવણીમાં પ્રજાને દોરવામાં પ્રયત્ન કર્યો છે. "સેવક મંડળ"નું બંધારણ તેમને આભારી છે. મુંગે મોઢે કામ કરનાર

તેઓ છે. " ઇન્ફ્લ્યુએન્ઝા "માં ભયંકર માંદગીના બીછાને છતાં અવિરતપણે કામ કરેલું છે."

મી. રણછોડદાસ કરશનદાસ પરીખ ( અમરેલી એં. વી. સ્કૂલના માજી હેડ માસ્તર ) એમણે જણાવ્યું કે " હું તેમના સ્નેહી તરીકે થોડુંક કહીશ. વિદ્યાર્થી તરીકે તેઓ સાહિત્યના શોખીન છે. " ગ્લેડસ્ટન "ના જીવનચરિત્ર ઉપર નિબંધ લખવા માટે તેઓ જાણીતા છે. નિકટ સ્નેહીઓને ખબર છે કે " બ્રિટિશ રાજ્યનાં છેલ્લાં પચાશ વર્ષની સ્થિતિ " ઉપર નિબંધ લખીને યુનિવર્સિટીમાંથી ઈનામ મેળવ્યું છે. તેમના જીવનમાં નિઃસ્વાર્થપણું પણ જેવું તેવું નથી. તેમણે પૈસાની દરકાર ન કરતાં સેવાની દરકાર વધારે કરી છે. જે માણસ તેમની પાસે જાય છે તેને ઉત્તમ સલાહ આપે છે; અને જરા પણ ભેદ ભાવ રાખતા નથી."

મી. લલ્લુભાઈ જમનાદાસ એમણે જણાવ્યું કે " મારે વેપારી તરીકે તો જરૂર બોલવું જોઇએ. આપણે બધા મોટા અમલદારથી ન્હાનામાં ન્હાના માણસ સુધી તેમનાં ઉપર પ્રેમ વર્ષાવી રહ્યા છીએ, તેનું કારણ ત્હેમની સેવા, અને ત્યાગ વૃત્તિ છે. ત્હેમણે પોતાના જીવનમાં સેવા માટે ભોગો આપી કમાવાની ઉત્તમ તકો ગુમાવી છે."

ગૌસ્વામી શ્રી પુરૂષોત્તમલાલ મહારાજ તરફથી શ્રી વ્યાસે જણાવ્યું કે શ્રી હરિલાલભાઈની સેવાના અત્યાર સુધી વખાણ થયાં પરંતુ આપણો દેશ ધર્મના પાયા ઉપર રચાયેલો છે. શ્રી હરિલાલભાઈની ઉચ્ચતર ધર્મ ભાવના સક્રિયરૂપે આપણે જાણીએ છીએ. ગૌસ્વામી શ્રી પુરૂષોત્તમલાલ મહારાજશ્રી તરફથી મોકલેલી ભેટ શ્રી હરિલાલભાઇ સ્વીકારશે. ( એટલું કહી તેમણે મહારાજશ્રી તરફથી મોકલેલી ભેટ રજુ કરી હતી. )

× × × ×

આ પ્રમાણે શ્રી હરિલાલભાઇને પોતાની જ જન્મભૂમિના નાગરિકો પાસેથી અપૂર્વ વિરલ માન મળ્યું. ખરેખર મનુષ્યને વધારેમાં વધારે માન પોતાની જન્મભૂમિના નાગરિકો પાસેથી મળે તેના કરતાં બીજું મ્હોટું માન નથી. જે વિરલ પુરૂષ જીંદગીભર સેવા કરી રહ્યો હોય છે તેને આવા પ્રસંગોથી જે ઉત્તેજન મળે છે તેના કરતાં વિદ્યાર્થીઓ અને તરૂણોને વધારે પ્રેરણા બળ મળે છે. આવો પ્રસંગ વ્યક્તિની ઉચ્ચ પ્રકારની સેવા, સૌની સાથે સમભાવ અને ઉદાર દ્દષ્ટિવાળા સહનશીલ સ્વભાવ વગર આવી શકતો નથી. તેથી આપણે પણ શ્રી હરિલાલભાઇને સંબોધીને ગર્વ સહિત કહીશું કે " હે મહા પુરૂષ " **जयति तेऽधिकं जन्मना जगत्** " ત્હારા જન્મથી આ જગતે ખરેખર જય-લાભ કર્યો છે."

## પ્રકરણ ૧૨ મું : ગુણાવલોકન અને ઉપસંહાર

" બહારના આડંબર અને મોટાઈ તથા કીર્તિ મેળવવાના નિંદ્ય ગણાય તેવા લોભના ભોગ થઈ ભુલા પડેલા, કહેવાતા મોટા માણસોના કરતાં, પોતાની ફરજ બજાવવામાં અને સ્વદેશ તથા સ્વદેશીઓના હિત સાધનમાં યથાશક્તિ ઉદ્યમશીલ રહી નમુનાદાર નિર્મળ જીંદગી ગુજારનાર એ શત્રુ અને મિત્ર સર્વના સન્માનને પાત્ર થઇ પરમેશ્વરના પ્રિય સંતાનની પદવી પામવાને ભાગ્યશાળી થઇ શકે છે.

**રવીંદ્રનાથ ટાગોર.**

કોઇ વિદ્વાન લેખક કહી ગયેલ છે કે:—" **ज्ञानेन शीलेने गुणेन कर्मणा** " અર્થાત્ જ્ઞાન, શીલ, ગુણ અને કર્મ એ ચાર લક્ષણો વડે કોઈ પણ માણસની કસોટી અગર તો પરીક્ષા થઈ શકે છે. અમારા વાંચકો કબુલ કરશે કે શ્રી હરિલાલભાઇની જીવનકથા તેમને હજી ૫૨ મું વર્ષ ચાલતું હોવાથી અત્યારે પૂર્ણ કહી શકાય નહિં તો પણ, એમના જીવનમાં કયા કયા મુખ્ય બનાવો બન્યા તથા એમનું અત્યાર સુધીનું જીવન કેવી કેવી પ્રવૃતિમાં વ્યતીત થઇ શકયું છે તે સંબંધીનું યથોચિત દિગ્દર્શન આપણે આગલા પ્રકરણોમાં કરી ગયા છીએ. આપણા નાયકના જીવન વૃક્ષના મૂળ, જે હજુ ઉંડાણમાં પડેલા છે તેને ખોળી કાઢી એ વૃક્ષના સ્વરૂપનું આબેહુબ રીતે પીછાન કરાવવાનું અમારૂં જે મુખ્ય કર્ત્તવ્ય છે અને પ્રસ્તુત પુસ્તકનો જે પ્રધાન ઉદ્દેશ છે તે હજુ બાકી છે અને તેથી તે કાર્ય પાર પાડવા હવે અમે તે તરફ વળીશું.

આપણા ચરિત્ર નાયકના જીવન વૃક્ષના મૂળ અને જેને 'આધારે એ વૃક્ષ રહેલ છે તે વૃક્ષના સ્વરૂપની પીછાન કરાવવા માટે આપણે નાયકના ગુણ, સ્વભાવ અને રહેણી કરણી સંબંધી યોગ્ય સ્પષ્ટીકરણ કોઇ ચોકસ પ્રસંગોને લગતી હકીકત સહીત કરીશું. આગલા પ્રકરણોમાં વિવિધ પ્રકા-

રની કારકીર્દીનું જે વર્ણન થઇ ગયું છે તે મુજબ ઉત્તમ પ્રકારના અનેક ગુણો અને શક્તિઓ ધરાવનાર અને પોતાના સમકાલીન મનુષ્યોમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર એવા આપણા ચરિત્ર નાયક શ્રી હરિલાલભાઈના ગુણ સ્વભાવ અને રહેણી કરણી સંબંધીનું યથોચિત વર્ણન કરવું એ જો કે અમારી કલમ શક્તિની લગભગ બહારની વાત છે તો પણ પ્રસ્તુત પુસ્તકની અંદર ઉપરોક્ત વર્ણન લખવું રહી જાય તો આ પુસ્તક અપૂર્ણ ગણાય અને વધારામાં આ વસ્તુ લખાવાથી બાળકથી તે વૃદ્ધ પર્યંત ઘણાં મનુષ્યોને અનુકરણીય, બોધદાઈ અને કલ્યાણપ્રદ સદ્દગુણો રૂપી અમૂલ્ય ખજાનો પ્રાપ્ત થઇ શકશે, એમ ધારી આ પુસ્તકના છેવટના ભાગનું પ્રકરણ અમારા વાંચકો સમક્ષ અમે રજુ કરીએ છીએ.

અત્યારે જો કોઇ પણ વ્યક્તિ શ્રી હરિલાલભાઇના શરીર તરફ નજર કરી જુવે તો એમનું શરીર એકંદર રીતે જોતાં કાંઇક મુલાયમ જેવુંજ તેને લાગશે. એમના દેખાવમાં કાંઈ ખાસ વિશેષતા જેવું કે કોઈ ખેંચાણ-કારક વસ્તુ જેવું માલુમ પડી શકતુ નથી. તેઓ શાંત, ઠરેલ, પાકી સમજણ-વાળા, વિચારશીલ તેમજ વિવેકી અને તદ્દન ભલા દીલના એવા એક કાઠીયાવાડી ગૃહસ્થ છે એમ કોઇ પણ પહેલી નજરે જોનારને લાગ્યા વગર રહેશે નહીં. નવાઇની વાત તો એ છે કે શ્રી હરિલાલભાઇમાં રહેલી ચમ-ત્કારિક બુદ્ધિ અને ઉત્તમ શક્તિ એ બે વસ્તુઓની, જોનારને યોગ્ય પીછાન થાય એવા સ્પષ્ટ ચિહ્નો તેમના ચહેરા ઉપરથી દેખાઇ શકાતા નથી. આમ હોવાનું એક કારણ તો અમને એવું લાગે છે કે તેમની તબીયત કાંઇક મુલાયમ છે અને બીજું એકે તેમનો પોશાક તથા તેમની રીત ભાત યાને રહેણીકરણી ઘણી સાદી છે. શ્રી હરિલાલભાઇનો ચહેરો જે અત્યારે ગૌર વર્ણનો દેખાય છે એ એમની જુવાનીના વખતની તેજસ્વી તેમજ કાંતિયુક્ત આકૃતિ તથા મુખમુદ્રાનું યોગ્ય સૂચન કરાવે છે. સામાન્ય રીતે અત્યારે તેમની મુખમુદ્રા ઘણી જ કોમળ, સૌમ્ય અને ચિન્તનશીલ જેવી દેખાય છે. જો કે જોનારને એમ જ લાગશે કે તેમનું શરીર કાંઇક અંશે તકલેદી છે તો પણ બારીકાઇથી જો તે જુવે તો તે કબુલ કરશે કે તેમની મુખ મુદ્રામાં સાધુતા તથા વિચારશીલતા છે તેમજ એ મુખમુદ્રા ઉપર કાંઇક મનોહર શાંત પ્રભા પ્રસરી રહેલી દેખાઇ આવે છે. તેમના નેત્રો અને લલા-ટમાં ઘણી વાર જોનારને ભવ્ય અને પ્રભાવજનક, ઉંડા અને ગંભીર તેજના વિરલ દર્શન થઇ શકે તેમ છેઃ શાન્તિ અને સંતોષયુક્ત આનંદ એ બે

વસ્તુઓ હંમેશાં એટલે કે તેઓ જ્યારે એકલા હોય અગર તો તેઓ કોઈની સાથે હોય ત્યારે એમના ચહેરા ઉપર વાસ કરીને રહેલી જોવામાં આવે છે. ઘણી વખત એકાન્તમાં તેઓ ગંભીર અને ઊંડા વિચારમાં મગ્ન થયેલા જોવામાં આવે છે. અને જો મિત્ર, સંબંધી કે બીજું કોઇ એમની પાસે એકાએક આવી ચઢે, તો તે વખતે તેમના ચહેરા ઉપર આતુરતા અને પ્રસન્નતા છવાઇ રહે છે. શ્રી હરિલાલભાઇની અત્યાર સુધીની જીંદગીમાં ઘણીવાર ત્રાસદાયક રોગોએ તેમની શરીરની પ્રકૃતિને સારી રહેવા દીધી નથી. આ કારણને લઇને તેમનું આરોગ્ય સબળ અને સંગીન રહી શક્યું નથી. તેમની છેલ્લી મરડાના રોગની ભયંકર માંદગી પછી તેમનો ખોરાક પહેલાંના કરતાં ઘણે દરજ્જે ઓછો થઇ ગયો છે. જ્યારે ખોરાક પુરતો લેવાય નહી ત્યારે તબીયત નાજુક થઇ પડે એ સ્વાભાવિક જ છે. જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવા સારૂ કાંઈ વધારે શ્રમ લેવાઇ ગયો હોય ત્યારે તેઓ માંદા થઈ જાય છે અર્થાત્ શ્રમ સામે ટકવાની તેમની જીવનશક્તિ બળવાન નથી. તેથી વારંવાર વિશ્રાન્તી લીધા વગર કોઇ પણ મહેનતવાળા કાર્યમાં હાલ તેમનાથી ભાગ લઈ શકાતો નથી. તેમના શરીરની આવી સ્થિતિ હોવાને કારણે તેઓ તેમના શરીરના જતન માટે બહુ જ કાળજી અને ચિવટ રાખે છે. કોલેજમાં અભ્યાસ કરતી વખતે તેમનું શરીર નીરોગી રહેતું કારણ કે તેમને ક્રીકેટ, ટેનીસ, અને ફુટબોલ તેમજ સુરપાટી અને ગીલી દાંડીયા વિગેરે ઘણી રમત ખેલવાની ટેવ હતી. અત્યારે પણ તેમને ફરવાની કસરતનો અને ટેનીસની રમતનો શોખ છે. ફરવા જતી વખતે કોઇ પણ સાધારણ દરજ્જાની વ્યક્તિનો સાથ કરવામાં તેઓએ કદી પણ પાછી પાની કરી નથી. ઘણા માણસો પોતાથી નીચા દરજ્જાના માણસો સાથે ચાલતાં ઘણીવાર અચકાય છે પરંતુ શ્રી હરિલાલભાઈમાં ન્હાનપ અને મ્હોટપ એવો ભિન્ન ભાવ છેજ નહીં. ફરવા જતી વખતે રસ્તામાં જો કોઇ વિદ્યાર્થી, કોઈ કારકુન, કોઈ શિક્ષક, કોઈ સાધારણ વેપારી, અને કોઈ અભણ ખેડુત પોતાને ભેટાઇ જાય તો તે દરેક વ્યક્તિને પોતાની સાથે ફરવામાં તેઓ કોઇ પણ જાતની ન્હાનપ ગણ્યા વગર લઈ જાય છે. અને રસ્તામાં તેવી દરેક વ્યક્તિ સાથે બોધની તથા હાસ્યની વાતો કહી અરસ્પરસ વિચારોની આપલે કરે છે. તથા સલાહ લેનારને સલાહ આપે છે. શ્રી હરિલાલભાઇનો સ્વભાવ ઘણોજ ભલમનસાઇવાળો હોઇને તેઓની રહેણીકરણી પણ ઘણી સાદી માલુમ પડી છે. જીંદગીના વૈભવવાળા સાધનો જેમ ઓછા, તેમ શાન્તિ અને સુખ વધારે એમ તેઓ માને છે. અને તેથી જ તેઓ વૈભવશીલ

જીવન પસંદ કરતા નથી. તેમનો ખોરાક સાત્વિક, પૌષ્ટિક અને સાદો છે. ધાર્મીક દૃષ્ટિ એ તેમજ ગાયના દૂધ ઉપર પ્રીતિ હોવાના કારણે તેઓ પોતાના ઘર આગળ એક ગાય વારંવાર રાખે છે. શ્રી હરીલાલભાઈનો ખોરાક જેમ સાદો છે તેમ તેમનો પહેરવેશ પણ તેટલો જ સાદો છે. ખાદીના પહેરણ, ખમીસ અને કોટ અને દેશી મીલનો ફેંટો અને ધોતીયુ એ એમનો મુખ્ય અને માનીતો પ્હેરવેશ છે. આ ઉપરથી સમજી શકાશે કે તેમને દેશી બનાવટની વસ્તુઓ ઉપર ઘણી જ મમતા છે. પ્હેરવેશની વસ્તુઓ ઉપરાંત બીજી કોઇ ઉપયોગી તેમજ જરૂરી ચીજો જ્યાંસુધી સ્વદેશી મળે ત્યાં સુધી તેઓ તે જ લેવાનો વ્યવસાય રાખે છે. પરદેશી વસ્તુઓ ઉપર તેમને કુદ-રતી રીતે જ કોઇ પણ જાતનો મોહ રહ્યો નથી. કારણ સાદાઇને તેઓ ચાહે છે. દરેક વ્યક્તિએ પોતાના હરકોઇ ભોગે સ્વદેશી વસ્તુઓને ઉત્તેજન આપી પોતાના દેશની દોલત પરદેશ જતી બચાવી અને એ રીતે દેશનો ભુખમરો આર્થિક દૃષ્ટિએ ટાળી દેશમાં બરકત આણવા માટે ગોગ્ય અને જોસભેર કાર્ય ઉપાડી લેવું જોઇએ એવુ તેઓ માને છે.

શ્રી હરિલાલભાઇ જેવી રીતે અન્ન અને વસ્ત્રની બાબતમાં સાદા છે તે પ્રમાણે બીજી પણ દરેક બાબતમાં તેમની સાદાઇ ઘણી જ અનુકરણીય છે. એમની વૃત્તિ મોજશોખ તરફ લેશમાત્ર પણ ઢળેલી દેખાતી નથી. શ્રી હરિલાલભાઇનું હાલનું નિવાસસ્થાન કે જે ત્રણ મજલાવાળું પણ સવડવાળું છે, તેમનું દીવાનખાનું એમના સંબંધમાં આવેલ કોઇ પણ વ્યક્તિથી ભુલાય તેવુ નથી. શ્રી હરિલાલભાઈનું લગભગ સર્વ પ્રવૃતીઓનું તે મધ્યસ્થળ જેવું બની ગયું છે. તેમજ એમના વિદ્વાન મિત્રોનું તે અનુપમ વિનોદસ્થાન અને એમના ગુણપૂજકોનું તે ભવ્ય ઉપદેશગૃહ બની શક્યું છે. દીવાનખાનામાં જરૂરી ફર્નિચરને બાદ કરતાં ખાસ ધ્યાન ખેંચાય એવી બે વસ્તુઓ છે. એક તો જુદા જુદા વિષયના પુસ્તકો અને બીજી છબીઓ નજરે પડે છે. શ્રી હરિલાલભાઇના ઘરમાં તેમજ તેમની ( વકીલો પોતાના ધંધા માટે જે ઓફીસો રાખે છે તેવી ) ઓફીસમાં જુદા જુદા વિષયના પુસ્તકો એટલી બધી મોટી સંખ્યામાં પડેલા જોવામાં આવે છે કે જો તે પુસ્તકો ભેગા કરીને કબાટોમાં વ્યવસ્થિત રીતે મુકવામાં આવે તો એક નાનું પુસ્તકાલય થઇ શકે. શ્રી હરિલાલભાઇને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ હોઇને તેઓ જ્યારે જ્યારે લાંબી મુસાફરીએ જાય છે ત્યારે ત્યારે થોડાક પુસ્તકો તેઓ ખરીદી લાવે છે. તેમના ઘરમાં તેમજ તેમની

ઓફીસમાં પુસ્તકોથી બીજે નંબરે ખાસ ધ્યાન ખેંચે એવું કાંઈ હોય તો તે છબીઓ છે. ઓફીસ તેમજ ઘરની ભીંતો ન્હાની મોટી છબીઓથી ઢંકાઇ ગયેલી માલુમ પડે છે. આ છબીઓમાં એમના મુખ્ય મુખ્ય તથા અગત્યના સર્વ સ્નેહી સંબંધીઓ તથા સહાધ્યાયીઓ અને તે ઉપરાંત મહાન પુરૂષોની ભવ્ય આકૃતિઓજ નજરે પડે છે. મહાત્મા ગાંધી, સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલે અને બીજા મહાન પુરૂષોની છબીઓ નેત્રને તેમજ હૃદયને સત્વર આકર્ષીક લે છે. નીરાશાની અને ઉદ્વેગની એવી કેટલીયે ક્ષણો ગઇ હશે કે જ્યારે આ છબીઓમાં ગૂઢ રહેલા આત્માઓએ એમના દીલમાં આશા, ધૈર્ય, ચેતન તથા પ્રોત્સાહન પૂર્યા હશે.

શ્રી હરિલાલભાઇની વાતચિત કરવાની શક્તિ ઉંચા પ્રકારની હોવાથી સહેજે અનુમાન થઇ શકે છે કે તેઓને સમયોચિત વાતો કરવાનો શોખ હોવો જોઇએ. વિદ્વાન્ અને બુદ્ધિશાળી માણસોના સતત સહવાસથી વાર્તાલાપ કરવાની શક્તિ તેમનામાં સારી રીતે ખીલી શકી છે. ત્હેમની વીનોદભરી વાતો સાભળવામાં ગમ્મત અને આનંદ એટલા માટે મળી શકે છે કે ત્હેમની વાતચિત હંમેશા રમુજી, આનંદી, વિવિધ પ્રકારની માહીતીવાળી અને વચ્ચે વચ્ચે ન્હાનકડી પરંતુ એવી બોધદાયી, એવી ઉપયોગી વાર્તાઓથી મિશ્રીત હોય છે. પોતાના વિદ્વાન સ્નેહીઓ સાથે જ્યારે જ્યારે તેઓ વાર્તાલાપ કરવા મંડી પડે છે ત્યારે ત્યારે તેઓ તેમાં એવા તો તલ્લીન થઈ જાય છે કે તેઓ પોતાની લગભગ સર્વ ચિંતાઓ ભુલી જાય છે અને સ્હામાની પણ ભુલાવી દેછે. તેમની વાતચીત કરવાની રીત એવી તો સરળ ને સચોટ પરિપકવ ને સ્ફુર્તિદાયક માલુમ પડી છે કે એમની વાતો સાંભળનારને કોઇપણ જાતનો કંટાળો ન આવતાં ઠેઠ સુધી એકધારી ગમ્મતજ પડયા કરે છે. તેઓ ગમે તેવા અને તેટલા વિષયો વિષે સારી રીતે ચર્ચા કરી શકે છે. જેમને તેમની સાથે કોઇપણ જાતનો વાર્તાલાપ કરવાનો પ્રસંગ મળ્યો હશે તે જરૂર કહી શકશે કે વાતચિતના ચાલુ વિષયમાં કંઇ ને કંઇ નવીન તેમજ અર્થ ગંભીર હકીકત શ્રીહરિલાલભાઇ પોતાના તરફથી ઘણીજ અસરકારક રીતે આપી શકે છે. શ્રી હરિલાલભાઈની વાતચિત કરવાનું એક મહત્વનું તેમજ અગત્યનું લક્ષણ એ તેમનો નીખાલસ આવેશ છે. જો કે તેમના એકંદરે શાંત સ્વભાવને લઇને કોઇપણ જાતની વાતચીતમાં તીખા થઇ જવાની સ્થિતિ એમને ભાગ્યેજ આવી શકે છે તો પણ એમના નિખાલસ અને નિષ્કપટી તેમજ શુદ્ધ હૃદયને લીધે તેઓ ઘણીવાર પોતાની

વાતનું સત્ય નીડરતાથી એકદમ રજુ કરી આપે છે. તેમની આ રીતથી સ્હામા માણસને એમજ લાગે છે કે શ્રી હરિલાલભાઇ જે કાંઇ બોલે છે તે પોતાના અંતઃકરણમાંથી જ બોલે છે અને નહી કે " **मधुतिष्टति जीव्हाग्रे हृदयेतु हलाहल.**" વળી તેને લાગે છે કે આ માણસ ( શ્રી હરિલાલભાઇ ) ના વિચારો એવા તો નિષ્પ્રપંચી અને મકકમ છે કે તેની આગળ દાંભિક વાક્પટુતા કે નકામી અને જુઠી બનાવટ ચાલી શકશે નહી. ખરેખર શુદ્ધ ચારીત્ર અને શુદ્ધ બુદ્ધિની સાથે પોતાના સ્વતંત્ર વિચારો મુજબ નિખાલસપણે વાતચિત કરવાની આવી શક્તિ સંયુક્ત થયાથીજ એમર્સન ( Emerson )–નામના એક પ્રાચિમાત્ય મહા પુરૂષના એક પ્રાસંગિક અને અર્થ ગંભીર વાકયનું રહસ્ય સમજાય છે, જે મનુષ્ય મનુષ્યના ટોળા વચ્ચે વસવા છતાં એકાંતમાંના પોતાના સ્વતંત્ર વિચારો પ્રમાણે કોઇ પણ પ્રકારના ઉદ્દેગ વિના ચાલી શકે, તેજ ઉત્તમોત્તમ મનુષ્ય છે.

શ્રી હરિલાલભાઇની વાતચિત કરવાની ટુંક શક્તિની પીછાન કરાવ્યા પછી હવે મનને એકાગ્ર કરવાની ત્હેમની શક્તિ સંબંધી કાંઇક લખીશું. પોતાના માથે આવી પડેલા ગમે તેવા કાર્યને પાર પાડવામાં વચ્ચે આવતી ગમે તેવી નડતરો ત્હેમના એકાગ્ર ચિત્તને અસર કરી શકતી નથી. પોતે કોઇ પણ કાર્યમાં ગુંથાયેલા હોય અને તેવે વખતે પોતાની મુલાકાતે સંખ્યાબંધ માણસો ક્રમે ક્રમે આવતા જતા હોય છતાં હાથમાં લીધેલા પોતાના કાર્યમાં તેમને કોઇ પણ જાતની અડચણ લાગી શકતી નથી. ત્હેમની રહેણી કરણી ઘણીજ સરળ અને સાદી હોવાથી ત્હેમની મુલાકાતે આવનાર માણસને કોઇ પણ જાતનો પ્રતિબંધ નડી શકતો નથી. લોકોના આવરા જાવરાની આવી ખલેલ અનુભવવા છતાં તેઓ પોતાનું હાથમાં લીધેલું કાર્ય કોઈ પણ જાતની અડચણ પડતી ન હોય એમ કર્યે જાય છે. આ ઉપરથી સમજી શકાશે કે શ્રી હરિલાલભાઈમાં ચિત્તની એકાગ્રપણાની શક્તિ સારી રીતે ખીલી શકી છે. ત્હેમની આશક્તિને લઇને ત્હેમનામાં સ્મરણ શક્તિ પણ ઘણીજ અસરકારક રીતે ઘર કરીને રહી શકી છે. જેટલા પ્રમાણમાં તેઓ વાંચે છે તેટલાજ પ્રમાણમાં યાદ પણ રાખી શકે છે. શ્રી હરિલાલભાઇની ચંચળ બુદ્ધિ અને વિચારશીલ પ્રકૃતિને લીધે ત્હેમનું વાંચન એવું તો સમર્થ અને સંગીન નીવડે છે કે એક વખત વાંચેલો વિષય તેમને ગમે તેટલા સમય પછી પણ જરૂર પડે ત્યારે ઘણીજ ત્વરાથી તેમજ સહેલાઇથી યાદ આવી શકે છે. તેમની સ્મરણશક્તિ આવી ઉચ્ચા પ્રકારની હોવાથી કોઈ પણ પુસ્તક વાંચી લીધા પછી તેની મતલબ તેઓ સહેલાઇથી બોલી શકે છે, તથા ઉત્તમ રીતે લખી

પણ શકે છે. જે જે ગુણો વડે તેઓ આટલી બધી વિદ્વતા અને આટલું બુદ્ધિકૌશલ્ય સંપાદન કરી શકયા છે તેમાં તેમનો આ યાદશક્તિનો ગુણ ઘણીજ અસરકારક રીતે કારગત થઇ શકયો છે.

શ્રી હરિલાલભાઈમાં ત્હેમના સર્વ મગજના ગુણોમાં તેમનો કોઇ પણ વસ્તુમાંથી હંસક્ષીર ન્યાયે સાર ગ્રહણ કરી લેવાનો ગુણ ઘણોજ સરસ છે. ત્હેમની પ્રકૃતી સારગ્રહી હોવાને સબબે તેઓ કોઈ પણ મતના યાતો પંથના કીતાબમાંથી અથવા તો કોઇ પણ સ્થાન કે વસ્તુમાંથી પોતાને ઉપયોગી લાગતી વાતનો સાર ગ્રહણ કરી લેવામાં ભાગ્યેજ પાછી પાની કરે છે. દરેક ધાર્મિક સંપ્રદાયમાંથી ત્હેના અસ્વીકાર્ય સિદ્ધાંતોને જોકે ભલે આપણે ત્યજી દઇએ, તો પણ તેમાંથી હંસક્ષીર ન્યાયે જે કંઇ ઉપયોગી, વ્યવહારૂ અને બોધદાઇ લાગે તે પસંદ કરી લેવામાં અગર તો તેનો સ્વીકાર કરવામાં કોઇ પણ જાતની હરકત નથી, એવું શ્રી હરિલાલભાઇનું મન્તવ્ય હોવાથી તેમનો સ્વભાવ ઘણો સંગીન રીતે સારગ્રાહી બની શકયો છે.

શ્રી હરિલાલભાઇની રહેણી કરણી અને ત્હેમના મગજના કેટલાક ઉત્તમ ગુણોનું અવલોકન કર્યા પછી હવે એમના હૃદયના ગુણો કે જેનાથી તેઓ ભારે લોકપ્રિયતા મેળવી શકયા છે, અને જે વડે ત્હેમના સહવાસમાં આવેલી સર્વ કોઈ વ્યક્તિઓના અત્યંત આદરભાવને સર્વાંશે પાત્ર થઇ શકયા છે, તે ગુણો સંબંધીનું કાંઇક પ્રાસંગિક વિવેચન કરીશું.

સામાન્ય લોક સમૂહ તરફ સ્નેહભરી લાગણી યાને દીલસોજી એ ગુણ શ્રી હરિલાલભાઈના હૃદયના ગુણોમાં સ્વાભાવિક રીતેજ પ્રથમ દૃષ્ટિએ તરી આવે છે. પોતાની ઓળખાણના માણસોને દુઃખમાં દીલસોજીભરી લાગણી દર્શાવવી તેઓની મુસ્કેલીઓ બારીકાઇથી સમજી લઇને તે દૂર કરવા માટે બની શકતી દરેક કોશીષ અજમાવીને તેઓના દુઃખમાં ભાગ લેવો એ શ્રી હરિલાલભાઈના માનસિક બંધારણનો એક ઘણોજ મહત્વનો અને અગત્યનો અંશ છે. કોઇ પણ જાતની મુસ્કેલીમાં કે ઉપાધિમાં પટકાઈ પડેલા કોઈ પણ પ્રદેશ, ગામ કે જ્ઞાતિના પોતાના જાતિભાઇને, નિખાલસ અને નિઃસ્વાર્થ વૃત્તિથી આસ્વાસન આપવા અને બની શકતી બીજી કોઈ પણ પ્રકારની યોગ્ય મદદ આપવા તેઓએ કદી પણ પાછી પાની કરી નથી. આ વાતના સમર્થનમાં સને ૧૯૧૯ ની સાલમાં કાઠીયાવાડમાં ફેલાએલા ઇન્ફ્લુએંઝાના ભયંકર રોગ વખતે શ્રી હરિલાલભાઇએ દુઃખી અને કમનશીબ કુટુંબોને કરેલી સંગીન મદદ, એ પ્રસંગ અત્રે યથાર્થ રીતે પુરવાર થઇ શકે

તેમ છે. આ સંબંધમાં બીજા ઘણા પ્રસંગોના દાખલા આપી શકાય તેમ છે. પરંતુ ઉપરના પ્રસંગવાળા દાખલા ઉપરથી તેમના દીલસોજીભરેલા સ્વભાવનું યથાવત્ સૂચન થાય છે.

શ્રી હરિલાલભાઈના હૃદયમાં સરળતા ને નિરભિમાનપણું એટલી તો સજ્જડરીતે વાસ કરીને રહ્યું છે કે પોતાના કુટુંબની અને મિત્રમંડળની વ્યક્તિઓ તો શું પરંતુ હરકોઇ સાધારણ વ્યક્તિ પણ તેમની પાસે જઇ તેમની ઉત્તમ સલાહ અને સંગીન સહાયનો અલભ્ય લાભ ઘણી સહેલાઈથી મેળવી શકે છે. કોઇ પણ દરજ્જાની નિશાળના જાહેર મેળાવડામાં, અથવા બીજી કોઇ પણ પ્રકારની સાર્વજનિક હિતની નાની મોટી જાહેર સંસ્થાઓની સભાઓમાં, પ્રમુખસ્થાન લેવાનું અથવા તેમાં અન્ય કોઇ રીતે ભાગ લેવાનું જ્યારે જ્યારે તેમને આમંત્રણ અગર તો તેડું થાય છે ત્યારે ત્યારે પોતાની કીર્તિ કે પ્રતિષ્ઠા વધારવાના સ્વાર્થી હેતુથી નહી પરંતુ હરકોઇ રીતે લોક હિત સાધવાના અગર તો લોકસેવા બજાવવાના ઉચ્ચ અને અનુકરણીય હેતુથી પોતાને મળતા આવા આમંત્રણો પોતાના ધંધાની અને શરીરની ગમે તેટલી અડચણો વેઠીને પણ સ્વીકારી લેવા તેઓ ખડેપગે તૈયારજ હોય છે. પોતાની વિદ્વતા અને માનસિક શક્તિઓ તથા મોટી પ્રતિષ્ઠાને લીધે તેમણે પોતાની વર્તણુંકના સાદાઇ, સરળતા તથા નિરભિમાનપણાના ઉમદા અંશોમાં કદી પણ તફાવત પડવા દીધો નથી. આ ઉપરાંત તેઓ દરેક કોમના અને જાતના મનુષ્યો સાથે જાતિ કે ધર્મનો કોઈ પણ પ્રકારનો ભીન્નભાવ રાખ્યાવિના ભ્રાતૃત્વની લાગણીથી વર્તિ શકે છે. તેમની આવી સમાન વૃત્તિને લગતો ગુણ તેમની લોકપ્રિયતા વધારવામાં કારણભૂત છે. ખરેખર ઉદાર ચારિત્રવાળા મહાપુરૂષને હૃદયની સરળતા, સમાન વૃત્તિ અને નિરભિમાનપણાના ગુણો વર્યા છે. તે ઉપરથીજ એક વિદ્વાન સંસ્કૃત કવિના વાક્યનું રહસ્ય સમજાય છે કે "**उदार चरिता नामतुं वसुधैव कुटुंब कम्**" ઉદાર ચારિત્રવાળા પુરૂષોને આખી દુનિયા કુટુંબ સમાનજ હોય છે.

હવે શ્રી હરિલાલભાઈના સમાધાન વૃત્તિના ગુણ સંબંધી કાંઇ વિવેચન કરીશું. જનસમૂહમાં સતત્ જાગૃતિ ફેલાવી તેનો સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક, રાજકીય આદિ સર્વ બાબતોમાં યથાશક્તિ અને યથામતિ ખંતપૂર્વક શ્રમ લઇ સમાજની સેવા કરવી એ શ્રી હરિલાલભાઇનો મુખ્ય ઉદ્દેશ છે. અને તેથી સાંસારિક અને ધાર્મિક સુધારાની બાબતોમાં તેમની વિચારશ્રેણીથી વિરૂદ્ધ પડનારા કેટલાક ગૃહસ્થો સાથે પણ સાર્વજનિક હિતની બીજી હીલચાલોમાં પોતાના કાર્યને વધારે ઉત્કૃષ્ટ અને યશસ્વી બનાવવાને તેઓ વગર

સંકોચે અને પોતાની હંમેશની મીઠાશભરી નમ્રતા સાથે ભળી જાય છે. ત્હેમની આ રીત ઘણા સુધારકોને પસંદ નથી એમ જાણતા છતાં શ્રી હરિલાલભાઈ પોતાના સ્તુત્ય અને લોક હિતકારી ઉદ્દેશને પાર પાડવા માટે નિંદા કે ટીકાની દરકાર કર્યા વગર આ રીતને મક્કમપણે વળગીને પોતાનું કાર્ય આગળ ને આગળ ધપાવે જાય છે.

ત્હેમની આવી વિરલ સમાધાન વૃત્તિના સંબંધમાં નીચે આપેલા એક બે દષ્ટાંતો ઉપરથી વાંચનારને કાંઇક ઉપયોગી અને જાણવા જેવી હકીકત મળી શકશે.

સને ૧૯૨૬ ની સાલમાં અમરેલીમાં જ્યારે વડોદરા રાજ્ય પ્રજામંડળની પાંચમી પરિષદ ભરાયેલી હતી ત્યારે સ્થાનિક અંત્યજ વર્ગના માણસોને પરિષદની બેઠકમાં કેવી રીતે અને ક્યાં બેસાડવા એ પ્રશ્ન માટે તે વખતે ઘણીજ ઉશ્કેરણીભર્યો ખળભળાટ જન્મ પામ્યો હતો. પરંતુ સાર્વજનિક હીત ખાતર અને પ્રજામંડળની બેઠક ફલીત કરવા માટે તેમણે પોતાનો અંગત મત જતો કરી કેટલાક પ્રતિનિધિઓની કડવી ! ટીકા પણ સહન કરી સમાધાનીભરેલો રસ્તો કાઢયો હતો.

તેમ વળી સન ૧૯૨૮ માં ભરાયેલ "છાત્રાલય" સંમેલન વખતે અંત્યજો માટેનો વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયેલો. આ પ્રશ્ને એવું તો ગંભીર સ્વરૂપ પકડયું હતું કે જરૂર સંમેલન ભાંગી જ પડશે. આવા કટોકટીના પ્રસંગે શ્રી હરિલાલભાઇએ પોતાની સમાધાનવૃતિ કામે લગાડીને એવો તો સુલેહભર્યો માર્ગ કાઢયો કે કામ પાર પડયું. તત્સબંધે "છાત્રાલય" માસિકમાં થયેલી નોંધ અમે અત્રે પ્રગટ કરીએ છીએ.

× અમરેલીને તો પોતાની અંદર અંદર પણ પૂર્વ તૈયારી કરી લેવી પડે તેમ હતું. અમરેલી ગાયકવાડ સરકારનો કસ્બો. ગુજરાતમાં જ્યારે અસ્પૃશ્યતાના પ્રશ્નનો ઉચ્ચાર સરખો પણ કોઇએ નહોતો કર્યો ત્યારે શ્રીમંત સરકારે અસ્પૃશ્યતાના કલંકને નાબુદ કરવાનો નિશ્ચય જાહેર કર્યો અને તેમને માટે શાળાઓનાં બારણાં ખુલ્લાં મૂકી દીધાં. આજે અમરેલીની હાઇસ્કૂલમાં અગ્રજો અને અંત્યજોનાં બાળકો એક પાટલિયે બેસીને ભણે છે. આજે અમરેલીમાં એક અંત્યજ છાત્રાલય પણ ચાલે છે. આ અમરેલીમાં છાત્રાલય સંમેલન વખતે અંત્યજોના આમંત્રણ અનામંત્રણનો પ્રશ્ન ઉભો થશે એમ કોઇના ખ્યાલમાં શી રીતે આવે ? જે વૈષ્ણવ ભાઈઓના પુત્રો હાઇસ્કૂલમાં અંત્યજ બાળકો સાથે ભણી શકે છે. તેજ ભાઈઓ સંમેલનમાં

---

× વર્ષ ૧ અંક ૧૨ માર્ચ ૧૯૨૮

અંત્યજ ભાઇઓ હાજર થાય તો અચકાઈ જશે. એમ કોણ વિચારી શકે? છતાં ગાયકવાડ સરકારના અમરેલીમાં અસ્પૃશ્યતાનો આ પ્રશ્ન ઉભો થયો એ પ્રશ્ને સંમેલનના મહાજન મંડળમાં ભેદ પાડયો એ પ્રશ્ને અમરેલીનાં છાત્રાલયોમાં ખળભળાટ કર્યો; એ પ્રશ્ને મહેમાનોના ઉતારા ઉપર મર્યાદા આંકી, એ પ્રશ્ને ભાઇ જગજીવનદાસ જેવા અંત્યજ સેવકને આંસુ પડાવ્યાં અને ઘડીભર તો સંમેલનના અસ્તિત્વ વિષે લોકોને શંકા થઇ ગઈ. આવા વિકટ પ્રસંગે અમરેલીના અગ્રગણ્ય શહેરી શ્રી હરિલાલભાઈની નિડરતા અને નિષ્ટાએ સંમેલનનો બેડો પાર ઉતાર્યો છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી." + + + +

સને ૧૯૦૮–૯ સંવત ૧૯૬૫ ની સાલમાં રાણપુર મુકામે સમસ્ત મોઢ જ્ઞાતિનું એક સંમેલન ભરાયું હતું. તે વખતે કેટલાક મહત્વના સવાલો ઉપર જબરી તકરારો ઉભી થઇ હતી. આ કારણને લઇને રાણપુરની આ મોઢ કોંગ્રેસ કદાચ ભાંગી પડશે ત્યાં સુધી કડવાશનો મામલો પહોંચી ગયો હતો. સુભાગ્યે આ કોંગ્રેસમાં આપણા ચરિત્રનાયક મોઢ જ્ઞાતિના એક અગ્ર-ગણ્ય જ્ઞાતિરત્ન તરીકે ઘણોજ આગેવાનીભર્યો ભાગ લઇ રહ્યા હતા. આ પ્રસંગે તેમણે ભર કોંગ્રેસમાં પોતાની ન્યાય વૃતિ સમાધાન વૃતિ અને સર-ળતા કામે લગાડીને એવા તો સુલેહ ભર્યા કેટલાક વ્યવહારૂ માર્ગો સુચવ્યા કે એ કોંગ્રેસમાં ભાગ લેવા આવેલા સર્વ આગેવાન મોઢ વણીકો પોતાના અરસ્પરસના ગંભીર મતભેદો ભુલી ગયા. અને કોંગ્રેસ ફાટફુટ અને કુસંપનો ભોગ થતી બચી ગઈ. આથી હાજર રહેલા સર્વ જ્ઞાતિ બંધુઓને શ્રી હરિ-લાલભાઇની પ્રસંશનીય સમાધાન વૃત્તિ અને સ્તુતિપાત્ર ન્યાય વૃત્તિનો અનુ-ભવ થયો હતો.

શ્રી હરિલાલભાઇની સમાધાન વૃત્તિના આ ઉચ્ચ ગુણને લઈને ત્હેમનો સ્વભાવ શાંન્તિમય અને ક્ષમાશીલ બની શકયો છે. કોઈ પણ વ્યક્તિએ ત્હેમની નિંદા કરી હોય કે ત્હેમના માટે કટુ વચનો કીધા હોય અગર તો પોતાનો ગમે તેવો અપરાધ કર્યો હોય તો પણ તેવી વ્યક્તિ ઉપર ગેર-વ્યાજબી રીતે અને વૈરવૃત્તિથી ક્રોધાયમાન થઇને તેને હેરાન કરવા તેઓએ કદી પણ પગલાં લીધા નથી. "**क्षमा वीरस्य भूषणं**" એ મહા **કીંમતી શાસ્ત્ર** વચનનો હર વખત ઉપયોગ કરવામાં તેઓએ કદી પણ પાછી પાની કરી નથી. શ્રી હરિલાલભાઇનો ક્ષમાવાન સ્વભાવ એટલો બધો ઉચ્ચા પ્રકારનો છે કે ત્હેમને 'અજાત શત્રુ' તરીકે સંબોધવામાં ભાગ્યેજ

અતિશયોક્તિ લેખી શકાશે. આ ઉપરથી એમ નથી સમજવાનું કે શ્રી હરિલાલભાઇને નિંદકો નથી. આ દુનીયામાં એવી કોઇ પણ વ્યક્તિ છેજ નહી કે જેની વિરૂદ્ધ દ્વેષ બુદ્ધિથી જોનારા નજ હોય. પરંતુ અજાતશત્રુ એ શબ્દનો મર્મ એ છે કે એવા મનુષ્યને (અજાત શત્રુને) પોતાની દૃષ્ટિમાં માનવ જીવ માત્રનો મિત્ર રૂપેજ ભાસ થાય છે. શ્રી હરિલાલભાઇને પણ આ જ પ્રમાણે પોતાની દૃષ્ટિમાં કોઈનો શત્રુ રૂપે ભાસ તો થઇ શકતોજ નથી. ત્હેમના આવા અજબ ક્ષમાશીલ સ્વભાવને લઇને ત્હેમનામાં હૃદયની વિશાળતાની ઘણીજ સંગીન રીતે જમાવટ થઇ શકી છે. હૃદયની વિશાળતાના બીજા ચિન્હો પૈકી એક મુખ્ય ચિન્હ એ છે કે સાધનની, વિગતની ગણના કરવામાં કદાચ પોતાની ભુલ થઇ હોય તો તેની ખાત્રી થયે તુરતજ એ ભુલની વિના સંકોચે કબુલાત કરવી. આવા પ્રસંગો મહાન્ પુરૂષોને ઘણીવાર આવી જાય છે. શ્રી હરિલાલભાઇને પણ આવોજ એક પ્રસંગ આવી ચઢ્યો હતો. એક વખત અમરેલીની મોઢ વણીક જ્ઞાતિના મહાજનની એક સભા ભરાઇ હતી તે સભામાં અમુક વિષયનો વાદવિવાદ ચાલ્યો. એક જ્ઞાતિ બંધુએ તે વિષયની ચર્ચા કરતાં સહૃદયતાપૂર્વક સભા આગળ પોતાની દલીલો મુકી. પ્રત્યુત્તરમાં આપણા ચરિત્ર નાયકે કાંઈક આકરો નિર્ણય આપ્યો. થોડો સમય વિત્યા બાદ શ્રી હરિલાલભાઇએ પોતે આપેલા નિર્ણયમાં પોતે ભુલ કરી છે એમ જાહેરમાં કબુલ કર્યું. આવી પરિસ્થિતિમાં શ્રી હરિલાલભાઈથી ઓછી હૃદયની વિશાળતાવાળી કોઈ પણ વ્યકિત એ ભુલને છુપાવી વિગત કે કારણની ગણનામાં પોતાની થયેલ ભુલને સ્વીકારતજ નહી તેમ કરતાં પ્રતિષ્ઠા હાનીનો ભય તેવાઓ પાસે હજારો બહાનાઓ શોધાવત છતાં શ્રી હરિલાલભાઈને એ તો નજ રૂચે અને એવા સત્યપ્રિય હૃદયની પ્રતિષ્ઠા પણ જેવીને તેવી કાયમજ રહે.

શ્રી હરિલાલભાઇની બુદ્ધિની તથા હૃદયની સર્વ રીતે ઉંચા પ્રકારની વિશાળતાને લઇને એઓ એક ગંભીર, નિખાલસ અને પ્રૌઢ વિચારક તરીકેજ જનસમાજ વચ્ચે સારી છાપ પાડી શકયા છે. ત્હેમનું મન હંમેશા સાધારણ અગર તો સામાન્ય વ્યકિતઓની જેમ માત્ર લોક જંજાળના દુન્યવી વિષયોમાંજ પ્રવૃત્ત ન રહેતા લોકોત્કર્ષ અને આ આત્મોન્નતિના વિચારોના ઉચ્ચ પ્રદેશોમાંજ રમ્યા કરે છે. કોઇ પણ સાધારણ કે અસાધારણ કાર્ય વિચાર કર્યા વગર એકદમ સાહસ કરીને હાંકે રાખવાનો ત્હેમનો રીવાજ નથી. ગમે તેવો કુશળ અને બુદ્ધિમાન કાર્ય કર્ત્તા આગળ પાછળનો વિચાર કર્યા વગર પોતાના ગમે તેવા ઉચ્ચ ઉદ્દેશો પાર પાડવા યત્ન કરે તો તે ઉદ્દેશો ફતેહમંદ

બનાવવામાં ત્હેની શકિતઓ કુંઠિત થઇ જાય છે. અને તેથીજ દરેક વ્યકિતને ગંભીરતા અને વિચારવંતપણું એ બંને ગુણોની અનિવાર્ય આવશ્યકતા છે.

શ્રી હરિલાલભાઈનું હૃદય ઘણુંજ ઉદાર અને દયાળુ હોઇને ત્હેમના મુખમાંથી અસભ્ય અને કર્કશ વચનો ભાગ્યેજ નીકળે છે. ત્હેમની ઉદારતા અને ત્હેમના દયાળુપણાનો લાભ દરેક જાતિ તથા દરજ્જાના લોકોને એક સરખી રીતે મળે જાય છે. કંગાલીયત અથવા તો તંગીમાં આવી પડેલાં મનુષ્યો તરફ સ્વાભાવિક રીતેજ દયા આવવાથી તેવા લોકોને પોતાની યથા-શક્તિ યોગ્ય અને જરૂરી સહાય કરવામાં તેઓ પોતાની સગવડતા કે શરીરની હાજતોની ભાગ્યેજ દરકાર કરે છે. શ્રી હરિલાલભાઈની વાર્ષિક આવક એકંદર રીતે જોતાં ઠીક હોવાથી તેઓ તેનો વ્યવહારાદિ કાર્યમાં યથાયોગ્ય વ્યય કરીને સમાજ હિતના કાર્યોમાં પણ તેનો સારી રીતે સદ્ઉપયોગ કરે જાય છે. તેઓ વિદ્વાન પુરૂષો, વિદ્યાર્થીઓ, અતીથિઓ, અને બીજા સંત પુરુષોનો સારો સત્કાર કરે છે. અને અતિશય મમતા ધરાવે છે. આ ઉપ-રાંત કોઇ પણ લોકોપયોગી કાર્યને લગતી ટીપમાં ત્હેમની તરફની મદદની સારી રકમ ઘણીવાર જોવામાં આવે છે. વળી સાર્વજનિક હિતની સંસ્થા-ઓને પૈસાની, પુસ્તકોની તેમજ સામાનની બક્ષીસ આપી દેતા પણ ત્હેમને ઘણીવાર જોવામા આવ્યા છે.

શ્રી હરિલાલભાઇના આ સઘળા ગુણો ઉપરાંત ત્હેમનામાં સાધુ વૃત્તિના ઘણા અગત્યના બીજાં કેટલાંક લક્ષણો દેખાઇ આવ્યાં છે. આ લક્ષણો એવી તો ખુલ્લી રીતે ત્હેમની વાણી તથા ત્હેમના વર્તન ઉપરથી દેખાઇ આવે છે કે તેમના સહવાસમાં આવનાર કોઇ પણ વ્યકિતને ત્હેમને માટે આદરમય ચાહ થયા વગર રહેતો નથી. ત્હેમની સાધુવૃત્તિનું પ્રથમ લક્ષણ એ તેમનો ઉમદા સ્વભાવજ છે. જો કે લોકસેવા માટે તેઓ ભારે જહેમતો ઉઠાવે જાય છે. તો પણ ત્હેમનામાં અભિમાન જેવી વસ્તુ છેજ નહી. ઘણી ઘણી સંસ્થાઓના તેઓ ઉત્પાદક અગર તો પ્રવર્તક થઇ શકયા છે. તો પણ ઘણીવાર પોતે પાછળ રહી આગેવાન તરીકેનુ માન બીજાઓ ખાટી જાય તેવી સગવડતા કરી દેવામાં તેઓ ઓર આનંદ માને છે. ત્હેમનું બીજું લક્ષણ એ તેમની વિરલ નિઃસ્વાર્થવૃત્તિ જ છે. કીર્તિ, જાહેર પ્રશંસા, પ્રતિષ્ઠા, પૈસો, લોકોની સરદારી વગેરે વૈભવ, તથા સત્તાનાં સાધનો ઉપર ત્હેમને રજભાર પણ મોહ નથી. "આ મેં કર્યું" અને "મેં તે કર્યું" એવા દમામભર્યા મગરૂરીના ઉદ્દગારો ત્હેમના મુખમાંથી કોઈએ પણ સાંભ-ળ્યા હોય એમ અમે ધારતા નથી. મીઠાશભરી નમ્રતા અને મનનું નિખા-

લસ આનંદીપણું એ ગુણો ત્હેમનામાં એકદમ દેખાઇ આવે છે. આ સઘળી હકીકત ઉપરથી આપણે જોઈ શકશું કે શ્રી હરિલાલભાઇમાં સામાન્ય સાધુ-વૃત્તિની સંપૂર્ણ પ્રતીતિ થાય એવા વિરલ અને અનુકરણીય સદ્દગુણો ઘણા છે. અને તેથી જ આપણે હવે કહી શકીશું, કે શ્રીમદ્દભાગવતના નીચે આપેલા પ્રસિદ્ધ વચનો ત્હેમને ( શ્રી હરિલાલભાઇને ) સર્વથા લાગુ પડી શકે તેમ છે.

"દેહધારીઓમાં અહીં તે દેહધારીઓનો જન્મ સફળ છે, કે જે પ્રાણ, ધન, બુદ્ધિ અને વાણીથી સદા સર્વનું કલ્યાણ કરે."

શ્રી હરિલાલભાઇના મગજના તથા હૃદયના ગુણોનુ પ્રાસંગિક વિવેચન આ પ્રમાણે કર્યા પછી હવે ત્હેમના સાર્વજનિક હીતના ગુણો કે જે વડે તેઓ જ્ઞાતિરત્ન, રાજ્યરત્ન અને છેવટે પ્રજારત્ન થઈ શકયા છે, તે ગુણોનું સંક્ષિપ્ત અવલોકન આપણે કરીશું.

શ્રી હરિલાલભાઇ પોતાની સંખ્યાબંધ પ્રવૃત્તિઓથી કેવી અસાધારણ રીતે ઉદ્યોગી રહી શકયા છે એ વાત પ્રસ્તુત પુસ્તકના બારીક વાંચન ઉપરથી સૌ કોઈ સમજી શકે તેમ છે. વકીલાતના ધંધાના અંગે પોતાના અસીલ વર્ગના જોખમદારીના કામોમાં ત્હેમને ઘણું રોકાવું પડે એ સ્વાભાવિકજ છે. આમ છતાં ધંધાની ફરજો પૂર્ણ સંતોષકારક રીતે બજાવવા ઉપરાંત તેઓ જનસમાજની અનેક પ્રકારની સેવાઓ માટે પુરતો સમય લઇ શકે છે એ ત્હેમના આશ્ચર્યજનક ઉદ્યોગશીલ સ્વાભાવ યોગ્ય સૂચન કરે છે-કરાવે છે. પોતાના ધંધામાં અવિશ્રાંત શ્રમ લઇ પરિણામે એક હુંશીયાર ધારાશાસ્ત્રી તરીકેની ત્હેમની કારકીર્દી કેવી ફતેહમંદ અને પ્રશંસનીય થઈ શકી છે તે આપણે અગાઉ જોઇ ગયા છીએ. તે ઉપરાંત સામાજિક ઔદ્યોગિક, ધાર્મિક, રાજ્યકીય અને સાહિત્યને લગતી પોતાની અનેક પ્રવૃતિઓમાં તન મન અને ધનથી ત્હેમણે જ્ઞાતિની, રાજ્યની અને સમાજની કેવી કેવી અને કેટલી સેવા બજાવી છે તે પણ આપણે જોયું છે. પોતાની આવી અનેક પ્રકારની પ્રવૃત્તિઓને પહોંચી વળવાને માટે ત્હેમને અનેક પુસ્તકો, વર્તમાન પત્રો, રીપોર્ટો, વગેરેનું વિશાળ વાંચન અને અધ્યયન કરવું પડયું છે.

આ ઉપરાંત સાધારણ રીતે મુંબઇ ઇલાકામાંના અને ખાસ કરીને વડોદરા રાજ્યમાંના ત્હેમના સંખ્યાબંધ સ્નેહી મિત્રો અને અન્ય અનેક પ્રસિદ્ધ ગૃહસ્થો તરફથી જુદી જુદી બાબતોને લગતા ઘણા પત્રો ત્હેમના પર દરરોજ આવે જાય છે. આ બધાના ઉત્તર તેઓ કાંઇ અજબ ત્વરાથી અને નિયમિતપણાથી વાળી આપે છે. કોઈ પણ સુફળદાઇ અને કલ્યાણકારી

કાર્ય માથે લેવું અને તેને ફતેહમંદ બનાવી પાર પાડવું એ ત્હેમના જીવન વ્યાપારનું મુખ્ય સૂત્ર છે. સતત ઉદ્યોગ એ ત્હેમનું જીવન છે. સમાજહિતના કોઇપણ કાર્યમાટે સતત રીતે ઉદ્યોગ કરવામાં ત્હેમને ઘણો આનંદ મળે છે. કારણકે તે વગર ત્હેમને ચેનજ પડતું નથી. જેમ તેમનું બળવાન મગજ જ્ઞાન પ્રાપ્ત કરવામાં અને અન્યને આપવામાં રોકાયેલું રહ્યા કરે છે તેમ ત્હેમની શક્તિઓ પણ લોક સેવાર્થે સતતરીતે ખર્ચાયા કરે છે, અવિશ્રાંત ઉદ્યોગ કર્યા કરવાની ત્હેમની શક્તિ ચમત્કારિક છે. એટલુંજ નહીં પણ તેવા ઉદ્યોગમાં તેમને થતો આનંદ એટલો બધો અજબ છે કે તેમાં તેઓ એકસરખા મગ્ન રહ્યાં કરે છે.

જનસમાજની સઘળી પરીસ્થિતિઓ ધ્યાનમાં લઇ તેમાં યોગ્ય સુધારા વધારા કરવા માટે અને તે વડે સમાજનું યથાશક્તિ અને યથામતિ હીત અને ઉત્કર્ષ સાધવા માટે તેમણે કેવી વિધવિધ પ્રકારની ચળવળો ઉપસ્થિત કરેલી છે, અને તે સર્વમાં તેઓ કેવા તન મન અને ધનથી મચ્યા રહ્યા છે, એ સૌ કોઇને સુવિદિતજ છે. તેઓ પ્રજાને ઐક્યમાં દૃઢ, નૈતિક તથા શારીરિક ઉન્નતિમાં આગળ વધેલી અને તેમાં સાંપત્તિક સાધનોથી સમૃદ્ધ, સંતોષી, અને સુખી થયેલી જોવાને અહર્નિશ ઝંખ્યા કરે છે. સમાજ હિતના કાર્યમાટે ત્હેમના જેવા નિઃસ્વાર્થ અને નિષ્કલંક વૃત્તિવાળા વીર પુરુષો એ સમાજની દોલત છે. શ્રી હરિલાલભાઇએ પોતાની અનુકરણીય સ્વદેશ ભક્તિથી બજાવેલી સમાજની અનેક સેવાઓ ધ્યાનમાં લઇને રાજ્ય તરફથી ત્હેમની રાજ્યરત્ન તરીકેની અને પ્રજા તરફથી ત્હેમની પ્રજારત્ન તરીકેની ગણના થઈ શકી છે, એ ખરેખર યોગ્ય જ છે.

શ્રી હરિલાલભાઇના જીવનનો એક મહાન અંશ એ ત્હેમની શુદ્ધ અને લોકોપકારી કર્તવ્યપરાયણતા છે. લોક સેવાર્થે પોતાને યોગ્ય અને હિતકર લાગતું જે કાંઈ કાર્ય તેઓ આરંભે છે, તે મ્હારૂં પોતાનું માત્ર એક પવિત્ર કર્તવ્ય છે, એમ સમજીનેજ તેઓ કર્યે જાય છે. જેમ કોઇ પણ લોકહિતનું કાર્ય કે જે તેઓ એક પવિત્ર કર્તવ્ય તરીકે માનીને હાથમાં લે છે, તેમ તેને ગમે તેટલી અડચણો અને મુશ્કેલીઓ વેઠીને ફતેહમંદરીતે પાર પાડવું એ પણ પોતાનો ધર્મજ છે, એમ સમજીને આરંભેલા કાર્યમાં તેઓ નિડરતાથી અને મક્કમતાથી મંડયા રહે છે. પ્રસીદ્ધ અંગ્રેજ કવિ એક સ્થળે કહે છે કે:—

"He holds no parley with unmanly fears;
Where Duty bids, he confidently steers;

Faces a thousand dangers at her call;
And trusting in his God, surmounts them all."
(**Wordsworth.**)

**ભાવાર્થઃ**—પુરૂષ ધર્મને અયોગ્ય એવા ભયની તે કાંઇપણ દરકાર કરતો નથી. જ્યાં કર્તવ્ય ફરમાવે છે ત્યાં નિઃશંકપણે પ્રયાણ કરે છે. તેના (કર્તવ્યના) હુકમથી સહસ્ર જોખમો વ્હોરી લે છે અને પોતાના પ્રભુપર શ્રદ્ધા રાખીને તે સઘળાને ઓળંગી જાય છે.

આ કીંમતી અને અર્થ ગંભીર વચનો શ્રી હરિલાલભાઇની આવી ખંત અને કર્તવ્ય બુદ્ધિ માટે લગભગ સર્વાંશે લાગુ પડી શકે તેમ છે. પોતાની જ્ઞાતિ, પોતાના નૃપતિ તથા પોતાનો દેશ એ તરફની મ્હોટી ફરજો ઉપરાંત, પોતાનું કુટુમ્બ, પોતાના સ્નેહીમિત્રો તથા બીજાં આસપાસનાં મનુષ્યો ઇત્યાદિ તરફની, પ્રમાણમાં ન્હાની મોટી ફરજો પણ, તેમણે અસાધારણ કાળજીથી, નિઃસ્વાર્થ અને ઉદાર બુદ્ધિથી તથા મક્કમતાથી બજાવી છે.

શ્રી હરિલાલભાઇનો ધંધો પોતાના વતનમાં જ હોઇને, પોતાના જીવન ક્રમનો લગભગ બધો વખત પોતાના વતનમાં જ પસાર થઇ શકયો છે. આ કારણને લઇને પોતાના અનેક ઉત્તમ ગુણો, સાદી રહેણી કરણી, રાજ્ય તથા જનસમાજની તરફની પોતાની અનેક નિઃસ્વાર્થ સેવાઓ—એ બધા વડે તેઓ પોતાના વતનમાં એટલી બધી લોકોની પ્રીતિ સંપાદન કરી શકયા છે કે એ બાબતમાં એમની બરોબરી કરી શકે એવી કોઇપણ વ્યક્તિ આજે ભાગ્યેજ મોજુદ છે.

સને ૧૯૧૧ ની સાલમાં ત્હેમને થઇ આવેલી મરડાના રોગની ભયંકર માંદગી વખતે ત્હેમની તબીયતના ખબર અંતર પૂછવા માટે તેમજ તેમની બરદાસ માટે પોતાના વતનના તેમજ બીજા સ્થળોના લગભગ દરેક ધંધાના અને જ્ઞાતિના માણસો (કે જેનો મોટો ભાગ પોતાના સ્નેહી વર્ગનો હતો.) એટલી બધી મ્હોટી સંખ્યામાં પોતાની પાસે આવતા હતા અને તેઓ બધા તે વખતે ત્હેમના માટે એવી તો ભલી લાગણીઓ અને એવા તો દીલસોજીભર્યા ઉદ્દગારો દર્શાવતા હતા કે જે ઉપરથી તેઓ સઘળે ઠેકાણે કેટલી હદ સુધી પ્રિય થઇ શકયા હતા, અને ત્હેમની તરફ દરેક લાઇનના લોકો કેટલા માન અને પૂજ્યભાવની દ્રષ્ટિથી જોતા તેનો યોગ્ય ખ્યાલ દરેક નજરે જોનારને આવી શકતો હતો. આ પ્રમાણે શ્રી હરિલાલભાઇ જેમ સાર્વજનિક માનને પાત્ર થઇ શકયા છે તેમ પોતાના સમકાલીન મનુષ્યોમાં તેમની પ્રતિષ્ઠા પણ ઘણી ભારે છે. જુદાજુદા વિષયોને લગતા દરેક મહત્વના

સવાલો માટે પ્રજાવર્ગના ઘણા વિદ્વાન લોકો પણ તેમને સલાહ લેવા લાયક ગણે છે. પ્રજાની મોટી જાહેર હીલચાલો ઉપરાંત પોતાના વતનમાંથી એવી કોઇ પણ ન્હાની મોટી સંસ્થાઓ નહી હોય કે જેને પોતાની તરફથી યોગ્ય અને કીંમતી સલાહનો લાભ નહી મળ્યો હોય. ત્હેમના વતનમાં તેઓ એવી તો અસાધારણ લોકપ્રિયતા સંપાદન કરી શકયા છે કે તે માટે આપણે જો "પોતાના વતનની લગભગ સર્વ વ્યક્તિઓ ને તેઓ એક મધ્યસ્થ સૂર્ય સમાન છે. જેની તરફથી તે સઘળી વ્યક્તિઓ પોતાનો પ્રકાશ અને ઉષ્ણુતા મેળવી શકે છે. અને જેની આસપાસ દરેક પોતાના વર્તુળમાં અને યોગ્ય અંતરે રહીને ફરી શકે છે." આવા એક વિદ્વાન પુરુષનાં અર્થ ગંભીર વચનો વાપરીએ તો તેમાં અતિશયોક્તિ જેવું કંઇજ નથી.

વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સાહેબ અને ત્હેમની સરકાર (Government) પ્રતિ, શ્રી હરિલાલભાઇ પૂર્ણ રાજ્યભક્તિ ધરાવી શકયા છે, એ વાતનો ઇનકાર થવો દુર્લભ છે. રાજકીય આદી જુદી જુદી અનેક પ્રવૃત્તિઓમાં તેઓ જે કાંઈ ભાગ લ્યે છે તે માત્ર પ્રજાવર્ગના હિતની ખાતર, અને વડોદરાની સરકારને તેના રાજ્યના કાર્યભારમાં અતિ મહત્વના અનેક કાર્યોમાં ગુંથાએલા રહેવાનું હોવાથી રાજા પ્રજાનાં હિતમાં અતિ ઉપયોગી કામોમાં પોતાને યોગ્ય લાગતી સલાહ અને સૂચનાઓ વખતોવખત આપતા રહી ત્હેને સહાયભૂત થઇ પડવાના અતિ ઉચ્ચ અને શુભ હેતુથી જ લ્યે છે. જનસમાજના હિતમાં રાજ્યનું જ હિત સમાએલું હોવાથી આમ વિવિધ પ્રસંગે દેશની સેવા બજાવવામાં તેઓ એક રીતે રાજ્યની જ સેવા બજાવે જાય છે એમ કહેવામાં કોઇપણ જાતનો સંદેહ નથી. ત્હેમની રાજ્યભક્તિ અને ત્હેમની સમાજ સેવાઓના સંબંધમાં વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સાહેબ તથા તેઓશ્રીના દીવાનથી માંડીને પ્રાંતના સુબાઓ સુધીના મ્હોટા અમલદારો તથા તેની નીચેના અમલદારો તથા નોકરો ઘણો જ ઉચ્ચ અભિપ્રાય દર્શાવે છે. આમ હોવાથી જ્યારે જ્યારે શ્રીમંત મહારાજા સાહેબનો અમરેલી શહેરમાં મુકામ થાય છે ત્યારે ત્યારે શ્રી હરિલાલભાઇને તેઓશ્રી (શ્રીમંત મહારાજા સાહેબ) તરફથી પોતાની ખાનગી મુલાકાતનું માન મળ્યે જાય છે.

શ્રી હરિલાલભાઈ વડોદરા સરકાર (Baroda Government) માં કેવી પ્રતિષ્ઠા અને માન સંપાદન કરી શકયા છે એ ત્હેમને શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજા એમના જન્મ દીવસે વડોદરામાં તારીખ ૨૨-૩-૧૯ ના દરબારમાં આપવામાં આવેલા "રાજરત્ન"-

ના ચાંદ વખતે વડોદરા રાજ્યના "નામદાર દિવાન સાહેબ સર મનુભાઈ મહેતા" એમના તરફથી દર્શાવેલા ઉદ્દગારો કે જે અમે નીચે ટાંકીએ છીએ, તે ઉપરથી ઘણી જ સારીરીતે પુરવાર થઈ શકયું છે.

ના. દિવાન સાહેબના ઉદ્દગારોઃ

"અમરેલીના આ આગેવાન વકીલે સાત આઠ વર્ષ સુધી ધારાસભાના સભાસદ તરીકે સારૂં કામ કર્યું હતું. તેમજ સહકારી મંડળીના ઓનરરી ઓર્ગેનાઇઝર તરીકે ઉત્સાહ અને ખંત પ્રદર્શિત કર્યાં હતાં. અમરેલી પ્રાંત પંચાયત અને સુધરાઈના ઉપાધ્યક્ષ હોઇ તેઓ પોતાના કામમાં ઘણો રસ લે છે. પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, દુષ્કાળ વગેરે પ્રસંગોમાં તેમની કરેલી સેવા જાણીતી છે અને સોશિયલ સરર્વિસ લીગ, અનાથઆશ્રમ, સ્ત્રી હુન્નર ઉદ્યોગશાળા અને પુસ્તકાલય બાળશાળા જેવી લોક સેવા અર્થે ઉભી થયેલી સંસ્થાઓમાં ઉમંગથી ભાગ લઈ તેમને સફળ બનાવવા પ્રયત્ન કરે છે. રાજ્યમાં સને ૧૯૦૯માં નીમાયેલ કેળવણી કમીશનમાં મી. હરિલાલે ઘણી બાહોશીથી કામ કર્યું હતું. અને હાલ રાજ્યની દ્રવ્ય સંપતિ ખીલવવા નીમાયેલ કમીશન ઉપર પણ મી. હરિલાલને શ્રીમંત સરકારે નીમ્યા છે. તેઓ રાજભક્ત અને પ્રજાભક્ત હોઇ બંનેના હિત સાચવવા કાળજી ધરાવે છે. ત્હેમના આવા સાર્વજનિક કામો માટે શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઈ રાજ્યરત્નનો રૌપ્યચાંદ એનાયત કરવા ઠરાવ્યું છે."

આમ રાજા અને પ્રજા ઉભયની આવી અનન્ય પ્રીતિ સંપાદન કરવી એ ઘણું દુર્લભ અને કઠણકાર્ય હોવા છતાં શ્રી હરિલાલભાઇએ આ પ્રમાણે તેવી પ્રીતિ, પોતાની બાહોશી, નિઃસ્વાર્થ લોકસેવા અને રાજનીતિ કૌશલ્ય, એ બધા વડે ઘણી સહેલાઈથી સિદ્ધ કરી શકયા છે. આ ઉપરથી સૌ કોઇ સમજી શકશે કે શ્રી હરિલાલભાઇ આ પ્રમાણે રાજરત્ન તથા પ્રજારત્નનું વિરલ પદ મેળવીને તેઓ આજે નીચે આપેલા એક ઘણા જ બોધદાયી શ્લોકની યથાર્થ સાર્થકતા ઘણીજ અચ્છી રીતે સાબીત કરી શકયા છે. ...

**"नरपति हितकर्ता द्वेष्यताम् याति लोके**
**जनपद हितकर्ता त्यज्यते पार्थिवेन**
**इति महति विरोधे विद्यमाने समाने**
**नृपति जनपदानां दुर्लभः कार्यकर्ता."**

**ભાવાર્થઃ**—"રાજાનું હિત કરનાર લોકોના દ્વેષને પાત્ર થાય છે, અને પ્રજાવર્ગનું હિત કરનારનો રાજા ત્યાગ કરે છે. આવો મહાન વિરોધ હોવાથી રાજા અને પ્રજા ઉભયનું મન સંપાદન કરી કાર્ય કરનારા મનુષ્યો દુર્લભ જ હોય છે.

---

# ઉપસંહાર.

શ્રી હરિલાલભાઈની વિરલ મહત્તા અને ત્હેમની મહાન લોકોપકારક કૃતિઓનું યથોચિત્ત ખ્યાન હવે તો કોઇપણ વિચારશીલ વાંચકને, અત્યાર સુધીમાં વર્ણવેલી સઘળી હકીકતો ઉપરથી, ઘણી જ સહેલાઈથી થઇ શકે તેમ છે. આમ હોવાથી સૌ કોઈ કબુલ કરશે કે આપણા ચરિત્ર નાયકના સર્વગુણો એવા ઉચ્ચ અને અગત્યના છે કે તે બધાને આચારમાં મુકવાથી ન્હાના કે મ્હોટા, ધનવાન કે ગરીબ, વિદ્યાર્થી કે ધંધાદારી સર્વ પ્રકારનાં મનુષ્યોને એક સરખી રીતે તેઓના કોઇપણ કાર્યમાં સફળતા અને યશ પ્રાપ્ત થયા વિના રહેશે નહી. આ વાર્તના સમર્થન માટે, ત્હેમની કુટુંબસેવા, જ્ઞાતિસેવા, રાજ્યસેવા, અને છેવટે લોકસેવાને લગતી જે જે હકીકતો પ્રસ્તુત પુસ્તકના અગાઉના બધા પ્રકરણોમાં આવી ગયેલ છે, તે તે હકીકતોનું ઉપસંહાર રૂપે સ્પષ્ટીકરણ કરવું ઉચિત જણાતું હોવાથી અમે તે અત્રે કરીએ છીએ.

સૌથી પહેલાં આપણે શ્રી હરિલાલભાઈના વિદ્યાર્થી અવસ્થાના ચોકઠામાંથી તેમનું જીવન નિહાળીશું. વિદ્યાર્થી અવસ્થાની તેમની રહેણીકરણી ઉપરથી આપણે જોઇ શકયા છીએ કે તેઓ શિક્ષકવર્ગ તેમજ અન્ય વડીલ વર્ગની ભારે આમન્યા રાખતા. પોતાના અભ્યાસમાં અવિશ્રાન્ત શ્રમ લઇ મેટ્રીક, બી. એ. અને એલ એલ. બી. ની ડીગ્રીઓ સંપાદન કરી પોતાના વડીલોએ પોતાને માટે કેળવણી લેવા બદલના કરેલા દ્રવ્ય અને શક્તિના વ્યયનું તેમણે ઘણી જ ઉત્તમ રીતે સાર્થક કરી બતાવ્યું છે. આ સાથે પોતાના જાતિ દૃષ્ટાંતથી પોતાના અભ્યાસમાં સંપાદન કરેલી નિપુર્ણતા અને શિક્ષકવર્ગ તરફનું તેમનું અતિ આજ્ઞાંકિત વલણ એ બેઉ કારણોને લઇને શિક્ષકવર્ગના ચાહ અને કૃપાના પાત્ર થઇને તેમણે વિદ્યાર્થી આલમ સમક્ષ એક આદર્શ અને નમુનેદાર વિદ્યાર્થી તરીકેનો ઉત્તમ દાખલો રજુ કરી આપ્યો છે.

ધારાશાસ્ત્રી તરીકેની તેમની ઉજ્જવળ કારકીર્દિમાં સુક્ષ્મ અવલોકન શક્તિ, સ્વતંત્ર હીમ્મત, શાન્ત આગ્રહ, સુજનતા તથા કર્તવ્યનિષ્ઠા, પ્રમાણિકતા તથા કાર્યદક્ષતા, અવિરત ઉદ્યોગ અને પોતાના સંબંધમાં આવનાર કોઇપણ વ્યક્તિ તરફની સભ્યતાં—એ બધા ગુણોની પ્રસ્તુત પુસ્તકના હરકોઇ વાંચનારને યોગ્ય પીછાન થઇ શકે તેમ છે. આ સઘળા ગુણો ખરેખર એક બાહોશ લોકપ્રિય પ્રતિભાશાળી અને પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રીના પરમ ભૂષણ રૂપ હોઇ તેના વકીલ જીવનને વિજયી અને યશસ્વી બનાવે તેવા જ છે.

શ્રી હરિલાલભાઇની અમરેલી શહેરની પ્રજા માટેની નીચે આપેલી સંખ્યાબંધ પ્રવૃત્તિઓ ઉપરથી તેમણે પોતાના વતનની બજાવેલી ઉત્તમ સેવાનું યોગ્ય સૂચન કરાવે છે.

વડોદરા રાજ્યના મ્હોટા અમલદારો જેવાકે દિવાન અને નાયબ દિવાન, કેળવણી તથા પોલીશ કમીસ્નર, સર ન્યાયાધીશ અને એકાઉન્ટન્ટ જનરલ, સરસુબા અને ચીફ મેડીકલ ઓફિસર વગેરે અમલદારો જ્યારે શહેરની ખાસ મુલાકાત લેવા પધારે છે ત્યારે તેઓને રૂબરૂમાં મળીને પ્રજાહિતની ચર્ચા કરવામાં અને સહાય મેળવવામાં, શ્રીમંત ગાયકવાડ સરકારની ખાસ પધરામણી અમરેલીમાં જ્યારે થવાની હોય તેમ જ તેઓશ્રી યુરોપની મુસાફરીએથી સ્વદેશ તરફ પુનઃ પધારવાના હોય તે વખતે અમરેલીની પ્રજા તરફથી માનપત્ર એનાયત કરવાના કાર્યમાં, તેમજ મહાત્મા ગાંધીજી જેવા મહા-પુરૂષોને ખાસ આમંત્રણ આપી તેમનાં વ્યાખ્યાનોનો પ્રબંધ કરવામાં અમરેલીના શહેરીઓને કંઇક અંશે લશ્કરી કવાયતની તાલીમ મળે અને એથી તેઓ આત્મરક્ષણ કરવા સશક્ત બને તે સારૂ એક સેવાદળ યોજવામાં, પ્રજાવર્ગના લોકોને રંજાડનારાઓ સામે યોગ્ય પગલાં લઇને તેઓને યોગ્ય પાઠ શીખડાવવાના કાર્યમાં, દુષ્કાળ જળપ્રલય અને પ્લેગ ઇન્ફ્લ્યુએન્ઝા અને ન્યુમોનિયા જેવી ભયંકર આફતોના પાશમાંથી શહેરના નિરાધાર પ્રજાવર્ગને બચાવી લેવા સારૂ સંગીન ફંડો ઉભા કરી દેવામાં, અને શહેરની પ્રજાને રાજકીય લાભો મળે તે સારૂં પ્રજા મંડળ જેવી રાજદ્વારી સંસ્થાની બેઠક અમરેલીમાં ભરાવીને અમરેલીની પ્રજા માટે શ્રી હરિલાલભાઇએ નિઃસ્વાર્થ સેવાભાવથી જે અનુકરણીય પુરુષાર્થ કરી બતાવ્યો છે તે જોઇને સર્વ કોઈ તેમને ધન્યવાદ આપ્યા વગર રહેશે નહી.

પોતાના વતનની આવી અનુપમ સેવા ઉપરથી જણાય છે કે વકીલાતના ધંધામાં ન છુટકે પ્રવૃત્ત રહેવા છતાં અને વિવિધ પ્રકારની સમાજસેવાના મહત્કાર્યમાં સતત રીતે મચ્યા રહેવા છતાં, તેમના જેવો પુરુષ આ પ્રમાણે પોતાના નિવાસસ્થાનની સેવા પણ ઉત્તમ રીતે બજાવી શકે છે એ વાત ઉપરથી અન્ય મોટા માણસોએ તેમનું દૃષ્ટાંત લઇ તેમ કરવામાં ઉત્સાહ પૂર્વક કટિબદ્ધ થવું જોઇએ.

ગૃહસંસાર અને જ્ઞાતિસેવાના પ્રકરણોને લગતા વર્ણન ઉપરથી માતા પિતા તરફ અનન્ય પૂજ્યભાવ, ભાઇભાંડુ તરફ તેમનો શુદ્ધ સ્નેહભાવ, પત્ની-ને સંસારનું દરેક વ્યાજબી સુખ આપવાની તેમની કાળજી અને ઉદારતા, પોતાના સંતાનો તરફ એમની દૃઢ તથા ઉદાર સ્નેહ વૃત્તિ, અને તેઓના

શિક્ષણ તથા વિકાસ પાછળ તેમની ભારે ચીવટ અને ખંત—એ બધાનું યોગ્ય દર્શન થાય છે. કેટલાંક સહોદરો વચ્ચે અતિશય સ્વાર્થીપણાને લીધે એવો તો ભારે અણબનાવ જોવામાં આવે છે કે તેઓ એકબીજા સાથે વાતચીતનો સંબંધ પણ તોડી નાખે છે. ખરેખર આ કલહજનક સ્થિતિ પોતાના કુટુંબની જ્ઞાતિની, અને છેવટ સમાજની ઉન્નતિને ઘણી જ વિઘ્ન-કર્ત્તા ગણી શકાય. આવી કલહપ્રિય વ્યક્તિઓએ શ્રી હરિલાલભાઇના દૃષ્ટાંતનું ખાસ અનુકરણ કરવું ઘટે છે. તેમનાં પત્ની વાલીબાઈની સાદી રહેણીકરણી અને ત્હેમનું શુદ્ધ ચારિત્ર અને પવિત્ર વર્તન એ સર્વ સદ્ગુણી અને પતિપરાયણ સ્ત્રીઓને માટે અનુકરણીય છે.

તેમની જ્ઞાતિને લગતી પ્રવૃત્તિઓ ઉપરથી જ્ઞાતિહિતનાં દરેક કાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લઈ અને કન્યાવિક્રય, કજોડાં, બાળ તથા વૃદ્ધલગ્ન, અને એવા બીજા અનેક કુરીવાજો દુર કરવા પ્રશંસનીય પ્રયત્નો કરી દૃષ્ટાંત રૂપ જીવન ગાળી જ્ઞાતિજનોને દીવાદાંડી સમાન થઇ શકેલા છે. સદાચાર, ભ્રાતૃભાવ, નિર્મળપ્રેમ, સેવાભાવના અને પરસ્પરના મિત્રભાવની ધાર્મિક વૃત્તિઓને સ્થાન લેવરાવવાના કાર્યમાં યથાશક્તિ જ્હેમત ઉઠાવી તેઓએ પોતાની જ્ઞાતિ તેમજ સમાજની ઉમદી અને ઉચ્ચ સેવા બજાવી છે. એમની અમૂલ્ય સમાજસેવાએ મોઢ જ્ઞાતિની જ્વલંત કીર્તિને સવિશેષ તેજ અર્પ્યું છે. એ વાત તો સત્ય જ છે કે બુદ્ધિ તથા નીતિની શ્રેષ્ઠતા અને નિષ્કલંક તેમજ નિષ્પ્રપંચી કલ્યાણમય તેમજ લોકોપકારી એવા પોતાના ઉચ્ચ જીવનનો તેમણે જે દાખલો બેસાડયો છે એજ મોઢજ્ઞાતિની એમની ઉંચામાં ઉંચી અને ઉમદામાં ઉમદી સેવા છે. આવા ઉદાત્ત જ્ઞાતિરત્નના પગલે સર્વ જ્ઞાતિબંધુઓ ચાલે તો જ્ઞાતિનો ઉત્કર્ષ થવો સુલભ જ છે.

સંસાર સુધારા ( Social Reform )ને લગતી ત્હેમની સંખ્યાબંધ પ્રવૃત્તિઓ ઉપરથી, તેમની અડગ હિંમત, ગમે તેટલી મુશ્કેલીઓ વેઠીને પોતાના નિશ્ચયને વળગી રહેવાની ટેવ, નિઃસ્વાર્થ વૃત્તિથી યથાશક્તિ આપ ભોગ આપવાની ધગશ, અને ત્હેમની અસ્ખલિત પ્રજાભક્તિનું સારૂ ભાન થઇ શકે તેમ છે.

શ્રી હરિલાલાલભાઈના ધાર્મિક વિચારોને લગતા વર્ણન ઉપરથી જણાય છે કે તેઓ વૈષ્ણવ સંપ્રદાયના એક ચુસ્ત અનુયાયી હોઇ માત્ર તે સંપ્રદાયની બાહ્ય સ્વરૂપની અંધશ્રદ્ધાના ઉપાસક નથી પરંતુ ઇશ્વરપ્રતિ પોતાની અસ્ખલિત અને અનન્ય શ્રદ્ધા અને ભક્તિ ભાવને લીધે હરવખત તેનું

સ્મરણ કરીને અને તે સર્વત્ર હાજર જ છે એમ માનીને લોકોની દરેક રીતે યથાશક્તિ સેવા બજાવીને, તેમણે એક આદર્શ વૈષ્ણવજનોને કહી શકાય તેનું એક આબેહુબ દૃષ્ટાંત પુરૂ પાડયું છેઃ આ સાથે અનેક ધર્મોનાં પુસ્તકો વાંચીને પોતાના ધાર્મિક જ્ઞાનમાં તેમણે ઘણોજ સંગીન વધારો કર્યો છે. અને અન્ય ભિન્નભિન્ન ધર્મવાળા મનુષ્યો તરફ એક સરખી મમતાની લાગણી અને અનુકરણીય સહિષ્ણુવૃત્તિ તેઓ પોતાના વર્તનમાં દર્શાવી રહ્યાં છે.

ત્હેમની રાજકીય પ્રવૃત્તિના વર્ણન ઉપરથી એક સમર્થ રાજ્યભક્ત અને પ્રજાભક્ત હોઇ સરકારને વખતોવખત અરજ કરીને અને સરકારના મ્હોટા અમલદારો સાથે પ્રજાને નડતી અડચણો અને થયેલી ગેરસમજુતીઓ દુર કરવા અને સુધરાઇઓ, પંચાયતો અને ધારાસભાના પ્રશ્નો ઉપરાંત પ્રજાને હરકત કરતી દરેક બાબતો ઉપર વાટાઘાટ કરીને અને તે હરકતો દુર કરવા માટે ઘટતા અને કાયદેસર ઇલાજો લેવરાવીને તથા અન્ય કેટલીક રીતે પોતાના દેશબંધુઓનું હિત અને ઉન્નતિ કરવા ત્હેમણે કેવો અથાગ શ્રમ લીધો છે અને તે સાથે તેમણે આ બધું કાર્ય કેવા વિવેક અને વિચાર-વંતપણાથી, કેવી ખંત અને નિઃસ્વાર્થવૃત્તિથી, કેવી બાહોશી અને કુનેહથી, કેવી કાર્યદક્ષતા અને દીર્ઘદૃષ્ટિથી કર્યું છેઃ તેનું કાંઇક દિગ્દર્શન થાય છે.

આપણા ચરિત્ર નાયકની સાહિત્ય વિષયક પ્રવૃત્તિના વર્ણન ઉપરથી માલુમ પડે છે કે ત્હેમના જેવો ભારે જંજાળી અને મુલાયમ શરીર પ્રકૃતિ-વાળો પુરુષ પણ પોતાની અનેક જંજાળોમાંથી અવકાશ મેળવી અવિરત ઉદ્યોગ અને વિશાળ બુદ્ધિબળ વડે અમુક અંશે સાહિત્યની અને એકંદરે વિદ્યાદેવીની ઉપયોગી સેવા બજાવી શકે છે. વળી ત્હેમના "વડોદરા રાજ્ય પ્રજામંડળ" ની ત્રીજી પરિષદમાં તથા બીજી કેટલીક લોક હિતકારી સંસ્થાઓ તરફથી ઉપસ્થિત થયેલા સંમેલનોમાં પોતે આપેલા બોધદાઈ અને વિદ્વતાભર્યા ભાષણો અને અન્ય લોકોપકારી લેખો ઉપરથી લગભગ દરેક વિષયનું અતિ સૂક્ષ્મ અવલોકન કરી સત્ય શોધી કાઢવાની અને દાખલા દલીલોથી પોતાના સિદ્ધાંતનું અસરકારક રીતે સમર્થન કરવાની ત્હેમની ઉત્તમશક્તિનું પણ યથાર્થ રીતે ભાન થઇ શકે તેમ છે.

શ્રી હરિલાલભાઇની ઔદ્યોગિક પ્રવૃત્તિ પરથી તેમજ ત્હેમની અન્ય સઘળી પ્રવૃત્તિઓ ઉપરથી તેમની અસાધારણ પ્રજાભક્તિ, જનહિત કરવાની ભારે ધગશ તેમજ ત્હેમના નિઃસ્વાર્થપણાની, નિરાભિમાનીપણાની, ખંતીલાપણાની અને ઉદ્યોગી જીવનની સંપૂર્ણ સાબીતી મળે છે.

તેઓ એક પવિત્ર અને શુદ્ધ ચારિત્રવાળા અને દૃષ્ટાંતભૂત વર્તનવાળા ઉત્તમ પુરુષ થઇ શકયા છે. તેમના લગભગ સઘળા સદ્ગુણો ગ્રહણ કરવા યોગ્ય છે પરંતુ જો કોઈ પણ વ્યક્તિ તે સર્વ-ગુણોનું એકસાથે અનુકરણ કરવા હામ બીડે તો તેમ થવું દુર્લભજ છે. તેથી સારગ્રાહી એવી દરેક વ્યક્તિએ પોતાના કાર્યની સિદ્ધિ બદલ સારાસારનો વિચાર કરીને અને પોતાની સ્થિતિ અને સંજોગોને અનુકૂળ અને જરૂરી એવા આ ઉત્તમ અને ઉમદા ગુણોનું એક સાથે નહીતો ક્રમે ક્રમે યથાશક્તિ અને યથામતિ પ્રયાસથી હંસક્ષીર ન્યાયે અનુકરણ કરવું એજ તેનું કર્તવ્ય અને ભૂષણ છે. આમ કરવાથી ખરેખર તે પોતાની કોશીશના પ્રમાણમાં કુટુમ્બ, જ્ઞાતિ, રાજ્ય અને પ્રજાના કલ્યાણના મહત્કાર્યમાં પોતાનો કાંઇક પણ ફાળો યાને હિસ્સો આપી શકશે અને વધારામાં પોતાની આધિભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિ થોડેઘણે અંશે પણ કરી શકશે.

શ્રીયુત્ હરિલાલભાઇનું વય હજુ માત્ર પ૨ વર્ષનુંજ છે અને તેથી તેમના બિલોરી કાચ જેવા વિશુદ્ધ પ્રેમમય પરોપકારી અને સાત્વિક જીવનમાંથી હજુ જનસમાજ ઘણું ઘણું મેળવી શકશે એવી અમારી સંપૂર્ણ આશા છે. છેવટે શ્રી હરિલાલભાઇ સંપૂર્ણ રીતે સશક્ત અને તંદુરસ્ત રહીને એમની મહાન્ સેવા તથા એમના મહાન્ આત્મભોગનાં સુમધુર ફળો ચાખવાને દીર્ઘાયુ થાય અને એમના કલ્યાણમય અને પવિત્ર ચારિત્રની જાદુઇ અસર આ દેશના ખુણેખુણા ઉપર કરવાને સમર્થ થાય, તેમજ દેશમાં સર્વત્ર શાંતિ અને દરેક પ્રકારની ઉન્નતિને એક સાથે ચાહનાર એવા તેમના જેવા અનેક દેશ હિતૈષી નરરત્નો આપણા દેશમાં જન્મ ધારણ કરે, અને વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડ સર સયાજીરાવ મહારાજા સાહેબ એમના શીતળ છત્ર નીચે રહી તેઓશ્રી તરફથી મળતા કેળવણી આદિના અલભ્ય લાભો લઇ તે વડે તેઓ આપણી પ્રજાનો અનેક પ્રકારે ઉત્કર્ષ કરે, તેમજ તેના ઐતિહાસિક, ભુતકાળ ને આશાવાન વર્તમાન જેવું ઝળહળતું ભવિષ્ય પ્રાપ્ત કરાવી આપે અને તેને દુનીયાની બીજી પ્રજાઓમાં સમ્રાજ્ઞીપદે વિરાજમાન કરવાને શક્તિમાન થાય એવી પ્રભુ પાસે ખરા અંતઃકરણની પ્રાર્થના રૂપે શુભેચ્છા બતાવી અમે હવે અમારી લેખિનીને વિરામ આપીએ છીએ અને એ રીતે પ્રસ્તુત પુસ્તકના લેખનકાર્યની પૂર્ણાહુતિ કરીએ છીએ. ઇત્યોમ્

इति शुभं।